૭૮૬



# મશારેકુલ-અનવાર

## ભાગ ૧લો.

૭૩૧ હદીસ.

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદિક.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું મુ૦ રાંદેર. જીલ્લે—સુરત.


[illegible] આતિશ **અમરસીંગ** [illegible]

**નીઝામમાં નુરમાં વકીલનાએ** [illegible]

[illegible] "રાંદેર" [illegible]

[illegible] **રતિલાલ દુર્લભદાસે** [illegible]


**કીંમત રૂ. ૧—૪—૦**

અલ્લાહ તઆલા ફરમાવે છેઃ—

જે કંઈ તમને રસુલ આપે તે લો અને જેથી તમને બાજ રાખે (મનાઇ કરે) તો (તેથી) બાજ રહો. અને અલ્લાહથી ડરો ખચીત અલ્લાહ સખ્તાઇથી શિક્ષા કરનાર છે.

સુરા હશર ૫૯; ૭.

# મશારેકુલ-અનવાર.

## ભાગ ૧ લો.

૭૩૧ હદીસ.

મૂળ અરબી તથા ઉર્દુ ઉપરથી ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર


## ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેઝ

## સાદિક.

મુા. રાંદેર જીલ્લે સુરત.



આવૃત્તિ બીજી

પ્રત ૧૦૦૦





માહે સફર સને ૧૩૩૫ હીજરી.

કીંમત રૂા. ૧

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા ધી "રાંદેર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છાપ્યું.

# પ્રસ્તાવના.

## ખોદાના નામથી જે મોટો મેહેરબાન રહમ કર્તા.

અલ્લાહનાં હજાર હજાર હમ્દ અને શુકર કે તેણે પોતાના પવિત્ર ઇસ્લામમાં મારો જન્મ આપી મુજ અદનાથી દીનની ખીજમત લીધી અને દોરૂદ નામહદુદ [અગણીત] હજરત મોહમ્મદ મુસ્તફા માટે છે કે જેવણના શબ્દો દીનની સમજુતી માટે અખુટ ખજાનો છે અને તેમની આલ ઓલાદ તથા સર્વ સહાબા માટે છે કે જેવણે તે ખજાનાને પૂરતી સંભાળથી પાછળાઓને પોહોંચાડ્યો તથા સર્વ મુસલમાનો માટે છે.

એ પછી ગુલામ મોહમ્મદ બી. હાફેજ સાદિક અરજ કરે છે કે અલ્લાહ તઆલા પોતાના કરમો ફજલથી સને ૧૩૨૨ના શવવાલ મહિનામાં મને ચોથી વાર હજ્જ મુબારક માટે લઇ ગયો એ દરમ્યાન મારા દિલમાં આવ્યું કે કોઇ હદીસની કિતાબનો તરજુમો કરવો. શરૂ કરૂં કેમકે કહેતી છે કે "બાદશાહોનું વચન તે વાતોનો બાદશાહ છે." તો બેવ જહાનના સરદાર રસુલુલ્લાહની હદીસો તે વાતોની સરદાર હોવીજ જોઇએ. છતાં હદીસની એક પણ કિતાબનો તરજુમો ગુજરાતીમાં થયો નથી. અને એજ સબબથી લોકો જહાલતમાં દિન પર દિન સપડાતા જાય છે. અને દીનને નામે ભોલાઓને કેટલાક ઠગારા ઠગે છે. પોતાની દુકાન ચલાવવા તરેહ તરેહના ફસાદો કહાડે છે. કોઈ અભણ મોલવી બને છે. તો કોઈ બડાઇ માટે શમ્શુલ ઓલમાનો ડોલ ઘાલે છે. ફરી મારા દિલમાં આવ્યું કે મશારેકુલ અનવારનો તરજુમો કરૂં જેથી મેં તેનો તરજુમો કરવા શરૂ કર્યો. તો સન ૧૩૨૩ની હિજરીની મોહર્રમમાં પાછો ફર્યો એટલે મુંબાઇનું બંદર જોતાં ૫૦૦ હદીસો પુરી કરી. અને ૨૩૧ હદીસો ઘેર આવીને લખી એટલે કુલ ૭૩૧ હદીસનો આ ભાગમાં તરજુમો થયો છે. ઇનશાઅલ્લાહ બીજા ભાગમાં ૯૨૧ હદીસો લખીશ. અને ત્રીજા ભાગમાં ૬૧૭ હદીસો લખીશ. એટલે ત્રણ ભાગમાં ૨૨૬૯ હદીસો લખાઇ કીતાબ પુરી થશે. અને ત્રીજા ભાગની આખરમાં શમાએલ તિરમિજીનો તરજુમો શામેલ કરીશ. કેમકે આ કિતાબમાં માત્ર હજરત [સલ]ની કોલી હદીસો એટલે આપની કહેલી હદીસો છે. અને શમાએલે તિરમિજીમાં આપની ફેઅલી હદીસો એટલે આપના કરેલા કામો ચાલ ચલણોની હદીસો છે. જેથી ગુજરાતી વાંચનારાઓને બંને લાભ થાય. આ મારી નૈયત છે. પુરૂં કરાવવું અલ્લાહનુંજ કામ છે. આ કામ મારી શકિતને જોતાં તો ઘણું મોટું લાગે છે પણ તેની કુદરતને જોતાં ઘણું સહેલ લાગે છે.

આ કિતાબ ઉર્દુ ભાષામાં તરજુમો થઇ મુંબઇના હેદરી પ્રેસ, કરીમી પ્રેસ, કાનપુરના નિઝામી પ્રેસ, લખનવના નામી પ્રેસ, ફખરૂલ મતાબે પ્રેસ, અને દીલ્લીના ફારૂકી પ્રેસ, વગેરેમાં હજારો પ્રતો અનેકવાર છપાઇ છે. આથી તમો એ કિતાબના મકબુલ થવાનો ખ્યાલ કરશો.

કશફુજ જોનુન કિતાબને જોતાં માલમ પડે છે કે આ મશારેક લોકોમાં ઘણી માનીતી હતી. મોટા મોટા વિદ્વાનોએ એનાં ઉપર શરહ લખી છે તે સર્વનો વિસ્તાર હાલ નહીં લખતાં માત્ર શરહોના નામ લખું છું. "તોહફતુલ અબરાર. ફી શરહે મશારે કીલ અનવાર" શવારેકુલ અલીયા, ફી શરહે મશારે કીલ અનવારીન નબવીયા" એ ચાર જીલદોમાં છે, "કશશફુ શારેક ફી શરહીલ મશારેક" ત્રણ જીલદોમાં છે. અલ્લામા ગાજરૂનીની શરહ 'મતાલેઉલ મુસ્તફવીયા" ઇબને મલકની શરહ "મબારેકુલ અજહાર, શરહ મશારેકુલ અનવાર" વગેરે. મારી પાસે આ શરહ ઇસ્તમબોલના છાપાની છે. અને આ કિતાબના હાશયામાં ઘણી મદદ મેં આ શરહથી લીધી છે.

આ કિતાબનો તરજુમો કરતાં ઘણો ખરો મેં ગુજરાતી મહાવરાનો ખ્યાલ રાખ્યો છે. અને તે પ્રમાણે તરજુમો કર્યો છે. અરબીના મહાવરા પ્રમાણે શબ્દે શબ્દનો તરજુમો કર્યો નથી. કે જેથી

મતલબ સમજતાં લોકોને સેહેલ પડે. અને ઉર્દુ તરજુમાના દરેક ફાયદાનો પણ મેં તરજુમો કર્યો છે કે જેથી લોકોને હદીસની મતલબ સમજતાં સવલ પડે. માટે જો કોઇને કોઈ હદીસના તરજુમામાં સમજ નહીં પડે તો સાથે ફાયદો વાંચીને વિચારવું. ખોદા ચાહશે તો ધ્યાનમાં આવશે ફાયદામાં ઘણો ઉમદા ખોલાસા છે.

મશારેકુલ અનવારના દીબાચાનો તરજુમો મેં કર્યો નથી. અને ઉર્દુ તરજુમામાં પણ તેનો તરજુમો થયો નથી. કારણ કે તેમાં પોતાના વખતના લોકોના ઇલ્મિ હદીસથી જાહેલ રહેવાની હકીકત બયાન કરી છે. પણ તેથી ગુજરાતી વાંચનારને કંઇ લાભ નથી. કેટલીક જહાલત તથા બુરાં ચલણોને જે સારાં સમજવામાં આવે છે તે લખવાનો અત્રે મારો વિચાર હતો. પણ કેટલીક અડચણોને લીધે તે મેં લખવાં મોકુફ રાખ્યાં છે અને તેમાંના કેટલાંક તો મોકાસર આ કિતાબની નોટોમાં ટુંકમાં બયાન પણ થયાં છે.

પણ હાલ મને જે લખવાની જરૂર દેખાય છે તે આ છે કે રાંદેર અનુજુમને હનફીયાનો ઇશતેહાર તથા મહફેલે સુલતાનીયા ક્રીકેટ કલબનો ઇમતેહાર વાંચી કંઇક ખુશી ઉત્પન્ન થાય છે. અને તેની સાથે કઇંક દિલગીરી પણ પેદા થાય છે તેના વિષે કંઇક લખું છું. આશા છે કે, તે ઇનસાફથી વાંચનારને ઉપયોગી થશે.

ખુશી ઉત્પન્ન થયાનું કારણ તો આ છે કે પ્રથમ લોકો ગુજરાતીમાં દીની બાબતો છાપવાને બુરૂં જાણતા હતા તે આ ઇશતેહારોથી જણાય છે કે હવે લોકો સમજતા થયા. બીજું ખુશી ઉપજાવનાર કારણ આ છે કે જો એવીજ રીતે ઓલમાઓને પૂછી મસલા લખાયા કરશે તો સત્ય શું છે તે પ્રકાશ થશે, વાકેફગારી વધશે, જહાલત ઘટશે, અને બુરાં ચલણો ઓછાં થશે. અને દિલગીરી થવા જેવું તો આ છે કે એ ઉપરથી કેટલાક લોકો એક તરફના બીજી તરફવાળાઓને બુરૂં કહે છે એ મોનાસેબ નથી. તેમ મહફિલે સુલતાનીયાના ઇશતેહારમાં કેટલીક બાબતો ચેતવણી કરવા લાએક છે તે હું મારી સમજ પ્રમાણે જણાવું છું, આશા છે કે તેઓને પસંદ પડશે. અને જો કંઇ શક રહી જાય તો મને રૂબરૂ પુછી લ્યે. તે આ છે:—

પેહેલા સવાલના જવાબમાં ઇસ્લામના રૂકનો જે બયાન કર્યા છે તે ઠીક છે. પણ નબી સાહેબ (સલ) ની કબર મોબારકની જીયારત જે ફઝીલતનું કામ છે છતાં તે હજ્જના રૂકનમાં દાખલ નથી. એ ન હજ્જનું ફરજ છે, અને ન વાજેબ છે, અને ન સુંનત છે, અને નહજ્જનું મુસ્તહબ છે એ એક જુદી ઇબાદત છે. એજ માટે હિદાયા, કન્જ, કોદુરી, શરહ વિકયા વિગેરેમાં હજ્જના બયાનમાં જીયારતનું બયાન તદન નથી. અને જે ફિકહની કિતાબોમાં જીયારત શરીફનું બયાન છે. તેમાં પણ હજ્જના ફરજ વાજેબ સુંનત અને મુસ્તહબમાં બયાન નથી પણ હજ્જનું બયાન બીલકુલ પુરૂં કર્યા બાદ તેને જુદી ફસલમાં બયાન કરી છે. અને જો એમ કહો કે હજ્જમાં અમોએ દાખલ કર્યુ નથી, પણ "ઓર" કરીને જુદું બયાન કર્યુ છે. તો તેનો જવાબ આ છે કે ત્યારે બીજી ભૂલ થવાની તે એ કે જીયારત શરીફ ઇસ્લામનો છઠો રૂકન થાય છે પણ ઇસ્લામના રૂકન તો પાંચ છે સુંનત જમાઅતમાં છ કહેનાર કોઇ નથી

બીજા સવાલના જવાબમાં હજરત (સલ) ની મોહબ્બતને પુરા ઇમાન થવાનું કારણ બતાવ્યું છે એ ઘણો ઉમદા જવાબ છે. જો આપ એ હદીસની મતલબ પણ સાથે લખતે તો લોકોને ઘણો ફાયદો થતે. માટે હું અત્રે ઇશારો કરૂં છું કે એ હદીસની મતલબ આ કિતાબની હદીસ નં. ૬૩૭, ૬૪૩માં છે. આશા છે કે તે વાંચી તે પર અમલ કરવાની કોશીશ કરશો.

ત્રીજો સવાલ કે કાબા અફ્જલ છે યા રેજા મોતહહરા ? એનો જવાબ પણ શીફા કાજી અયાજથી લખ્યો છે એ ઠીક છે પણ એ જવાબની આખરમાં જે લખ્યું છે કે "આથી ખુલી જશે કે જીયારત કબર શરીફની મુસ્તહબ છે કે વાજેબ છે કે ફરજ છે" એ ઠીક નથી. એટલે

એ અફજલ થવાને જીયારત શરીફના વાજેબ થવામાં કશો દખલ નથી. વિચાર કરો કે આપે શીફા શરીફથી લખ્યું છે કે હજરત (સલ) ના જીસમ મુબારકથી જેટલી જમીન લાગેલી છે એ કાબાથી અફજલ છે. એજ શીફામાં જીયારતના બયાનમાં છે કે હજરતની કબર મોબારકની જીયારત કરવી મુસ્તહબ છે હજરતના જીસમ મુબારકને લાગેલી જમીન એ કાબા કરતાં અફજલ છે એ મસલો દુરેં મુખ્તારમાં પણ છે, તેની સાથની લખાયલી બે વાત અતરે લખવી મુનાસેબ જાણું છું. એક આકે હનફી મજહબમાં હજરત (સલ) ના જીસમ મુબારકથી લાગેલી જમીન સિવાય બીજી મદીનાની જમીન કરતાં મકકાની જમીન અફજલ છે. પણ કેટલાક માલેકીની નજદીક મદીના અફજલ છે. બીજી આ કે મકકા શરીફ માટે હરમ છે. એટલે તેની હદમાં શિકાર કરવો ઘાસ કાપવી વગેરે કેટલાંક કામ કરવાં દુરૂસ્ત નથી. આ માન મકકા માટે સર્વ ઓલમાંઓના મજહબ પ્રમાણે છે પણ દુરેં મુખતાર વગેરેમાં છે કે હનફી મજહબમાં મદીના માટે એવું હરમ નથી. પણ ગેર મોકલ્લે દો, શાફેઇ, માલેકી, અને હન્બલી મદીના માટે પણ એવું હરમ માને છે.

ચોથા સવાલનો જવાબ ઠીક નથી. કારણકે હનફીયોના સહી મત પ્રમાણે હજરતની કબર મુબારકની જીયારત કરવી મુસ્તહબ છે. આપે દુરેં મુખ્તારની ઇબારત નકલ કરી, પણ તેનો તરજુમો લખ્યો નથી. જે ઇબારતથી આપ વાજેબ સિદ્ધ કરવા ચાહો છો તેમાં તો શબ્દ "મનદુબ" એટલે મુસ્તહબ મોજુદ છે. વાજેબ ઉપર કદી એ શબ્દ વપરાતો નથી. ફરી 'બલ કીલા" કહીને વાજેબ લખ્યું છે. એ કીલાનો શબ્દ જઈફ પણું બતાવવા માટે આવે છે. હવે હું દુરેં મુખ્તારની ઇબારતના અર્થ લખું છું "જીયારત કરવી મુસ્હબ છે બલકે જઈફ કોલ પ્રમાણે વાજેબ છે" આથી મુસ્તહબપણાની તાકીદ નીકળી. કોઈ એમ કહે કે કીલાનો શબ્દ જઇફપણું બતાવવા માટે છે પણ "બલ કીલા" જઇફપણું બતાવવા માટે નથી અથવા બલ આવવાથી "કીલા" નું જઇફપણું મટી ગયું. તો તેનો જવાબ આ છે કે મેહેરબાની કરી એવો કાયદો કેથે હોય તો બયાન કરો. વળી દુરેં મુખ્તારના હાશયા શામીમાં છે કે જીયારતના મુસ્તહબ હોવા ઉપર ઇજમા છે. એટલે જુમહુરનો કોલ આ છે કે એ મુસ્તહબ છે. અને ફતવા આલમગીરીયામાં છે કે અમારા (હનફીયોના) મશાએખોની નજદીક હજરત (સલ) ની જીયારત મુસ્તહબ છે. ફરી વાજેબને કરીબ થવાનો મત બતાવ્યો છે. શાહ અબદુલ હકક મોહદદેસ દેહલવી (રહ) જજબુલ કોલુબમાં લખે છે કે સહી આ છે કે હજરત (સલ) ની જીયારત તથા બંને સહાબાની જીયારત મરદ અને ઓરત બંનેને મુસ્તહબ છે. શાહ અબદુલ હકક સાહેબ હજરતની જીયારત અફજલ મુસ્તહબ કહીને ફરી લખે છે કે કેટલાક માલેકીયોની નજદીક વાજેબ છે. એવીજ રીતે મવાહેબુલ લદુન્નીયામાં પણ બાજ માલેકીયોનો મત વાજેબ થવાનો લખ્યો છે. બહરૂલ ઓલુમ "અરકાને અરબા"માં લખે છે કે હજરતની જીયારત મોટા મુસ્તહબમાંથી છે. શીફા કાજી અયાજમાં છે "હજરતની કબર મુબારકની જીયારત મુસલમાનોની સુનંત છે." અને મુસલમાનોની સુનંતના અર્થ મુસ્તહબના છે. વળી એક પૃષ્ઠ પછી તેજ શીફામાં છે કે જે વાજેબ કહેવાયું છે તેની મતલબ મુસ્તહબને તાકીદ આપવી તથા તરગીબ આપવી છે.

દુરેં મુખ્તારની બાબુલ ઇદૈનમાં બે ઇબાદતો ભેગી થાય તો વધારે તાકીદવાળી ઇબાદતને પ્રથમ કરવાના કાયદા લખ્યા છે. એ કાયદાને આધારે પણ હજરત (સલ) ની કબર મુબારકની જીયારત મુસ્તહબ જણાય છે. ફતાવા આલમગીરીયા વગેરેમાં લખાયું છે કે જ્યારે મસજેદે નબવીમાં જાય તો પ્રથમ તહીયતુલ મસજીદ પઢે ફરી જેયારત કરે. આથી સાફ જણાય છે કે જેયારત વાજેબ નથી. જો વાજેબ હોત તો તહીયતુલ મસજીદ જે સુનંત છે તે પ્રથમ પઢવાનું નહીં લખતે પણ પ્રથમ જેયારત કરવાનું લખતે. અને જજબુલ કોલુબમાં છે કે માલીકી મજહબવાળા જેયારતને વાજેબ કહે છે એજ માટે તેઓ પ્રથમ જેયારત કરવાનું કહે છે અને ફરી તહીયતુલ મસજીદનું કહે છે.

વળી આલમ ગીરીયા, દુરેં મુખતાર વગેરેમાં છે કે જો ફરજ હજ્જ હોય તો પ્રથમ હજ્જ કરે અને ફરી જેયારતે જાય. અને જો હજ્જ નફલ હોય તો અખત્યાર છે ચાહે પ્રથમ હજ્જ કરે ફરી જેયારતે જાય, ચાહે પ્રથમ જેયારત કરે ફરી હજ્જ કરે. આથી સાફ જણાય છે કે કબર શરીફની જેયારત કરવી મુસ્તહબ છે. માટે બંનેમાં સરખો અખત્યાર થયો.

હજરત (સલ) ની જીયારત માટેની કેટલીક હદીસોમાં હજરત (સલ) ની શફાઅતનો વાયદો છે અને શફાઅત હાસેલ કરવાનું કામ કરવું વાજેબ છે માટે જેયારત કરવી વાજેબ છે, એવું કહેનાર હદીસથી એ ખબર માલમ પડે છે. અને અજાન પછીની અલ્લાહુમ્મ રબ્બ હાજેહીદ ઇત્યની દોઆ વિષે પણ શફાઅતનો વાયદો થયો છે તો તે પણ વાજેબ થવી જોઇએ. પણ એને મુસ્તહબ્બજ સર્વ લખે છે તેવીજ રીતે જેયારતને સમજવું.

જે હદીસમાં જેયારત નહીં કરનાર વિષે આવેલું છે કે તેણે મારા પર જુલમ કર્યો. આથી લોકો ભુલમાં પડે છે અને મહફેલે સુલતાનીયા મવાહેબુલ લદુન્નીયાનો હવાલો લઇ લખે છે કે "આથી સાફ જણાયું કે જેયારત તરક કરવી હરામ છે" અફસોસ કે એઓએ મવાહેબે લદુન્નીયા જોઇ નથી. એમાં સાફ લખેલું છે કે "જફાની" વાળી હદીસ સહીહ નથી ફરી લખે છે કે જો આ હદીસ સાબેત થાય તો જેયારત છોડવી હરામ છે. અફસોસ કે આટલી વાત લખી કે " જેયારત છોડવી હરામ છે " પણ "એ હદીસ સહી નથી" તથા "જો સાબેત થાય તો" એ શબ્દોને જોયા નહીં પણ હું કહુ છું કે જો એ હદીસ સહી થાય તો જેયારત કરવી વાજેબ થશે. કેમકે એક અદના મુસલમાન ઊપર જુલમ કરવાથી બચવું વાજેબ થશે. તો હજરત [સલ] ઉપર જુલમ કરવાથી બચવુ જરૂર વાજેબ થશે. પણ એ હદીસજ મવાહેબના કહેવા પ્રમાણે સહી નથી. ફરી જેયારત છોડવી હરામ શેની ? વળી એ હદીસને અલલ્મા જરકશીએ તથા મશારેકુલ અનવારના બનાવનાર અલ્લામા સગાનીએ તથા ઇબનુલ જોજીએ મોજુ (બનાવટી) કહી છે. જુઓ (સોયુતી (રહ) ની ઝૈલ) ફરી એવી હદીસથી વાજેબ કેમ સિધ્ધ થાય. એજ માટે શીફામાં જેયારતના બયાનમાં એ હદીસને લખી નથી. એ વિષે આટલા પર ટુક કરૂં છું કામ પડતાં બીજી દલીલો લખીશ. પણ આટલું લખવું જરૂરનું જાણું છું કે હજરત (સલ)ની કબર મુબારકની જીયારતના આદાબ જો અનૂજુમને હનફીયાવાળા અથવા મહફેલે સુલતાનીયાવાળા લખતે તો તે ઘણુંજ ઠીક થાત. એ ઉપરથી લોકો બુજરગોની કબરોની જીયારતના આદાબ શીખતે કબરોપર રોશની કરનારપર હજરતે લાનત કરી છે. સનદલ લગાડવું બિદઅત તથા કાફેરોની મોશાબહત છે. પીરોપર નિશાન ચઢાવવી ઝુંડા ખડા કરવા હનફી મઝહબના કાયદા પ્રમાણે હરામ છે. હિદાયામાં છે કે વલીમાની દાવતમાં લહોલઅબ હોય તો જવું દુરસ્ત નથી. આ ઊપર ધ્યાન આપવું જોઇએ કે જ્યારે વલીમાની દાવત કબુલ કરવી કેટલાકના મત પ્રમાણે વાજેબ છે અને કેટલાકના મત પ્રમાણે સુંનત મોઅક્કદા છે તે લહોલઅબ વાજા ગાજા વગેરે ખીલાફે શરઅ કામ થતાં હોય તો તે સુંનત કે વાજેબ માથે રહેતું નથી. તો બજુરગોની કબરો પર જ્યાં એવાં કામો થતાં હોય ત્યાં જવુ કેમ દુરસ્ત હોય ? જીયારત કરવી તો મુસ્તહબ છે, શરીઅત વિરૂધ્ધ વાજા ગાજા લહો લઅબ થતાં હોય ત્યાં જવું હરામ છે તો મુસ્તહબને માટે હરામ કામ થાય નહીં એવી જગ્યા કેટલાક જે વઅજ કહેવા જાય છે તેઓ જો તેની મનાઇ ત્યાં જઇ કરે તો તેઓને ત્યાં જવું દુરસ્ત છે, નહીં તો તેઓને પણ ત્યાં જવું દુરસ્ત નથી. એટલુંજ નહીં પણ તેઓ એવા કામને ઉત્તેજન આપનાર થશે. હજરત (સલ)ની સહી તથા હસન હદીસે છે તેમાં આપ ફરમાવે છે કે " તમો મારી કબર ઇદ (મેલો ઠેલો) નો કરો" હજરતની કબર મેલો કરવાને લાએક નહીં થઇ તો બુજુરગોની કબરો કેમ ઇદ બને ? ખોદા મુસલમાનોને એવા કામથી બચાવે.

પાંચમો સવાલ પંદરમી શાબાને શું કરવું જોઇએ ? એનો જવાબ સારો લખ્યો છે. પણ અફસોસ કે એમાં એહયાઉલ ઓલુમની બનાવટી (મોજુ) હદીસ લખી દીધી. એ હદીસના મોજુ

થવાનું બ્યાન તખરીજે અહાદીસે એહયા, મોજુઆતે મુલ્લા અલી કારી, અને આસારૂલ મરપુઆ ફી અહાદીસીલ મોજુઆમાં છે. પણ મોજુ જાણવા માટે હદીસની ખીજમત કરવી જોઇએ.

છઠ્ઠો સવાલ આતશબાજી છોડવાનો જવાબ ઘણો ઉમદા છે બંતી કોશીશે એ બુરી રસમ દુર થવી જોઇએ.

સાતમો સવાલ મુરદાને નેકી કરવાનો સ્વાબ પહોંચે છેકે નહીં એ નકામો છે. કારણકે અનજુમને હનફીયાવાળા મુદડાંને ખાલીસ નીયતથી નેકી કરી સવાબ પોહોંચાડવાનો કયારે ઇનકાર કરે છે? તેઓ તો એમ કહે છે કે શાબાનની પંદરમીએ ખાસ હલવો બનાવવો એની સાબેતી શરીઅતમાં નથી એનો જવાબ તમારે આપવો હતો કે ફલાણી કીતાબમાં છે કે પંદરમી શાબાને હલવો પકાવવો. હિન્દુઓમાં એવી રસમ છે કે તેઓ તહેવારો માટે કેટલાક ખાણા ખાસ કરે છે. હવે કોઇ કહે કે વારૂ શરીઅતમાં એ દીવસે હલવો પકાવવાની સાબેતી નથી પણ અગર પકાવે તો તેમાં નુકશાન શું છે? તેનો જવાબ કે એવો રીવાજ રહેવાથી લોકો તેને દીનનું કામ સમજે છે એજ કારણથી લોકો હલવાની વાત સાભળી ચીઢે છે તો બિદઅતમાં દાખલ છે. અને બિદઅતનું કરવું દુરૂસ્ત નથી.

વળી મહફેલે સુલતાનીયાના ઇશતેહારની શરૂમાં છે કે "જીસકો આલિમ કિયા કુલે ગેબોપર" એની શું મતલબ છે તે સમજાતું નથી. જો તેઓની મતલબ આ છે કે હજરત (સલ) દરેક થનારી અને થયલી ચીજના જાણનાર છે તો એ અકીદો સુનંત જમાઅતના વિરૂદ્ધ છે. શીફા શરીફના પૃષ્ટ ૨૫૫-૫૬ તથા ૩૦૧માં એવા અકીદાનો પુરતી રીતે રદદીયો છે. મુસલીમની હદીસમાં છે કે હજરતે (સલ) વફાતથી એક મહીના પહેલાં કહયું કે તમો મને કેયામત વિષે પુછ કરો છો તેની જાણ તો ખોદાનીજ પાસે છે" એની શરહ બુખારી જીલદ ૧ પૃષ્ટ ૩૨૭માં છે કે "કેયામત કયારે થશે તે ખોદા સિવાય કોઇ જાણતું નથી એવો અકીદો રાખવો દીનમાંથી છે" કેયામત કયારે થશે એ વિષેની ખબર હજરતને હતી, એવી એક આયત કે એક હદીસ પણ હોય તો બતાવો. વળી દરેક શેના જાણનાર હજરત (સલ) નહોતા એના પુરાવા આ કીતાબની હદીસ ના. ૨૪, ૧૪૯, ૧૯૭, ૨૧૩, ૨૬૭, ૨૭૦, ૨૭૨, ૩૦૪, ૩૨૦, ૩૩૧, ૩૩૫. ૩૫૦, ૩૫૧, ૩૭૨, ૩૮૧, ૪૦૯, ૪૧૧, ૪૧૪, ૪૨૨, ૪૨૪, ૪૨૭, ૪૨૮, ૪૩૩, ૪૩૮, ૪૪૦, ૪૪૪, ૪૪૮, ૪૫૦, ૪૭૭, ૪૮૪, ૫૦૪, ૫૦૫, ૫૦૬, ૫૧૦, ૫૫૦, ૫૮૧, ૫૮૮ અને ૬૧૪માં છે આ વિષે મારી ચોપડી નામે મૌલવી બશીરના રિસાલાનો ટુંક જવાબ" તથા માલાબુદની પ્રસ્તાવના વાંચો.

ઇલ્મે દીન ફીકહ, હદીસ અને તફસીરનો દરેક ભાષામાં બંતી કોશીશે ફેલાવો કરવો જોઇએ કે જેથી ઇસલામ ઉપર લોકો ચુસ્ત થાય દીનની રોશની વધે એ વિષે રાંદેરવાળાઓ પાસે ઘણું ઉમદા સાધન છે પણ અફસોસ કે તે સાધન કામમાં લેવાતું નથી. છોકરાઓને ગુજરાતી ઇંગ્રેજી જરૂરત જોગું તથા હુન્નર શીખવવા ઘણાં સારાં કામ છે. પણ જે દીની મદરસાના વકફો છે તેમાંથી એક પૈ આ કામમાં ખરચવી દુરૂસ્ત નથી. વકફ કરનારે વકફમાં શી બાબત ઉપર વકફ કયુ઼ં છે તે સંભાળ મોતવલ્લીએ રાખવી જરૂર છે. આ કાયદો લોકોના ધ્યાનમાં રહેશે તો ઇલમે દીનના મદરસા સારી રીતે ચાલવાના.

હું આટલા ઉપર મારૂં લખાણ બસ કરી ખોદાથી દોઆ કરૂં છું કે ઓ અલ્લાહ આ જે કંઇ થયું તે તારી તોફીકથી થયું. હવે તું એને મકબુલ કર અને લોકોપયોગી કરી એને મારા નજાતનું કારણ કર. અને જેવી રીતે મારા મા બાપે મારૂં નામ ગુલામમોહમ્મદ રાખ્યું છે તેમ મને હંમેશ હજરતની ખરી ગુલામીમાં એટલે તેમની શરીઅતની ચાકરીમાં રાખ કે હું તેને ફેલાવવામાં મારી ઉમ્મર પુરી કરૂં અને લોકોને હિદાયત થાય. વ સલ્લ-લ્લાહો અલન્નબી.

# જાહેર ખબર.

"તોહફતુલ હિંદ" નામનું પુસ્તક જે કે હિંદસ્તાનમાં ઉર્દુ ભાષામાં ૧૧ વાર છપાઈ માન પામેલું તેનો તરજુમો ઇંગ્રેજી કરાવી ૬૦ રતલી રૉયલ ગલેઝ ઉમદા કાગળ ઉપર છપાવ્યો છે. એમાં કર્ત્તાએ માત્ર હિંદુ ધર્મ તથા ઈસ્લામી ધર્મનો મુકાબલો કરી બતાવ્યો હતો. પણ ભાષાંતર કરનારે નોટમાં ખ્રીસ્તી ધર્મનો તથા આર્ય સમાજવાળાનો પણ મુકાબલો કરી બતાવ્યો છે. એમાં માત્ર મુકાબલોજ છે એમ નહીં પણ મુસલમાની ધર્મમાં ખુદાને કેમ માનવો. તથા ફીરસ્તાઓને કેમ માનવા ? પેગમ્બરોને કેમ માનવા ? કીતાબોને કેમ માનવી ? ઇત્ય તથા પાંચે બીનાએ ઈસ્લામનું પણ વર્ણન છે. ટુંકાણથી નિકાહ, તલાક, હરામ હલાલ, સલામ પારકા ધર્મવાળાને નોતરૂં કરવું વગેરે તથા પાદરીઓના ચોપાનિયામાં ઈસ્લામના ચંદ્ર ઉપર જે તેઓએ ધુળ ઉડાવી છે, તેનો ઉત્તર આપી તે ધુળ તેઓપર પાડી છે. અને લગભગ બધી શંકાઓનો જવાબ એમાં છે તથા પારકાઓના પુસ્તકોથી હજરત મોહમ્મદ સાહેબના ભવિષ્યવાદપણાની સાબેતી વગેરે છે. કીંમત રૂ૦૨. પોષ્ટ વગર.

"તોહફતુલ હિંદ" ગુજરાતી. ઉપલું પુસ્તક ગુજરાતીમાં છપાયું હતું પણ લોકોપયોગી થવાથી ખપી જઇ બીજીવાર છપાયું છે. કિં. રૂ ૨-૦-૦

"તોહફતુલ હિંદ" ઊર્દુ કીં આના ૧૦

"ઇજહારૂલ હક્ક" નામનું પુસ્તક કે જે મોલવી રહમતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતલી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે. એ આખી જગતના પાદરીઓને અઉત્તર કરનારૂં છે. એજ કારણથી અરબી તુરકી, અને ફ્રેંચ ભાષામાં ઘણી વાર છપાયું છે. એમાં એક પ્રસ્તાવના અને ૭ અધ્યાય છે. પ્રસ્તાવનામાં કેટલીક જાણવાજોગ બાબતો લખી પાદરી ફાનડરની મીજાનુલ હકકના કેટલાક ફકરાઓનો જવાબ છે. પેહેલા અધ્યાયમાં બાઇબલનું વર્ણન છે તથા તેની ભુલાની, ખોટારાંની સાબેતી છે. બીજા અધ્યાયમાં બાઈબલનો ફેરફાર થવાનો સિદ્ધાંત તથા પાદરીઓના ધોકાઓનો ઉત્તર છે. ત્રીજામાં નાસેખ મનસુખનું વર્ણન છે, ચોથામાં ત્રીદેવનું (તસલીસનું ખોટારૂં બાઇબલથી તથા અકલી દાખલાઓથી છે. અને ત્રીદેવ વિષે તેઓના લીધેલા આધારનો ઉત્તર પણ છે. પાંચમામાં કુરઆનનું કલામુલ્લાહ થવું સિદ્ધ કરી કુરઆન ઉપર તેઓની કીધેલી શંકાઓનો ઉત્તર છે તથા એની સાથે હદીસોનો કેટલોક હાલ તથા તે વિષેની શંકાઓનો ઉત્તર પણ છે. છઠ્ઠામાં હજરત મોહમ્મદ (સલ) સાહેબની પેગમ્બરીની સાબેતી છે. અને એની વચ્ચે બીજી ઘણી બાબતો સમાયલી છે. હજરતની નુબુવવત ઘણી સારી રીતે તેઓની બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે. કીં. રૂ ૨-૦-૦ પોષ્ટ વગર.

**મજકુર કિતાબ** અંગ્રેજી ભાષામાં પણ છપાઈ તૈયાર થઇ છે.

| | |
|---|---|
| ઐબલ બરીક્ષા કીંમત અનાં ૨ | આ બંને ચોપડી |
| જેહાદની હકીકત કીં અનો ૧ | ઓ ઇજહારૂલ હ |
| | કકના નમુના છે. |

આકાશ ચાલ રદ્દે પૃથ્વી ચાલ કીંમત આનો ૧

**ગુલ દસ્તએ તમીજ.** એમાં સંસારી ઘણી ઊમદા શીખામણ છે. કીં આ. ૧૦

**મઝહરૂલ ઈસ્લામ.** ગુજરાતી કીંમત આ ૪

**મોશાહદતે લારેબ** ઉર્દુ ગેબ વિશે કીં. આના ત્રણ.

**રાહે નજાત** ઉરદુ કીંમત આનો દોઢ.

**નસીહતુલ મુસ્લેમીન** ઉરદુ કીં. આનો ૧

**કુરઆને શરીફ** મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબદુલ કાદેર (રહ) નો જગજાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કીં રૂ. ૫

રાહે નજાત ગુજરાતી ભાષામાં
નસીહતુલ મુસલેમીન ,,
હીદાયતુલ મોહતદીન ,,
મોલવી બશીરના રીસાલાનો ટુંક જવાબ
ઇજાલતુરરેબ
તાજીયાની હકીકત

આ પુસ્તકો દરેકને માટે પોષ્ટ ખર્ચ અડધા આનાની ટીકીટ મોકલેથી મફત મોકલવામાં આવશે.

**અબદુરરહમાન બી૦ ગુલામ મોહમ્મદ**

મુ૦ રાંદેર જીલ્લે સુરત.




# પ્રસ્તાવના.

## ઘણો મેહેરબાન રહમ કર્તા-અલ્લાહના નામથી.

સર્વ સ્તુતી અલ્લાહને માટે છે કે જે સકલ જહાનનો પાલનહાર છે. અને દોરૂદ તથા સલામ હજરત મોહમ્મદ ઉપર છે કે જેવણ સઘળા રસૂલોના સરદાર છે અને તેમની આલપર તથા સો સાહાબા ઉપર.

હમ્દ અને નઅત બાદ જાણવું જોઇએ કે ઈલમે હદીસ બુજરૂગ ઇલમ છે. કેમકે એ તમામ આદમીઓના બુજરૂગનું કલામ છે. મસલ બશહુર છે કે "કલામુલ મોલુકે મોલકુલ કલામ" * અને

*અર્થ-બાદશાહોની વાત તે વાતોનો બાદશાહ છે. ગુ. મો.

બધા ઇલમ એના ગરજવાન છે. ઇલમે તફસીર હદીસ વગર માતબર નથી.ઇલમેઅકાએદ ઇલમે ફીકહ ઇલમે સોલુક ઇલમે તારીખ એના વગર કંઇ સનદ નથી. પણ એમ છતાં હિન્દુસ્થાનમાં આ શરીફ ઇલમની ચર્ચા નથી. આમ લોકોની તો શી વાત ઘણા ખરા આલેમોને ખબર નથી. માટે ઘણુંજ મુનાસેબ જણાયું કે કોઇ હદીસની કીતાબનો તરજુમો આમ લોકોની સમજ પ્રમાણે કરીએ. તો સર્વ કીતાબોમાંથી હસન સગાની (ચગાની) ની **મશારેકુલ અનવાર** ઘણી પસંદ થઇ. કારણ કે તે નાદરી કીતાબ છે તથા તેની હદીસોની સેહહત ઉપર ઇત્તેફાક છે. એની એકે હદીસ એવી નથી કે જે અમાતબર હોય. અને મિશકાત જૂદી રીતની છે કે તેમાં દરેક તરેહની રિવાયત છે. સહી પણ છે, અને જઇફ પણ છે. બારેકે અલ હમ્દોલિલ્લાહ સને ૧૨૪૯ હીજરીમાં જેવો ચાહતા હતા તેવો તરજુમો સમાપ્ત થયો અને **તોહફતુલ અખ્યાર, તરજુમએ મશારેકુલ અનવાર** એવું નામ ઠેરવ્યું. અલ્લાહ તઆલા પોતાના કરમથી આ કિતાબને મકબુલ કરે. અને અહલે ઇસ્લામને આમ ફાયદો બખ્શે. અને ભૂલચુકને માફ કરે **આમીન.**

## મોકદદમો.

એમાં હદીસ શરીફની કેટલીક ઇસ્તેલાહો, ઇમામ બોખારી તથા મુસલિમની, તથા મશારેકુલ અનવાર કીતાબની ફજીલત તથા તેના રચનારનો હાલ બયાન કરવાની જરૂર છે, કે જેથી ના વાકેફોને જાણ થાય, અને હેરાની થાય નહીં.

## હદીસની ઇસ્તેલાહો વિષે

હદીસ તેને કહે છે કે જે ખોદાના પેગમ્બરે (સલ) જુબાન મુબારકથી ફરમાવ્યું હોય, અથવા આપે કર્યું હોય, અથવા હજરતની સામે જે કામ થયું હોય અને હજરતે તેને દુરૂસ્ત રાખ્યું હોય. તો જે જુબાનથી કહેલું તેને **હદીસે કોલી** કહે છે. અને જે કરેલું તેને **હદીસે ફેઅલી** કહે છે. અને જે સામે થએલું તેને **હદીસે તકરીરી** કહે છે. શરૂ ઇસ્લામમાં લાંબી મુદ્દત સુધી ઇલમે હદીસમાં કોઇએ કોઇ કીતાબ રચેલી નહીં, જુબાની સર્વ યાદ રાખતા હતા. ફરી પ્રથમ ઇબને જોરેજે ઇમામ માલેકે અને રબીએ રચવા શરૂ કરી તે પછી રચવાનું ઘણું ચલણ થયું. ઓલમાએ હદીસે મતને હદીસની જે ગણુતરી કરી તે લાખ થઇ.

**ફાયદો** હદીસ બે જાતની છે **મોતવાતેર અને આહાદ.** મોતવાતેર તે છે કે જેને દરેક વખતમાં એટલા ઘણા લોકોએ રિવાયત કરી હોય કે તેઓના જૂઠ બોલવાને અકલ કબુલ રાખે નહીં. અને આહાદ તે છે કે જેમાં આટલા બધા ન હોય. (ફરી) આહાદની ત્રણ જાત છે **મશહુર, અજીજ અને ગરીબ.** અને મશહુર તે છે કે જેને દરેક જમાનામાં ત્રણ અથવા તેથી વધારે રિવાયત કરનારે રિવાયત કરી હોય. અને અજીજ તે છેકે જેને દરેક વખતમાં બે રિવાયત કરનારથી ઓછાએ રિવાયત કરી ન હોય. અને ગરીબ તે છે કે જેની રિવાયત કોઇ વખતમાં એકજ રાવીથી થઇ હોય. ત્યારે મોતવાતેરથી તો દરેક આમખાસને પૂરૂ યકીન આવે છે અને આહાદ રિવાયતથી ઇલમે જન્ની (ગુમાની) મળે છે. અને કોઇક બાબતમાં ઘણા કરાએન ( લાગતી ઘણી બાબતો )થી ઇલમવાળાઓને યકીન પણ થાય છે. આ આહાદમાં કેટલીક રિવાયત **મકબુલ** છે. ને તેના રાવીની દિયાનતદારી સચ્ચાઇ જણાય તો તેપર અમલ કરવો વાજેબ છે. અને કેટલીક રિવાયત **મરદુદ** છે. જો તેના રાવીની દિયાનતદારી તથા સચ્ચાઇ નહીં જણાય તો.

**ફાયદો** મકબુલ આહાદની બે જાત છે. **સહી અને હસન.** સહી તેને કહે છે કે જેને દીનદાર, પરહેજગાર, ઘણું યાદ રાખનાર લોકોએ દરેક વખતમાં બરાબર (એક પછી એક) રિવાયત કરી હોય. તેઓમાં કોઇ છુપી એબ ન હોય, અને તે મોતબર લોકોને વિરૂદ્ધ ન હોય. ફરી સહી હદીસની સાત જાત છે. પેહેલી જે ઉમદા છે તે આ છે કે જે સહી બોખારી તથા સહી મુસલિમ બંનેમાં હોય. એને **મુત્તફ્ફક અલેહ** કહે છે. બીજી જાત તે છે કે જે ફક્ત બોખારીમાં હોય. ત્રીજી તે કે જે ફક્ત મુસલિમમાં હોય. ચોથી તે કે જે બોખારી તથા મુસલિમની શરત પ્રમાણે હોય. પાંચમી તે કે જે ફક્ત બોખારીની શરત પ્રમાણે હોય. છઠી તે કે જે ફક્ત મુસલિમની શરત પ્રમાણે હોય. સાતમી તે કે જે બોખારી તથા મુસલિમ સિવાય બીજા કોઇ અહલે હદીસે તેને સહી માની હોય. અને **હસન** તે હદીસને કહે છે કે જે સહી હદીસના જેવી હોય પણ તેના રાવીયોની યાદદાશતશક્તી તથા સંભાળ સહીના રાવીઓ સરખી નહીં હોય. જો કે બંને (સહી તથા હસન) મકબુલ તથા હુજત છે તથા તેઓ ઉપર અમલ કરવો વાજેબ છે પણ સહી હસનથી ઘણી શ્રેષ્ઠ છે અને હસન તે સહીથી મરતબામાં ઓછી છે.

**ફાયદો** આહાદની જાતીમાંથી મરદુદ જે દલીલમાં વપરાવાને લાએક નથી તે **જઇફ** છે. જઇફ હદીસ તેને કહે છે કે જે સહી તથા હસ નથી ઉલટી હોય. એટલે તેનો રાવી યાતો વચ્ચેથી પડી ગયો હોય અથવા તેના વિષે તાનો થયો હોય. ફરી જો સનદની શરૂથી રાવી પડી ગયો હોય તો તેને મોઅલ્લક કહે છે, અને જો પાછલથી પડી ગયો હોય એટલે સહાબી વર્ણાયો નહીં હોય તો તેને મુરસલ કહે છે. અને જો બે રાવી સાથે પડી ગયા હોય તો તેને **મોઅદ્દલ** કહે છે, અને નહીં તો **મુનકતેઅ** કહે છે. અને રાવી વિષે તાનો તે આ કે તે જૂઠો છે તો તે હદીસને **મોઝુઅ** કહે છે. અથવા તેનાપર જૂઠની તોહમત લાગી હોય તો તેને **મતરૂક** કહે છે. અથવા ઘણી ગલતી કરતો હોય અથવા ગફલત કરનાર હોય અથવા ઘણો વેહેમ કરનાર હોય, અથવા તેની રિવાયત માતબર લોકોથી વિરૂદ્ધ પડતી હોય, અથવા તે ફાસેક બિદઅતી હોય તો તેની હદીસને **મુનકર** કહે છે.

**ફાયદો** ઇલમે હદીસમાં ઘણી કીતાબો છે. પણ (તેમાંથી) છ કીતાબો ઘણી પ્રખ્યાત છે જેને સહા સિત્તા કહે છે. પેહેલી સહી બોખારી, બીજી સહી મુસલિમ, ત્રીજી અબુ દાઉદ, ચોથી તિરમેઝી, પાંચમી નસાઇ, છઠી ઇબને માજા. બોખારી તથા મુસલિમ સિવાય બાકી ચાર કીતાબોમાં દરેક તરેહની હદીસ છે, સહી પણ છે અને હસન પણ છે અને જઇફ પણ છે. જેમ કે તેના રચનારાઓએ બ્યાન કર્યું છે. સહી હસન અને જઈફની ઓળખ કરવી તે હર કોઇનું કામ નથી. અલ્લાહ તઆલાએ મોહદ્દેસીનને એવી અકલ અને સમજ આપી છે કે તેઓજ તેને સારી રીતે પેહેચાને છે, જેવી રીતે કે પારખ ખરા ખોટા રૂપીઆ અશરફીને પારખે છે. તેઓના બતાવ્યા વગર હરકોઇ જાણી શકતું નથી. જો કે હદીસની ઇસ્તેલાહોની તફસીલ ઘણી છે, પણ આમ લોકો તેને સમજી શકતા નથી જેથી કરીને સામટી રીતે ( ઇજમાલ ) આટલાંજ ઉપર બસ કર્યું છે કેમકે આ તરજુમો સમજવા માટે આટલું બસ છે.

## ફસલ.

સહી બોખારી તથા સહી મુસલિમના વર્ણનમાં. આ બંને કીતાબોને **સહીહેન** કહે છે. ઇલમે હદીસની સર્વ કીતાબોમાંથી સહીહેન ચુનિન્દા છે. તેના સહી થયા ઉપર ઉમ્મ

તનો ઇન્તેફાક છે. વિશેષ કરી સહી ઓખારી કે જે કુરઆન શરીફ બાદ અસહહુલ કોતુબ છે. આ બંને કીતાઓમાં સહી હદીસ સિવાય હસન હદીસ પણ નથી. જઇફની તો શી વાત. ઇલમે હદીસમાં ઇમામ બોખારી તથા મુસલિમ એવા કામેલ ઉસ્તાદ થયા કે એ પદની કોઇને મળેલી નથી. ખરૂં જોતાં આ બંને સાહેબો તહકીકના આકાશના સુર્ય તથા ચંદ્ર છે. અને અલ્લાહ તઆલાએ તેમની બોજુરગી તથા કમાલાતને તથા તેમની કિતાબોને એવાં મશહુર કર્યાં કે કંઈ બયાન કરવાની જરૂર નથી. પણ બરકતને માટે તેમનો હાલ ટુંકાણથી વર્ણાય છે કે જેથી અનજાણને આગાહી થાય.

ફાયદો. ઇમામ બોખારી (રહ)નું નામ નસબ અબુ અબદુલ્લાહ મોહમ્મદ બીન ઇસમાઇલ બીન ઇબ્રાહીમ બીન મોગીરા છે. સને ૧૯૪ માં પેદા થયા. નાનપણમાં આંધળા થઇ ગયા હતા. તેમની માએ હજરત ઇબરાહીમ (અસે)ને ખ્વાબમાં જોયા. તેવણ ફરમાવતા હતા કે તું ખુશી થા, અલ્લાહ તઆલાએ તારી દોઆ તથા રડવાને લીધે તારા દીકરાની આંખમાં રોશની આપી. સવારે જોયું તો આંખવાળા જોયા. દશ વરસની ઉમરથી બોખારામાં તેવણે હદીસ યાદ કરવા શરૂ કરી જ્યારે સોલ વરસના થયા, તો અબદુલ્લાહ બીન મુબારક તથા વકીઅની રચેલી કીતાબો યાદ કરી ચુકયા. ફરી હજને માટે ગયા, અને અરબમાં ઇલમ શીખવા લાગ્યા. જ્યારે અઢાર વરસના થયા તો સહાબા તથા તાબેઇનના ફજાએલમાં કીતાબ રચી. છેવટ તે સર્વ મજમુઆની મદીના શરીફમાં હજરત ( સલ ) ની કબર મુબારક પાસે તારીખે બોખારી બનાવી. હામેદ બીન ઇસ્માઇલ મોહદદેસથી રિવાયત છે કે હું તથા બોખારી સાથે સાથ ઉસતાદોથી ઇલમ હાસેલ કરતા હતા. એક દિવસે મેં બોખારીને કહ્યું કે તમારી પાસે ખડીઓ કલમ નથી, તમો હદીસને લખતા નથી, યાદ રાખવું મુશકેલ છે. તમને એવા શીખવાથી શો ફાયદો થશે ? તે પછી સોલ દિવસે બોખારીએ મને કહ્યું તમે મને ઘણો તંગ કર્યો છે લાઓ તમારા લખેલાં ને મારા યાદ કરેલાં સાથે મેળવો. હું તેટલી મુદતમાં પંદર હજાર હદીસો લખી ચુકયો હતો. આ સર્વ હદીસોને બોખારીએ મોં જુબાની સંભળાવી અને તેમને એવી સારી યાદ હતી કે મેં મારી હદીસોને તેનાથી સહી (શુદ્ધ) કરી. ફરી બોખારીએ કહ્યું કે તમો જાણો છો કે મારી મહેનત તથા માથાફોડ નકામી છે! તે દિવસથી હું જાણી ચુકયો હતો કે આ શખ્સ કંઇ નીકળનાર છે એના જેવો કોઇ થશે નહીં. અને સહી બોખારી રચવાનું કારણ આ છે કે એક દિવસે ઇસહાક બીન રાહવેહની મજલીસમાં વાત થઇ કે જો કોઇ માણસ ફકત સહી હદીસોને અલાહેદી ભેગી કરે તો ઘણો ફાયદો થાય, કે લોકો વગર ખટકે તેના ઉપર અમલ કરે. બોખારીના દિલમાં આ વાતે અસર કરી. તેમની પાસે છ લાખ હદીસો હતી. તેમાંથી છાંટવા શરૂ કરી. જે હદીસનું સહી પણું પૂરતી રીતે સિદ્ધ થતું તેને લખતા, અને બાકીને છોડતા ગયા. અને આવો તરીકો રાખ્યો હતો કે દરેક હદીસને લખતી વેળા ગોસલ કરતા, અને બે રકઅત નમાઝ પઢતા અને દુઆ તથા ભલાઇ માંગતા કે ઇલાહી મારેથી ખતા થાય નહીં. આખર એવીજ તરેહ સોલ વર્ષની મેહનતથી મદીનામાં હજરત (સલ) ની મસજીદમાં મીમ્બર તથા કબર મુબારકની વચ્ચે સહી બોખારી સમાપ્ત થઇ. ફકત સહી હદીસોને એક કીતાબમાં ભેગી કરવી પ્રથમ બોખારીથી શરૂ થઇ. બોખારીમાંની સર્વે સહી હદીસો સાત હજાર બસો પંચોતેર છે. અને જો બેવડાયલીઓને કાઢી નાખો તો ચાર હજાર છે તેમની નેક નીયતીને લીધે આ કીતાબ એવી

મકબુલ થઇ કે તેમની જીંદગીમાં સિત્તેર હજાર આદમીઓએ વગર વાસ્તે તેમનાથી સનદ લીધો ઇમામ બોખારીથી રિવાયત છે કે તેવણુ કહેતા હતા કે મને આ ઉમેદ છે કે કેયામતમાં મારાથી ગીબતનો સવાલ થશે નહીં; કારણ કે મેં કદી કોઇની ગીબત કરી નથી. આ વાતથી તેમનો તકવો તથા પરહેજગારીનો ખ્યાલ કરવો જોઇએ. જ્યારે બોખારી બોખારામાં આવ્યા તો ત્યાંના હાકેમે કહ્યું કે તમો તમારી રચેલી કીતાબો મારા ઘરમાં આવી મારા છોકરાને પઢાવો. બોખારીએ કહ્યું કે આ હદીસનો ઇલમ છે અને હું હલકો કરવા માંગતો નથી. જો તને ગરજ હોય તો પોતાના છોકરાને મારે ઘેર મોકલ્યા કર. જેવી રીતે બીજા લોક શીખે છે તેમ તે પણુ શીખશે. હાકેમે કહ્યું કે ત્યારે તો મારો છોકરો જ્યારે આવે ત્યારે બીજો કોઇ તાલેબે ઇલમ તમારી પાસે રહે નહીં. અમારા ચોબદાર દરવાજા ઉપર ઉભા રહેશે. કોઇને અંદર આવવા દેશે નહીં. કારણુ કે અમારા છોકરાની સાથે આમ ખલકત બેસે એ અમો પસંદ કરતા નથી. બોખારીએ એ વાત (પણુ) માની નહીં. અને કહ્યું કે આ હદીસનો ઇલમ એ પેગમ્બરનો વારસો છે એમાં તમામ ઉમ્મતે મોહમ્મદી શરીક છે એમાં કોઇની ખોસુસીયત નથી. હાકેમ (એ વાતથી) ઘણોજ નાખુશ થયો. અને કેટલાક દુન્યાદાર ખુશામતી આલેમોએ બોખારી (રહ) ઉપર તાનો અને તોહમતો આપવા શરૂ કરીને હાકેમને ફસાદ કરાવવા ઉપર ઉસકેર્યો. છેવટે ઇમામ બોખારી બોખારાથી નારાજ થઇને નીકળ્યા પ્રથમ નીશાપુરમાં ગયા ત્યાંના હાકેમથી પણુ ના મોવાફેકત થઇ ફરી ત્યાંથી સમરકંદ ગયા. અને દોઆ કરી કે "ઇલાહી પૃથ્વી કોશાદા હોવા છતાં મારા પર તંગ થઇ છે હવે મને જીનદગીથી છુટકારો આપ." ફરી સને બસો છપ્પન હીજરીમાં ત્યાંજ વફાત થઇ ખોદા તેમના ઉપર રહેમત કરે.

# તારીખ.

"બહરે અહવાલે બોખરી જબત કરદમ્ અજસેકાત" "સિદક તારીખે તવલ્લોદ નુર તારીખે વફાત" * તે વખતમાં અબદુલ વાહેદ તુસી મોટા વલીએ કામેલ હતા. તેવણે ખ્વાબમાં જોયું કે ખોદાના પેગમ્બર (સલ) કેટલાક સહાબા (રહ) સાથે માર્ગમાં વાટ જોતા ઉભા હતા. તેમણે પૂછ્યું કે યારસૂલુલ્લાહ આપ કોની ઇનતેજારીમાં છો. હજરતે ફરમાવ્યું કે મોહમ્મદ બીન ઇસમાઇલની હું વાટ જોઉ છું. ફરી તપાસ થઇ તો તે વખત બોખારી (રહ)નો ઇનતેકાલ થયો હતો. અને ઘણા બુજરૂગોએ ખ્વાબમાં જોયું છે કે હજરતે (સલ) સહી બોખારીને પોતાની તરફ નીસબતકરીછે જેમ કે મોહમ્મદ બીન અહમદ મરવજીએ બેતુલ્લાહને પાસે ખ્વાબમાં જોયું કે રસૂલુલ્લાહે ફરમાવ્યું કે એ અબુ ઝેદ તું કયાં સુધી શાફેઇની કીતાબનો દરસ આપ્યા કરશે ? અમારી કીતાબને તું કેમ પઢતો નથી. ? મેં કહ્યું કે યા રસૂલુલ્લાહ [સલ] આપની કયી કીતાબ છે ? તેવણે ફરમાવ્યું કે મોહમ્મદ બીન ઇસમાઇલની જામેઅ એટલે સહી બોખારી. અને એવીજ તરેહ ઇમામુલ હરમેન [રહી]નો ખ્વાબ પણુ મશહુર છે. સખતાઇ, બીક, બીમારીની સખતી અને દુકાળ વગેરે મુસીબતોમાં સહી બોખારીનો ખતમ કરવો તીરયાકે મોજર્રબ છે. જેમ કે હરમેન શરીફેનમાં અત્યાર સુધી ચલણુ છે કે જ્યારે રૂમના બાદશાહ ઉપર લડાઇની સખતી આવી પડે છે તો ત્યાંના ઓલમા બોખારી શુરૂ કરે છે અને અલ્લાહ તઆલા ફતેહ આપે છે.

ફાયદો ઇમામ અબુલ હોસેન મુસલિમ બીન હુજ્જાજ બીન મુસલિમ કોશેરી નેશા-

*અર્થ—બોખારીના અહવાલ માટે સારા લોકોથી મેં યાદ રાખ્યું છે પેદા એશની તારીખ સિદક છે. અને વફાતની તારીખ નૂર છે. સિદકની ગણુતરી ૧૯૪ અને નુરની ૨૫૬ થાય છે. ગુ. મો.

પુરી બસો ચાર હીજરીમાં જન્મયા :અને બસો એકસઠ હીજરીમાં વફાત થઇ. સર્વ હદીસવાળ તેમની બોજરગી તથા કમાલને માને છે અને ઘણાં નામીચા મોહદ્દેસીન તેમના શાગીરદ છે. જેમ કે અબુ હાતેમ રાજી તથા તિરમેજી. ઇલમે હદીસમાં ઘણી કીતાબો તેવણે રચી છે ખાસ કરીને સહી મુસલિમમાં ઇલમે હદીસની બારીકીઓના અજાએબ રંગો છે જેને અહલે હદીસ જાણે છે. ત્રણ લાખ હદીસોમાંથી આ કીતાબને છાંટીને બનાવી છે અને એમાં ઘણી હુશીયારી તથા સાવચેતી રાખી છે. એ કીતાબની સર્વ હદીસો બાર હજાર છે. ઇમામ મુસલિમે કદી કોઇની ગીબત કરી નથી. અને ન કોઇને માર્યો છે અને ન કોઇને ગાળો બાંડી છે. અબુ હાતેમ રાજીએ મુસલિમને ખ્વાબમાં જોયા અને તેમનો હાલ પૂછયો કે ખોદાએ તમારી સાથે કેવી મેહેરબાની કરી ? મુસલિમે કહ્યું કે અલ્લાહ તઆલાએ જંનતને મારે માટે મુબાહ કરી છે. જયાં ચાહું છું ત્યાં રહું છું. અબુઅલી એક બુજરગ હતા જયારે તેવણ મરી ગયા તો કોઇએ તેમને ખ્વાબમાં જોયા તો પૂછયું કે ખોદાએ કયા કારણથી તમારી નજાત કરી. તેમણે કહ્યું કે આ કાગજના દસતાઓ (ધાયા)થી અને તે દસ્તા સહી મુસલિમના હતા.

**ફાયદો** કીતાબ મશારેકુલ અનવાર તથા તેના રચનારના વર્ણનમાં:—

આ કીતાબના રચનારનું નામ રજીયુદ—દીન હસન બીન હસન સગાની છે. ચગાં તે મા વરાઉન નહરના મુલકમાંનું એક શેહેર છે, ત્યાં તેવણ જન્મયા. બગદાદ તથા મક્કામાં ઇલમ હાસેલ કર્યો પોતાના વખતમાં એટલે સાતસો હીજરીમાં તમામ દીની ઇલમમાં અને વિશેષ કરી હદીસ તથા લુગતમાં બે મિસલ ઉસતાદ હતા. તેમની રચેલી કીતાબો ઘણી છે તેમાંની એક કીતાબ "મિસબાહુદ દોજા મિન સહાહીલ મુસ્તફા" તથા "શમસુલ મોનીરા મિન—સ્સાહીલ માસુરા" તથા "મશારેકુલ અનવારી—ન—બવીયહ, મિન સહાહીલ અખબારીલ મુસ્તફવીયહ" તથા "કીતાબ અકલતુલ અજલાન" તથા "કીતાબ વફીયાતુસ્સહાબા" તથા "કીતાબ "જીબ્દતુલ મનાસેક" તથા "કીતાબુલ ફરાએઝ" તથા "કીતાબ દરજાતુલ ઇલમ વલ ઓલમા" તથા લુગતમાં "કીતાબુત્તકમેલા" જોહરીની સહામાં જે ગલતી હતી તેનો સુધારો તેમાં છે અને જે લુગત તેમાં નહોતા તે તેમાં દાખલ કર્યા. તથા લુગતમાં "કીતાબ મજમઉલ બહરેન" આ ઘણી મોટી કીતાબ છે. અરબના સર્વ લુગત એમાં સમાએલા છે. એ સિવાએ બીજી કીતાબો પણ રચેલી છે કે જે મુસન્નેફના કમાલને બતાવે છે.

**ફાયદો** મશારેકુલ અનવારમાં મોસન્નેફે અજાએબ તરેહના નુક્તા અને લતાએફની સંભાળ રાખી છે. પ્રથમ એકે સહીહેનની હદીસોમાંથી ફક્ત કોલી હદીસો ઉપર બસ કર્યું છે ફેઅલી હદીસ કે તકરીરી હદીસને તદન લાવ્યા નથી. અને બંને કીતાબોમાં કેટલીક ધુણ તથા તલાશ કરી છે અને તેના ઓસુલને લાવ્યા છે તેના શવાહેદ, મોતાબેઆત, અને રિવાયત બીલ માઅનાને તજ્યાં છે. અને કોઇ હદીસને લાવ્યા અને કોઇને તજી છે એ વગર કારણે નથી એની જાણ માટે તથા ઓલખ માટે મોટી સમજ તથા ઘણો ઇલમ જોઇએ દરેક આલેમનું એ કામ નથી. એજ કારણથી મોસન્નેફે કીતાબના દીબાચામાં લખ્યું કે આ કીતાબ સેહહતમાં અને મજબુતીમાં મારે અને ખોદાની વચ્ચે દાખલો છે. તેજ સારી રીતે જાણે છે કે મેં એમાં કેટલી મેહેનત ઉઠાવી છે. અને આ કીતાબની ખુબી તથા બુજુરગી દરેક શખ્સ જાણી શકતો નથી તેને ઓલમા જાણે છે અને ઓલમામાંથી પણ તેજ જાણે છે કે

જેને ઇલમે હદીસમાં ઘણો મહાવરો તથા મોટો અભ્યાસ છે. બીજી એકે રચનારે આ કીતાબના બાર અધ્યાય કર્યા છે પણ અધ્યાય તથા ભાગોમાં બીજી કીતાબોની જેમ મળતા મજમુનની સંભાળ રાખી નથી. દાખલા તરીકે નમાઝની હદીસો એક જગ્યા હોય રોઝા તથા હજજની એક જગ્યા હોય. પણ શબ્દો તથા અક્ષરો ઉપર ગોઠવણ રાખી છે. દાખલા તરીકે જે હદીસોને મથાળે ( શબ્દ ) મન છે તેને પ્રથમ અધ્યાયમાં લાવ્યા. અને જેને મથાળે ઇન્ન છે તેને બીજા અધ્યાયમાં અને જેને મથાળે લા છે તેને ત્રીજા અધ્યાયમાં અને એમ છતાં મુળાક્ષરની પણ એમાં સંભાળ રાખી છે જેવી રીતે લુગતની કીતાબોમાં હોય છે. મતલબ કે એમાં માએનાની તરતીબ ( અનુક્રમ ) નથી પણ શબ્દોની તરતીબ કરી છે. આશ્ચર્ય લાએક મહેનત અને ઉસ્તાદી કરી છે કે હદીસોને તરેહ તરેહથી ગોઠવી છે. જે એને ઉંડાણથી જુએ તે એનો લુતફ ઉઠાવે જો કે માનવી તરતીબમાં આ મોટો ફાયદો છે કે જે મજમુનની હદીસની ગરજ પડી તેના બાબ અને ફસલમાં જોઇ લીધી. પણ લફ્જી તરતીબમાં પણ અજબ બારીકી છે કે જે હદીસનું મથાળું જણાયું કે વગર મેહનતે તેને કાઢી. એમ છતાં કુરઆન શરીફની જેમ તરેહ તરેહના મજમુન દરેક વખત દરયાફ્ત કરવા ઘણી ખુશી ઉપજાવનાર છે. જાણે આ કીતાબ એક કલગો છે કે જેમાં એક રંગની બાંધણી હોય અને ખુશબો જૂદી જૂદી જાતની ત્રીજી આ કે રચનાર કેટલીક હદીસને તુકડા કરીને પોતાની તરતીબને માફક કેટલીક જગ્યા ઉપર લાવ્યા છે. આ કામ સારી ઓળખ રાખનાર આલેમને દુરસ્ત છે, એવી શરતથી કે માએનામાં તુકસાની આવે નહીં જેમકે મોસન્નેફે એમજ કર્યું છે. ચોથી આ કે શારેહ ગાજરૂનીના કહેવા પ્રમાણે મશારેકુલ અનવારની સર્વ હદીસો બે હજાર બસો છેંતાલીસ છે. *

ફાયદો જાણવું જોઇએ કે આ કીતાબના તરજુમામાં કેટલીક બાબત ધ્યાનમાં રાખી છે પ્રથમ આ કે મોસન્નેફે ટુંક માટે હદીસોની સનદો એટલે રાવીયોના નામને કાઢી નાંખ્યાં છે માત્ર સહાબીનું નામ કે જે તે હદીસનો પ્રથમ રાવી છે તે લખ્યું છે. તે એવી રીતે કે દરેક હદીસની આગળ કીતાબનો ઇશારો લખ્યો ફરી સહાબીનું નામ લીધું ફરી હદીસને બયાન કરી. અને ટુંક માટે દરેક હદીસપર કાલ રસૂલુલ્લાહે ‡ કહ્યું નથી પણ ભાષાંતર કરનારે દરેક હદીસના તરજુમામાં લખી દીધું છે કે હજરતે આવી રીતે ફરમાવ્યું. અને કીતાબનું નામ દરેક હદીસમાં લીધેલું છે કે જેથી આમ લોકોને શુબહ રહે નહીં. બીજી એ કે હદીસનો તરજુમો મહાવરા પ્રમાણે કર્યો છે શબ્દો પ્રમાણે કર્યો નથી કારણ કે અરબનો મહાવરો ઘણી જગ્યા હિન્દના મહાવરા સાથે મળતો નથી જેથી મતલબ પ્રમાણે દરેક જગ્યા લખ્યો છે. એમ છતાં બનતી કોશીશે શબ્દના તરજુમાનો પણ ખીયાલ રાખ્યો છે. ત્રીજી એકે આથી મૂળ મતલબ આ છે કે ઇસ્લામીભાયોને આમ ફાયદો થાય. તે એટલાં સુધી કે થોડું વાંચનારો અને સાધારણ લોકો પણ મહરૂમ રહે નહીં. એજ માટે મુશકેલ મતલબો લખી નથી. ચોથી આ કે આ કીતાબના દીબાચાનો તરજુમો કર્યો નથી કારણ કે તેથી આમ લોકોને કંઇ લાભ નથી. દીબાચાની સાર રૂપી મતલબ આ છે. મોસન્નેફ કહે છે કે જ્યારે જમાનો બગડયો ઇલ-

* શારેહ મશારેકમાં પણ એટલીજ હદીસો છે. પણ હિંદુસ્થાનમાં છપાયલી દરેક મશારેકમાં ૨૨૬૯ છે એટલે ફરી ૨૩ હદીસો વધારાઈ છે. હું પણ આ તરજુમામાં ૨૨૬૯ લખીશ. ગુ. મો.

‡ અર્થ—રસૂલુલ્લાહે કહ્યું ગુ. મો.

મવાળા મરી ગયા અને કમ ઇલમ અણુસમજ જેને સહી તથા જઇફની પેહચાન નથી તે આલેમ તથા પેશવા મશહુર થયા, તો મેં આ કીતાબ મશારેકુલ અનવારમાં મારી બે કીતાબો મિસબાહુદ દોજા અને શમ્સે મોનીરાની સહી હદીસોને ભેગી કરી. અને કીતાબ અન્નજમ ઊકલેશી અને કીતાબ અશશેહાબ કોજાઇથી જે સહી રિવાયત હતી તે પણ એમાં મેળવી કે જેથી સહી હદીસો નાઢલી કીતાબમાં એક જગ્યા થાય. સહી બોખારીની નિશાની ખ અને સહી મુસલેમની મ અને જે હદીસ બંનેમાં હોય તેની નિશાની ક ઠેરાવી છે. " § એટલે રચનારે આ કીતાબમાં માત્ર સહીહેનની હદીસો લખી છે અને કોઇ કોઈ જગ્યા ઓકલેશી તથા કોજાઇના કોઇ કોઇ શબ્દો પણ લાવ્યા છે અને તે જગ્યા તે જતલાવેલુ પણ છે. અને જુએ તો તે શબ્દો પણ સહા સિનાથી જુદા નથી. પાંચમી આ કે મોસન્નેફે પૂરતી રીતે ટુંક કરવાને લીધે દરેક જગ્યા હદીસનો કીસ્સો બયાન કર્યો નથી કે આ હદીસને હજરતે (સલ) કયે વખત અને કયી બાબતમાં ફરમાવી જેથી તેની મતલબ સારી રીતે જણાતી નથી એ માટે હદીસના તરજુમા પછી તેનો પૂરો કીસ્સો લખી દીધો છે. અને જે જગ્યાની મતલબ મુબ્હમ અને મુશકેલ હતી તેને ખોલીને બયાન કરી છે. અને ચારે ઇમામોના મજહબ ઠેકાણે ઠેકાણે મુનાસેબ જગ્યાઓમાં વગર તઅસ્સોબે (ખોટી હીમાયતે) લખ્યા છે. શીઆ તથા બિદઅતીઓની શંકાઓ ઠેકાણે ઠેકાણે ટુંકાણથી દુર કરી છે. મતલબ કે આ કીતાબ અલ હમ્દોલીલ્લાહ અહલે ઇસલામને માટે અજાએબ તરેહનો તોહફો (સોગાત) છે. દીની મતલબો ઘણી ખરી એમાં સમાયલી છે જેના જાણવાથી જાહેલ આલેમ બને અને આલેમને તાજી મજા મળે. હજરત મવલાના અબદુલ કાદેર દેહલવીની ઊર્દુ તફસીર તથા આ કીતાબ તાલેબે ખોદાને માટે બસ છે * દીનદારને માટે આ બંને કીતાબો જાણે બંને આંખો છે તેથી બંને જહાનનું અંજામ દેખાઇ આવે, અથવા આ બે પર છે કે જેથી અરશ સુધી ઊડી શકે. છે.



## મસનવી.

કયા તુજસે કહુ હદીસ કયા હે * દુર્રે દાનએ દુરજે મુસ્તફા હે.
સુફી આલેમ હકીમે દીની * કરતે રહે ઇસકી ખોશાચીની.
બાબાકે યહાંસે કોન લાયા * જીસને પાયા યહીંસે પાયા.
યેહ શાહરહે મોહમ્મદી હે * ગંજીનએ રાજે અહમદી હે.
મશઅલ અફરોજ રાહેતે સુંનત * બરહમ જને બેખો શાખે બિદઅત.
હોતે હુએ મુસ્તફા કી ગુફતાર * મત દેખ કીસીકા કોલો કીરદાર.
જબ અસલ મીલી તો નકલ કયા હે * યાં વહમો ખતા કા દખલ કયા હે.
અબ જયાદા તુ મુજસે કર ન કલકલ * ખુરશેદકે આગે કયા હે મશઅલ.

---

§ પણ ગુજરાતી તરજુમામાં તે નિશાનીઓ કાઢીને ખુલ્લાં નામ લખ્યાં છે, ગુા મો,

* ખોદાથી ચાહું છું કે જેવી રીતે તેણે મને આ કીતાબના તરજુમાની તોફીક આપી તેમ તે તફસીરના તરજુમાની પણ તોફીક આપે, કે જેથી ગુજરાતી વાંચનારાને અલ્લાહનુ કલામ સમજવાનું સાધન થાય. આમીન. ગુા. મો.

બીલ ફરજ ફેલાં થા મરદે કામેલ * ઊસને કયા કહાંસે હાસેલ.
વોહ ભી ઇસી દરકા એક ગદા થા * ગો ગોસો ઇમામો મુકતદા થા.
મલફુજ બોહોત હે તુને દેખે. * મલફુજે મોહમ્મદી કો અબ લે.
ના હક્ક તુજેહ ઓર કુચ હવસ હે * કુરઆનો હદીસ તુજકો બસ હે,
હક્ક હોગા હદીસ ખાં સે ખુર્રમ * ઓર શાદ રસૂલે ફખ્રે આલમ.
થા ઇલમે હદીસ સખ્ત મુશકેલ * ઓર હિન્દ કે લોગ ઊસ્સે ગાફેલ.
ચાહા કે રહે ન યેહ ભી મહરૂમ * હોવા તરજુમા ઇસ સબબસે મરકુમ.
મકબુલ હો યેહ કિતાબ યા રબ્બ * મુશતાક હો ઈસકે અહલે દીન સબ. *



# અધ્યાય પેહેલો.



## પ્રથમ અધ્યાયમાં તે હદીસો છે કે જેને મથાળે મન છે.

૧ સહી બોખારીમાં અબૂહોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે સાચા દીલથી ખોદાને અને તેના રસૂલને માંન્યા. અને નમાઝને સારી રીતે અદા કરી અને રમજાનના રોઝા રાખ્યા તો ખોદા ઉપર (તેના કરમ અને ફજલની રૂએ) જરૂર થયું કે તેને જંનતમાં લઇ જાય. ખોદાના રસતા (જેહાદ)માં તેણે પોતાનું વતન તજ્યું હોય અથવા જ્યાં તે પેદા થયો ત્યાંજ બેસી રહ્યો હોય.

ફાયદો આ હદીસની પૂરી રિવાયત બોખારી શરીફમાં આવી રીતે છે કે સહાબાઓએ (નબી સાહેબથી) અરજ કરી કે જો (આપને) હુકમ હોય તો અમને ખુશખબર સંભળાવો કે જંનત જેહાદ તથા હિજરત ઉપર અટકેલી નથી. હજરતે ( સલ ) ફરમાવ્યું કે જંનતમાં સોસો ઉંચા દરજા છે કે જેને ખોદાએ ગાજીયો (જેહાદ કરનારાઓ) માટે ઠેરાવ્યા છે. દરેક દરજામાં જમીન આસમાન જેટલો ફરક છે. તો જ્યારે તમો ખોદાથી માગો તો ફીરદોસ માંગ્યાં કરો કેમકે ફીરદોસ સર્વ જંનતોની વચ્ચે છે તથા સર્વથી ઉંચી છે અને તેના ઉપર ખુદાનો અરશ છે અને તેથીજ જંનતની નેહરો નીકળી છે. એટલે મૂલ નજાત માટે જો કે જેહાદ ઉપર જંનત અટકેલી નથી. ઇમાન નમાઝ અને રોઝો બસ છે પણ તમારે હિમ્મત ઓછી કરવી નહી કે ફકત નજાત ઉપર કેનાઅત કરવી નહી પણ મોટી હિમ્મત રાખો. જેહાદ કરો કે જેથી ફીરદોસ મળે. જેના મુકાબલામાં સર્વ જંનતો નીચી છે. આ હદીસમાં ફીરસ્તાઓપર ખોદાની કીતાબોપર તકદીર પર અને કેયામત પર ઈમાન લાવવાનું બયાન ફરમાવ્યું નથી. કારણ કે જ્યારે કોઇ માણુસ રસૂલપર ઇમાન લાવશે

*ખોદાએ હજરત મોલવી ખુર્રમ અલીની દોઆ કબુલ કરી જેથી અહલે દીન મુશતાક થયા જેથી ઘણા પ્રેસોમાં ઘણીવાર હજારો છપાઈ અને છપાય છે અને લાખો આદમી લાભ લઈ રહ્યા છે. એ ખોદા તું મારા ગુજરાતી તરજુમાને પણ તેવો કર કે અહલે દીન તેના મુશતાક થાય અને બે દીન ઘલીને ખાખ થાય. ગુ. મો.

તો તે એ વસ્તુઓપર પણ ઇનામ લાવશે. આખા કુરઆનમાં તથા હદીસોમાં એનું બયાન છે. અને નમાઝ રોઝાની સાથે જકાત અને હજ્જનું વર્ણન કર્યું નથી. કારણ કે જકાત અને હજ્જ ફક્ત માલદાર ઉપર ફરજ છે મોહતાજ ઉપર નથી. અને નમાઝ રોઝો સર્વપર ફરજ છે માલદાર હોય અથવા કંગાળ હોય. મતલબ આ છે કે આ જગ્યા આમ હુકમ બયાન કરવાનો વિચાર હતો કે જે સર્વ મુસલમાનને લાગુ પડે. રચનાર ઇમાનની હદીસને પ્રથમ લાવ્યા કારણ કે ઇમાન સર્વ ઇબાદતો અને નેકીઓની જડ છે વગર ઇમાને કોઇ ઇબાદત કે નેકી દુરૂસ્ત નથી.

૨ મુસલિમમાં ઝેદ બીન ખાલેદ જોહની (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ખોવાયલા જાનવરને રાખે તે જ્યાં સુધી તે જાનવરની (લોકો આગળ) પૂછ પરછ નહીં કરે ત્યાં સુધી તે પોતે ભટકેલો છે.

ફાયદો ખોવાયલા જાનવરને વગર જાહેર કરે પોતાના ઘરમાં બાંધી રાખવું દુરૂસ્ત નથી. કેટલીક મશારેકની કિતાબોમાં આ હદીસ ઉપર ક ની નીશાની કરી છે એટલે આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં એક મતે છે. પણ એ ચોખ્ખી ભૂલ છે કારણ કે જોમેઊલ ઓસુલવાળાએ તથા શારેહ ગાજરૂનીએ લખ્યું છે કે આ હદીસ ફક્ત મુસલીમમાં છે બોખારીમાં નથી. અને આ ભાષાંતર કરનારે પણ બોખારીમાં જોયું તો ઝેદ બીન ખાલેદથી આ મજમુનની હદીસ રિવાયત થએલી મળી નથી. જણાય છે કે નકલ કરનારની ગલતી છે.

૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ખાવાનો અનાજ ખરીદે તો જ્યાં સુધી તેને તોલીને કબજામાં નહીં કરે ત્યાં સુધી તેને વેચે નહીં.

ફાયદો ચારે ઇમામોનો એજ મજહબ છે ખરીદનારો વગર પોતાને કબજે કરે અનાજને વેચે એ દુરૂસ્ત નથી. અને ઇમામ શાફેઇ (રહ) ના મત પ્રમાણે કોઇ પણ ચીજ અનાજ હોએ અથવા જમીન હોય કે બાગ હોય વગર કબજે કરે દુરૂસ્ત નથી. અને ઇમામ આજમ (રહ)ના મજહબમાં જમીન બાગ અને ઘરમાં કબજો થવો શરત નથી. અને બાકી સર્વ મનકુલ (જંગમ મીલકત)માં કબજો શરત છે. મનકુલ તે માલ છે કે જે એક જગ્યાથી બીજી જગ્યા જઇ શકે. અને ગેર-મનકુલ (એથી ઉલટી છે) જેમકે જમીન બાગ.

૪ સહી બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ખજુરીને ખજુરીનો ધાબો લગાડવા બાદ ખરીદે તો તેના ફળ વેચનાર માટે છે. પણ જો ખરીદનાર તેની પણ શરત કરે (તો તેને ફળ મળશે.) અને જે ગુલામને ખરીદે તો તેની પાસેનો માલ વેચનાર માટે છે. પણ જો ખરીદનાર તેની પણ શરત કરે (તો તે પણ તેને મળશે )

ફાયદો ખજુરનું ઝાડ નર તથા માદા થાય છે માદાની કંઠી ચીરીને નરની કંઠી તેમાં જોડે છે તો ફરી તે ઘણી ફળે છે. ઇમામ શાફેઇ માલેક તથા અહમદનો આજ મજહબ છે કે ધાબો લગાડ્યા પછી ફળનો માલેક ઝાડનો વેચનાર છે અને જો શરત કરી હોય તો ખરીદનાર માલેક છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક જ્યારે ઝાડનું ફળ નીકળ્યું તો ફરી ઝાડના વેચવાથી ફળ વેચાતુ નથી. ધાબ મેલાયો હોય અથવા ન મેલાયો હોય. આ હદીસ બોખારી તથા મુસલેમ બંનેમાં છે, પણ ઘણા નુસખામાં આ

હદીસપર મ એટલે ફકત મુસલિમનું નિશાન છે તો તે ગલત છે.

૫ બોખારી તથા મુસલિમમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે:-હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કોઇ બાબતમાં દીકરીઓને લીધે અજમાએશમાં પડે ફરી તેણીઓ ઉપર એહસાન કરે તો તે છોકરીઓ તેને માટે (કિયામતને દિવસે) દોજખથી આડ થશે. (અને તેને બચાવશે.)

ફાયદો હજરત આએશા (રદી) થી રિવાયત છે કે એક ઓરત બે છોકરીઓ લઇને મારી પાસે સવાલ કરતી આવી, તે વેળા કાંઇ હતું નહીં. મેં એક ખજુરની પેશી આપી તેણીએ પોતે એને ખાધી નહીં અને બે તુકડા કરીને પોતાની બંને છોકરીઓને આપી અને ચાલી ગઇ. આ હાલ મેં હજરત (સલ) ની આગળ કહ્યો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે છોકરીઓ ખોદાની અજમાએશ છે જેણે તેણીઓથી ભલાઇ કરી તે દોજખથી બચ્યો. ભલાઈ આ છે કે તેઓને સારી રીતે પરવિરશ કરે તેઓને દીનદારી શીખવે તેણીના વિવાહ પોતાની જાતમાં સારા માણુસ સાથે કરે.

૬ મુસલિમમાં અબુહોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેની સાથે તેના અમલે (કરણીએ) વાર લગાડી તેની સાથે તેનો નસબ જલદી કરશે નહીં.

ફાયદો એટલે વગર નેક કામ કરે જાત કંઇ કામ આવતી નથી. "બંદગી બાયદ પયગમ્બર જાદગી મનજુર નેસ્ત" *

૭ સહી મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેને તમોએ ભલો કહ્યે તેને માટે જંનત વાજેબ થઇ અને જેને તમોએ બુરો કહ્યો તેને માટે દોજખ વાજબ થઇ જમીન ઉપર તમો ખોદાના ગવાહ છો. જમીન ઉપર તમો ખોદાના ગવાહ છો. જમીન ઉપર તમો ખોદાના ગવાહ છો.

ફાયદો મસાબીહમાં રિવાયત છે કે એક જનાઝો નીકળ્યો. સહાબાએ તેની તારીફ કરી. બીજો જનાઝો નીકળ્યો સહાબાએ તેની બુરાઇ કરી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને એજ મજમુનની હદીસ સહી બોખારીમાં પણ છે. કંઇ એક બે શબ્દનો ફેર છે. આથી જણાયું કે સહાબા એટલુંજ નહીં પણ દરેક વખતના દીનદાર ખોદાના ગવાહ છે.. તેની તારીફ કરવાને તથા બુરું કહેવાને મોટો દખલ છે. અને દુન્યાદાર તથા ફાસેકની તારીફ કરવી તથા બુરા કહેવાની કશી ગણુતરી નથી. આ હદીસથી જાહેર થયું કે સહાબા તથા મુજતહેદોનો ઇજમા તથા તેઓનું એક મતે થવું તે એક દલીલ છે અને મોટી સનદ છે. અને બજ્જારની કિતાબમાં આમેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે કોઇ બંદો મરે અને ખોદા તેની બદીને જાણે છે અને લોક તારીફ કરે તો ખોદા તઆલા પોતાના ફિરશતાઓને ફરમાવે છે કે મેં પોતાના બંદાઓની ગવાહી કબુલ કરી અને તેના ગુનાહ જાણી જોઇને માફ કર્યા. આ હદીસથી જણાયું કે પેલી મશહુર કહેવત ઠીક છે કે "જબાને ખલક નક્કારએ ખુદા*"

૮ સહી બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ કંઇ પૂછવા ચાહે તે પૂછે. તો તમો મને જે પૂછશો તે બતાવીશ જ્યાં

* અર્થ—બંદગી કરવી જોઇએ પેગમ્બરની ઓલાદ થવું કાંઇ લાભકારક (કે ગણુતરીમાં) નથી. ગુ. મો.

* અર્થ—મખલુકની જીભ એ ખોદાનું નગારું છે. ગુ. મો.

સુધી હું મારી આ જગ્યા ઉપર છું એટલે મિમ્બર ઉપર,

ફાયદો બોખારી તથા મુસલિમમાં પૂરી રિવાયત આવી રીતે છે. કે એક દિવસે હઝરતે (સલ) જોહરની નમાઝ પછી મિમ્બર ઉપર ખુતબો પઢયો અને કેયામતને યાદ કરી અને ફરમાવ્યું કે કિયામત આગળ મોટી મોટી મુસીબતો થનારી છે. સહાબા બેઅખત્યાર કેયામતના ખોફથી રડવા લાગ્યા. ફરી હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જેને પૂછવું હોય તે પૂછે. અબદુલ્લાહ બીન હોઝાફાએ પૂછયું કે મારો બાપ કોણ છે ફરમાવ્યું કે:હોઝાફા છે. અને હજરત (સલ) તે વખત ઘણા ગુસ્સામાં હતા. ઓમર ફારૂકે (રદી) ઘુંટણીએ પડી ઊભા રહીને કહ્યું કે અમો ખોદાની ખોદાઇથી ઇસ્લામના દીનથી અને હજરતની પેગમ્બરીથી દિલથી રાજી છીએ. આ સાંભળી હજરતનો ગુસ્સો નરમ પડયો. કેટલાક ઓલમાએ કહ્યું કે મોનાફેકોએ કહ્યું હતું કે પેગમ્બર (સલ) અમારા સવાલના જવાબથી આજીજ છે એ માટે હજરત ઘડી ઘડી તેઓના તરફ ઇશારો કરીને ફરમાવતા હતા કે જેનો જીવ ચાહે તે પૂછે. અબદુલ્લાહ બીન હોઝાફા એ મતલબને સમજયા નહીં અને હજરત ઓમર ફારૂક (રદી) વાતની મતલબને સમજી ગયા કે હજરતનું આ કહેવું સહાબાને :નથી પણ મોનાફેકોને છે ત્યારે તે વાત અરજ કરી અને હજરત (સલ)નો ગુસ્સો ઠંડો પડયો. આ હદીસથી હજરત ઊમર ફારૂકની (રદી) મોટી બોઝુરગી તથા નેહાયત તેજફહમી સિધ્ધ થાય છે. આથી જણાયું કે વગર હાજતે બેફાયદા આલિમથી સવાલ કરવો મકરૂહ છે. *

૯ સહી બોખારીમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ દોજખી આદમીને જોવા ચાહતો હોય તો તે આ મરદને જુએ." એટલે તે મરદને કે જે મુશરેકોથી કતલ કરતો હતો અને આખરે તેણે પોતાના જીવને કતલ કર્યો.

ફાયદો ખેબરની લડાઇમાં એક શખસ કાફેરોથી ઘણો લડયો હજરતે તેને દોજખી કહ્યો. સહાબાએ અરજ કરી કે આવો જાનફીદા કરનારો દોજખી થશે તો જંનતી કોણ થશે ? એક શખ્સ તેનો હાલ જાણુવા સાટે તેની પાછળ લાગ્યો જ્યારે તે જખમોથી ભરાઇ ગયો હતો તેણે અલાહેદા થઇને પોતાનું પેટ ચીર્યું અને હરામ મોત મર્યો. ત્યારે સર્વને સાફ જણાયું કે:-હઝરતે (સલ) સાચું ફરમાવ્યું હતું. આ હદીસથી જણાયું કે પ્રથમની ઇબાદત તથા બંદગીનો કશો ઇતબાર નથી. જ્યાં સુધી ખાતેમા ખેર થાય નહીં. રિવાયત છે કે આ હરામ મોત મર્યો તેનું નામ કુજમાન હતું. તે મોનાફેક હતો. દુનીયાની લાલચથી તે લડતો હતો કે લુટમાંથી તેને હિસ્સો મળે. આ માટે તેનો ખાતેમો ખેર થયો નહીં.

૧૦ મુસલિમમાં અબુ મુસા તથા હજરત આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ખોદાના મળવાને એટલે મોત તથા આખેરતને ચાહે છે તો ખોદા તેને મળવા ચાહે છે. અને જે ખોદાના મળવાને

* મશારેકુલ અનવારનો શરેહ કરતા ઇબ્નેમલક લખે છે કે આ હદીસમાં જે ચીજ વિષે પૂછવાનું કહ્યું છે એથી મતલબ આખેરતની ચીજો મતલબ છે કેમજે એ ખુતબામાં કેયામતની બાબતો બયાન કરીને કહ્યું હતું. અને જો એ ચીજને આમ લઇએ તોપણ જે ગેબની વાતો ખોદાનીજ નજદીક છે તેનું જાણવું એમાં દાખલ નથી." ગુ મો.

બુરૂં જાણે છે તો ખોદા તેને મળવું બુરૂં જાણે છે.

**ફાય** હજરત આએશા (રદી) અથવા કોઇ બીબીએ આ હદીસ સાંભળીને કહ્યું કે મોત તો સર્વને બુરૂં લાગે છે. હજરતે ફરમાવ્યું કે એની મતલબ આ નથી. પણ ઇમાનવાળો જ્યારે મરે છે તો તે વખત ફિરશતા તેને ખોદાની રજામંદી તથા ખોદાના કરમની ખુશી સંભળાવે છે તો તે દિલથી મોતને ચાહે છે અને તે ખોદાનો મુશતાક થાય છે, તો ખોદા પણ તેને મળવા ચાહે છે. અને કાફેરને તો મરતી વેળા અલ્લાંહનો અજાબ દેખાય છે તો તે મોતને તથા ખોદાના મળવાને બુરૂં જાણે છે, તો ખોદા પણ તેના મળવાને બુરૂં જાણે છે. એટલે જીંદગીમાં જે મોત કડવું તથા બુરૂં લાગે છે તેની કંઇ હરકત નથી, મરતી વેળાનો ઇતિબાર છે, તે વખતે ઇમાનવાળો મુશતાક થાય છે. અને કાફેર ઘભરાય છે. અને આ હદીસ સહી બોખારીમાં પણ છે, માત્ર સહી મુસલિમની નિશાન કરવી ખતા છે.

૧૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ખોદાની રાહમાં એટલે જેહાદની નૈયતથી ઘોડાને રોકશે (પાળશે) ખોદાને માનીને તથા તેનો વાયદો સાચો જાણીને, તો તેનો ચારો પાણી તથા તેની લાદ પેશાબ કેયામતને દિવસે તેના તરાજવામાં થશે (એટલે તેના બરાબર સવાબ મળશે. )

**ફાયદો** એટલે જો ખોદાને માટે ચોખ્ખી જેહાદની નૈયતથી ઘોડો પાળશે અને નામદારી કે મોટાઇ ધ્યાનમાં નહીં હશે તો આ સવાબ મળશે.

૧૨ મુસલિમમાં મઅમર બીન અબદુલ્લાહ બીન નાફેઅ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ( દુકાળની વખતમાં ઘણા ભાવ ખાવા) અનાજને રોકી રાખે તે ખતા કરનાર છે.

**ફાયદો** ઇબને માજામાં ઓમર ફારૂક ( રદી ) થી રિવાયત છે કે જે મોંઘવારીમાં અનાજને રોકી રાખશે તો ખોદા તેને કોઢી તથા કંગાળ કરશે અને અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે જેણે દુકાળના દિવસોમાં ચાલીસ દિવસ અનાજને રોકયો તે ખોદાથી જૂદો થયો, અને ખોદા તેનાથી જૂદો થયો. દુકાળમાં અનાજને રોકી રાખવો અને વધારે મોંઘવારીની વાટ જોવી ચારે મજહબમાં ઘણુંજ હરામ છે. કારણ કે એમાં મખલુકની બદખાહી છે. અને જેણે પોતાના ઘર ખરચ માટે અનાજને રોકયો અને વેપારની નૈયત નહીં હોય તો દુરૂસ્ત છે. અનાજની સોદાગરી કરવાની મનાઇ નથી જેમકે આમ લોકોમાં મશહુર છે. પણ દુકાળ તથા મોંઘવારીમાં અનાજ રોકી રાખવો અને વધારે ભાવ ચઢવાની રાહ જોવી એ મના છે. અનાજ અને ચારા વગર બીજી કોઇ ચીજને રોકવી મના નથી.

૧૩ બોખારી તથા મુસલિમમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અમારા આ કામ એટલે દીન અને શરીઅતમાં નવી વાત કાઢે કે જે તેમાં નહીં હોય તો તે નવી વાત અથવા તેનો કાઢનાર મરદુદ છે.

**ફાયદો** એટલે જે દીનમાં નવી ચીજ કહાડે જેની શરઅમાં કંઇ અસલ ન હોય ન ખુલ્લી રીતે અને ન છુપી રીતે તો તે સખત ગુમરાહી છે. અને એનુજ નામ બિદઅત છે. દીનમાં ચાર ચીજો અસલ છે એકતો કુરઆન બીજી હદીસ ત્રીજી ઇજમા અને ઇત્તેફાકે ઊમ્મત ચોથી કેયાસે શરઇ. જેની બહસ ઓસુલે ફિકહમાં છે. તો જે વાત આ ચારે

અસલોમાં નહીં હોએ તે બિદઅત છે. જેટલી બિદઅતો શરિઅત વિરૂદ્ધ લોકોએ કહાડી તે સર્વે આ હદીસથી રદ થઇ ગઇ તેના વિસ્તારની કશી જરૂર નથી. દાખલા તરીકે કબર ઉપર છોની મરમ્મત કરવી ગુમજ બનાવવો કબરો ઉપર રોશની કરવી, તાજીયા બનાવવા, બુજરગોનો મેળો કરવો, ઓલેયાની માનતા લેવી. ઝુંડો નિશાન ઉભાં કરવાં, (આ સર્વ) તદ્દન શરીઅત વિરૂદ્ધ છે. કુરઆન હદીસ ઇજમા અને કેયાસે શરઇમાં એની કંઇ અસલ નથી. એટલુંજ નહીં પણ કેટલાંક કામની હદીસોમાં ખુલ્લી મનાઇ છે. એવીજ તરેહ બીજી બિદઅતોનો ખ્યાલ કરી લ્યો. જો કોઇ એમ કહે કે જ્યારે કેયાસ કરવો દુરૂસ્ત થયો તો અમારા કેયાસમાં એ ચીજો દુરૂસ્ત જણાય છે, તો તેનો આ જવાબ છે કે આ તો ઠીક છે, પણ "**હલવા ખુરદન રા રૂઈ બાયદ**" * કેયાસ કરવાની ઘણી શરતો છે. મુજતહેદ સિવાય બીજાનો કેયાસ આધાર લેવા લાએક નથી. મતલબ કે આ હદીસમાં અજબ કાયદો કુલ્લીયો હજરતે ફરમાવ્યો છે કે જેથી સર્વ બિદઅતોની જડ કપાઇ ગઇ. જો દાનો આદમી એને સારી રીતે સમજી લીએ તો સર્વ બિદઅતોની બુરાઇ પોતે જાણી લેશે. વધારે દલીલોની કંઇ જરૂર નથી. કારણ કે ઓલમાએ હદીસે કહ્યું છે કે આ હદીસ ઉપર ઇસ્લામનો મદાર છે હજારો બિદઅતો માત્ર આ હદીસથી રદ થાય છે.

## નજમ.

"સુન્ની હો કર તો બિદઅતી મત બન"
"છોડ બિદઅત મોહમ્મદી બન જા"
"કયું કે બિદઅત હે દીનકી રહજન"
"શાદ હો તુજ સે તા રસૂલે ખોદા"

* અર્થ—હલવો (મીઠાઈ) ખાવા માટે તેવું મોં જોઇએ. ગુ. મો.

૧૪ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે સારી રીતે ઇસ્લામમાં આવ્યો તો જે તેણે કુફરમાં કર્યું તે ઉપર તે સપડાશે નહીં. અને જેણે ઇસ્લામમાં બુરાઇ કરી તો આગલા પાછલા બંને ગુનાહોની તેની પકડ થશે.

**ફાયદો** જે સારી રીતે ઇસ્લામમાં આવ્યો એટલે જાહેર અને બાતેનથી મોસલમાન થયો. મરતા દમ સુધી તે પર કાએમ રહ્યો તો તે પર કુફરના ગુનાહોની પકડ થશે નહીં. અને જે જાહેરમાં ઇસ્લામ લાવ્યો અને બાતેનમાં નહીં લાવ્યો, અથવા મુસલમાન થઇને ફરી મુરતદ થયો તેના આગળા પાછળા સર્વ ગુનાહો ની પકડ થશે.

૧૫ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ લોકોનો માલ (કરજ અથવા આરયતની રૂએ) લીએ અદા કરવાની નેયતથી તો ખોદા તેનાથી અદા કરાવશે. એટલે અદા કરવાનો સામન અલ્લાહ કરી આપશે. દુન્યામાં અથવા આખેરતમાં. અને જે કોઇ તે માલને બરબાદ કરવાને ઇરાદેથી લેશે તો ખોદા તેનેજ બરબાદ કરશે.

**ફાયદો** એટલે જે મુસલમાનને કંઇ જરૂરત પડે અને તે અદા કરવાની નેયતથી કરજ લીએ અને તેના અદા કરવામાં કોશીશ કરે તો ખોદા તેનો મદદગાર છે. અને જો લોકોનો માલ ખાઇ જવાની નેયતથી લેશે તો પોતે બરબાર થશે ખાહ દુન્યામાં ખાહ આખેરતમાં. મુસલમાન તથા કાફેરનું કરજ બરાબર છે. કાફેરનો માલ પણ દબાવવો દુરૂસ્ત નથી. કારણ કે આ હદીસમાં મુસલમાનની કંઇ ખોસુસીયત નથી. ઇબને માજામાં અબદુલ્લાહ બીન જઅફર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા કરજદારની સાથે છે તે

ફરજ અદા કરે ત્યાં સુધી. તે એવી સુરતથી કે નૈયત પુરી કરે નહીં. એજ માટે અબદુલ્લાહ બીન જાફર ( રદી ) વગર જરૂરતે પણ કરજ લેતા હતા, કે જેથી ખોદા અમારી સાથે રહે. એવીજ તરેહ હજરત આએશા ( રદી )થી રિવાયત છે કે તેવણ કરજ લેતાં હતાં. કોઇએ કહ્યું કે આપને તો કરજની કશી ગરજ નથી તો કહેતાં હતાં કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેની નૈયત ફરજ અદા કરવાની હોય છે તો ખોદા તરફથી તેને માટે એક સંભાળ કરનાર તથા મદદ કરનાર રહે છે. અને ઘણા બુજરૂગો કરજથી બચ્યા કરતા હતા, કારણ કે માલની મોહબ્બત માણસના દિલમાં ઘણી છે કદાપી નૈયત બદલી જાય ફરી સવાબ તો શું પણ અજાબ ગળે પડે.

૧૬ બોખારી તથા મુસલિમમાં સઇદ બીન ઝેદ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઈ જુલમથી એક વેંત જમીન છીનવી લેશે તો તે જમીનનો તોક ( હાંસડી ) સાત જમીન સુધીનો તેના ગળામાં નાખશે.

ફાયદો તબરાની તથા અહમદે યાલા ( રદી ) થી રિવાયત કરી છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ એક વેંત જમીન કોઇની જુલમથી છીનવી લેશે તો ખોદા તેના ઊપર જબર હુકમ કરશે કે તે જમીનને સાત તબક સુધી ખોદે, ફરી તેનો તોક કેયામતને દિવસે તેના ગળામાં નખાશે કે જેથી તે જાલીમ સર્વ લોકોની સામે ફજીહત થાય. અને તોક થવાની બીજી સૂરત આ છે કે જુલમ કરનારને જમીનમાં ધસાવાશે તો જમીન તોકના જેવી થશે જેમકે આગલી હદીસમાં તેનું સાફ બયાન છે. આથી જણાયું કે જમીન છીનવવી મોટા ગુનાહ છે.

૧૭ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ વગર હકે એક વેંત જમીન છીનવી લેશે તો તે સાત જમીન સુધી કેયામતને દિવસે જમીનમાં ધસાવાશે. *

૧૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેણે નમાઝની એક રકઅત મેળવી તો તેણે સઘળી નમાઝને મેળવી.

ફાયદો આ હદીસની બે મતલબ છે એક આ કે જેણે એક રકઅત જમાઅતની મેળવી તો તેણે જમાઅતની નમાઝનો સવાબ મેળવ્યો. અને બીજી આ કે જેણે એક રકઅત જેટલો નમાઝનો વખત મેળવ્યો તો તેની બાકીની નમાઝ અદા ગણાશે, કજા નહીં. જેમકે સુબ્હની નમાઝમાં એક રકઅત પછી સુર્ય નીકળે અથવા અસરને વખતે એક રકઅત પછી સુર્ય ડુબે તો નમાઝ થઇ ગઇ. ઇમામ શાફેઇ (રહ) નો એજ મજહબ છે. પણ ઇમામ આઝમ (રહ) ના મજહબમાં આ બાબતમાં અસરની નમાઝ તો થઇ પણ ફજરની નમાઝ સુર્ય નીકળેથી બાતેલ થાય છે. †

૧૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇને પોતાનો માલ આબેહુબ કોઇ કંગાલ પુરૂષ પાસે મળે અથવા કંગાલ આદમી પાસે મળે તો તે માલનો તે બીજા કરતાં વધારે હકદાર છે.

* આ હદીસથી જણાયું કે કયામતને દિવસે પણ જમીનના સાત તબકા થશે ગુ. મો.

† એક અર્થ આ પણ છે કે જેને ઇમામની સાથે રૂકુ મલ્યો તેને તે રકઅત મળી રૂકુ મલ્યાથી રકઅત મળવાનો આધાર ફેકહાઓએ એ હદીસથી લીધો છે. ગુ. મો.

**ફાયદો** એટલે જેણે પોતાનો માલ કોઇને હાથ વેચ્યો અને ખરીદનાર કંગાલ અને કરજદાર થયો, કીમત આપી શકતો નથી. તો તે જો પોતાના માલને હુબહુ જુએ તો લઇ લીએ અને વેચાણને બાતેલ કરે. અને બીજા કરજદારોનું તેમાં હક્ક નથી. અને ઇમામ શાફેઈ ( ૨૭ ) નો આજ મજહબ છે. અને ઇમામ આજમ ( ૨૭ ) ની નજદીક તે માલનો વેચનાર સર્વ કરજદારોના બરાબર છે તે માલને વેચીને સર્વ કરજદારો ( કરજના પ્રમાણમાં ) વેંહચી લ્યે.

૨૦ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબીવક્કાસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના બાપને મુકીને બીજાને બાપ બનાવે અને તે જાણતો પણ હોય કે તે તેનો બાપ નથી તો તેના ઉપર જંનત હરામ છે.

**ફાયદો** એટલે જે કોઇ જાણી બુજીને પોતાના બાપને મુકીને બીજાને બાપ બનાવે તો તે શખ્સ જંનતથી અભાગ્યો છે. આ હદીસથી જણાયું કે જે કેટલાક શેખ અને મુગલ પોતાને સૈયદ બતાવે છે તેઓ ઘણું બુરૂં કરે છે. જંનત મુકી દોજખની તૈયારી કરે છે.

૨૧ બોખરી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ મદીનાના રહેનારાઓથી બુરાઇનો ઇરાદો કરે તો જેમ નીમક પાણીમાં ઓગળે છે તેવીજ રીતે અલ્લાહ તેને ઓગળાવશે.

**ફાયદો** ઇમામ હોસેન ( રદી ) ની કતલ પછી યજીદે મદીના શરીફ ઉપર લશકર મોકલી હજારો લોકોને કતલ કરેલા અને ઘણો જુલમ કરેલો, તો આ હદીસના મજમુન પ્રમાણે ખોદાએ તેને એવો જલદી મટાવ્યો કે તેનું કંઇ નામ નિશાન રહ્યુ નહીં.

૨૨ બોખારી તથા મુસલિમમાં અદી બીન હાતેમ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ દોજખથી છુપવાની (બચવાની) શક્તિ રાખતો હોય અગર જો એક ખજુરની પેશીની ફાડથી તો તેને જોઇએ કે તે કરે.

**ફાયદો** એટલે ખેરાત કરવી તે દોજખની અગ્નિથી બચાવે છે. થોડા ઘણાનો ખ્યાલ નહીં જોઇએ તે એટલાં સુધી કે ખજુરની પેશીની ફાડ બરાબર આપવું પણ દોજખથી રોકે છે. ખોદા ખાલેસ નૈયતને જુએ છે. જેમકે બીજી હદીસમાં છે કે એક બદકાર ઓરતે તરસ્યા કુતરાને પાણી પાયું જેથી તે બખશાઇ ગઇ.

૨૩ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ તમારામાંનો પોતાના ભાઇને નફો આપવાની શક્તિ રાખતો હોય તો તેને જોઇએ કે તે કરે ( લાભ કરી દે. )

**ફાયદો** જાબેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) મંતરવું મના કર્યું અને મારા ભાઇને મંતર આવડતું હતું. તેણે કહ્યું કે ઓ રસૂલુલ્લાહ આપે મંતરની મના કરી અને હું વીંછીનો મંતર જાણું છું. હજરતે ( સલ ) ફરમાવ્યું કે તું તે મંતરને મારી આગળ વાંચ. તેણે તે વાંચ્યું. હજરતે ( સલ ) તેને ઇજાજત આપી અને આ હદીસ ફરમાવી અને ફરમાવ્યું કે જે મંતરમાં શિર્ક તથા કુફરનો મજમુન નહીં હોય તો તે મંતર દુરૂસ્ત છે. શિર્ક આ કે ખોદા સિવાય બીજા કોઇને હાજર નાજર જાણે અને તેનાથી મદદ માંગે જેવી રીતે કે ઘણા મંતરોમાં હોય છે. જેમ લુના ચમારી અને ગલવા વીરની દુહાઇ એવા મંતર ખુલ્લી રીતે કુફર છે, એવું કરવું કદી દુરૂસ્ત નથી. આ હદીસથી જણાયું કે દવા ઇલાજ કરવો, ઝાડ ફુંક કરવી દુરૂસ્ત છે એવી શરતથી કે શરીઅત વીરૂદ્ધ નહીં હોય.

૨૪ મુસલિમમાં અદી બીન અમીર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે તમારામાંના જે કોઇને હું કોઈ કામ ઉપર નીમું ફરી તે અમારેથી એક સોઈ અથવા તેથી વધારે કંઇ છીપાવશે તો તે ચોરીમાં દાખલ છે તેને તે કેયામતને દિવસે લાવશે. એટલે કેયામતને દિવસે તેની ચોરી જાહેર થશે તેને ફજીહત કરશે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે તહસીલદાર (મામલતદારને) અથવા કોઇ કારખાનાના ઉપરીને માલેકની મરજી વગર સોઇ બરાબરની ચીજ પણ પોતાના કામમાં લેવી દુરૂસ્ત નથી ખુલ્લી ચોરી છે. જેને કેયામતને દિવસે ખોદા અને રસૂલને મોં દેખાડવું હોય તે પારકાની ચીજથી બચતો રહે. તેને હલકુ સમજે નહીં.

૨૫ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સ લોકોની વાતની તરફ કાન લગાડે અને તેઓ તેને બુરૂં જાણે છે અથવા તેઓ તેનાથી નહાસે છે તો કેયામતને દિવસે તેના બંને કાનોમાં સીસું પૂરાશે. *

**ફાયદો** આ અજાબ એટલાં માટે થયો કે તેણે લોકોને કાનથી દુઃખ આપ્યું.

૨૬ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઈ ખજુરમાં બેએ સલમ કરે. (એટલે કિમત પ્રથમથી આપે અને માલ એક મુદત પછી લ્યે) તો જોઇએ કે એક મુદત સુધી માપ ઠેરવેલો હોય. અને તોલ ઠેરવેલું હોય.

**ફાયદો** જ્યારે હજરત (સલ) મક્કાથી મદીનામાં તશરીફ લાવ્યા તો જોયું કે ત્યાંના લોક બેએ સલમ (લેતી) કરતા હતા. અને તોલ તથા મુદતમાં ઝગડો થતો, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હદીસમાં અગર જો ખજુરનું બયાન છે કારણ કે મદીનામાં ઘણું ખરૂં એજ પેદા થાય છે. પણ બેએ સલમ ઘણી ચીજમાં દુરૂસ્ત છે પણ તે એવી શરતથી કે તોલ માપ અને મુદત મુકરર થયાં હોય. એવી રીતે કે ત્રીસ સેર ઘઊં અથવા ચાલીસ સેર એક મહિના બાદ અથવા બે મહીના બાદ. ફિકહમાં એની શરતો વર્ણાયલી છે. ઇમામ અબુહનીફા (રહ) ની નજદીક કમતી મુદત એક મહિનો છે. અને જે કેટલીક જગ્યા ચલણ છે કે કીમત પ્રથમથી દઇને કહે છે કે ફસલમાં જે વધારે ભાવ થશે તેજ હમો લઇશું આ હદીસથી જણાવ્યું કે તે દુરૂસ્ત નથી. કારણ કે એમાં તોલ મોકરર કરવું જરૂર છે. અને વધારે ભાવ કંઇ મોકરર ચીજ નથી કદી ત્રીસ સેર ભાવ થાય છે અને કદી ચાલીસ સેર. હિન્દુસ્થાનમાં બેએ સલમને કેટલીક જગ્યામાં બદની અને કટોટી (અને લેતી ઇનડેટ) કહે છે. આ મશારેકમાં આ હદીસની રિવાયત હજરત આએશાથી લખી છે તે ખતા છે. કારણ કે બોખારી તથા મુસલિમમાં આ હદીસ અબદુલ્લાહ બીન અબ્બાસથી રિવાયત છે હજરત આએશા (રદી) થી નથી.

૨૭ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના ભાઇ મુસલમાન તરફ લોહઢાથી ઇશારો કરે એટલે તલવાર બરછીથી તો બેશક ફિરસ્તા તેના ઉપર લાનત કરે છે અગર જો તે (ઇશારો થએલો) તેનો સગો ભાઈ હોય

* પણ જે માણસ લોકોની વાત એટલા માટે સાંભળે કે તેઓને ફસાદથી રોકે અથવા તેઓના બુરાઇથી બચે તે આ મનાઇમાં દાખલ નથી ઈબ્ને મલક. ગુ. મો.

ફાયદો ઇશારો કરવો એટલે હથિયારથી મુસલમાનને ધમકાવવું દુરૂસ્ત નથી. કદાપી ગુસ્સાના વધારાથી કતલની નોબત આવી લાગે; અને સગા ભાઈ સાથે જાહેરમાં અગર જો કતલની ધારના થતી નથી, તો પણ તેના તરફ હથિયારથી ઇશારો કરવો હલાલ નથી. અને જ્યારે માત્ર હથિયારનો ઈશારો કર્યાથી ફિરસ્તા લાનત કરે છે તો વિચાર કરવો જોઇએ કે નાહક ખુન કરવાનો કેટલો મોટો અજાબ થશે.

૨૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અનાજને ખરીદે તો તેને જ્યાં સુધી માપે § નહીં (અને કબજે કરે નહીં) ત્યાં સુધી તેને વેચે નહીં.

ફાયદો મરવાન પોતાની હોકુમતમાં સીપાઇયોને તેઓના દરમાયામાં ચિઠ્ઠી લખતો હતો કે આટલો અનાજ ફલાણા પરગણાથી ફલાણા ગામથી લ્યો. સીપાયો અનાજ લીધા વગર લોકોને હાથે ચિઠ્ઠીઓ વેચતા હતા. ત્યારે અબુ હોરેરા (રદી)એ મરવાનને કહ્યું કે તેં વ્યાજને હલાલ કર્યું કેમકે લોકો વગર કબજે કરે અનાજની ચિઠ્ઠી વેચે છે. મેં હજરત (સલ) થી આ હદીસ સાંભળી છે કે વગર કબજે કરે અનાજ વેચવો દુરૂસ્ત નથી. ફરી મરવાને મનાઇ કરી

૨૯ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે [ સલ ] ફરમાવ્યું કે જે ગાય બકરી ભરી રાખેલાં આંચળની ખરીદે ને પછી તેને પાછી ફેરવે તો તેને જોઇએ કે તે તેની સાથ એક સાઅ [ અનાજ કે ખજુર ] ને પણ ફેરવે, એટલે દુધના બદલામાં.

ફાયદો સાઅ લખનઊના હીસાબથી ત્રણ શેર અને એક છટાંક થાય છે. ઇમામ શાફેઇ અહમદ, અને માલેક [ રહ ] નો આજ મત છે, કે જ્યારે ફરેબ આપવો સિદ્ધ થાય તો પાછી ફેરવે અને દુધને બદલે એક સાઅ આપે. ઇમામ આજમ (રહ) ની નજદીક આંચળમાં દુધ ભેગુ કરીને વેચવી એવી એબ નથી કે જેથી ગાય બકરીને પાછી ફેરવવાનો અખત્યાર મળે. પણ દુધ વધઘટના પ્રમાણમાં કીમતને ઓછી કરવી જોઇએ. હનફીઓ કહે છે કે આ હદીસ તથા બીજી હદીસો જે શરીઅતના બીજા કાયદાઓને વિરૂદ્ધ છે તેની તાવીલ કરવી જોઇએ. વલ્લાહો આલમ.

૩૦ મુસલિમમાં અબુ હોરેરા [ રદી ) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે મારી તાબેદારી કરી તેણે બેશક અલ્લાહની તાબેદારી કરી, અને જેણે મારી નાફરમાની કરી તેણે બેશક અલ્લાહની નાફરમાની કરી, અને જેણે મારા અમીરની તાબેદારી કરી તેણે બેશક મારી તાબેદારી કરી અને જેણે મારા અમીરની નાફરમાની કરી તેણે ખચીત મારી ના ફરમાની કરી.

ફાયદો આ હદીસથી જણાયું કે હજરત (સલ) ની તાબેદારી વગર અલ્લાહની તાબેદારી બનવા જોગ નથી. કારણ કે અલ્લાહની મરજી કે ન મરજી એ અમને હજરત (સલ) થી જણાઇ. કેટલાક લોકો જે કહે છે કે ખોદા કયી વાતમાં રાજી (ખુશી) છે તે ખોદાજ જાણે છે. તે લોકો યા તો અહમક તથા જાહેલ છે, યા તો પેગમ્બરના નકાર કરનાર છે. કારણ કે આખા કુરઆનથી તથા હદીસથી

§ પણ જો વેચનાર તોલી કે માપી આપતો હોય અને ત્યાં ખરીદાર અથવા તેનો વકીલ હાજર હોય તો ખરીદારને બીજીવાર માપવાની જરૂર નથી. બહાર ગામથી અનાજ મંગાવનારને જરૂર છે કે તે ગામમાં પોતાનો આદમી ન હોય તો મજુરને મુખત્યાર બનાવે અને તે વેચનારનું તોલ કે માપ જુએ. નહીં તો ઘેર માપ તોલ કરવું પડશે વગર તોલ માપ કરે ખાવું ખવરાવવું વેચવું દુરૂસ્ત નથી. ગુ. મો.

આ વાત સારી રીતે સાબેત થઇ છે કે શરીઅતે મોહમ્મદીની તાબેદારી વગર ખોદાની રઝામંદી તથા ખોદાની તાબેદારી બનવા જોગ નથી. તો જે શખ્સ ખોદાની મોહબ્બત તથા ખોદાની તાબેદારીનો દાવો કરે અને શરીઅતે મોહમ્મદી ઉપર નહીં ચાલે તે જોવામાં ઇનસાન પણ તે શેતાન છે. અને દીનનો ગલબો ( અને જીત ) ઇજમા તથા હાકેમ વગર બનવા જોગ નથી. માટે અદલ કરનાર હાકેમની તાબેદારી વાજેબ થઇ. પણ હજરત ( સલ ) ની તાબેદારી દરેક વાત અને ચલણમાં છે. અને હાકેમની તાબેદારી શરીઅત વિરૂદ્ધ કામમાં નથી. કારણ કે હજરત ખતાથી માસુમ છે અને હાકેમ માસુમ નથી.

૩૧ મુસલિમમાં અબુ હોરેરા [ રદી ] થી રિવાયત છે કે હજરતે [ સલ ] ફરમાવ્યું કે જે કોઇ શખ્સ કોઇ કોમના ઘરમાં વગર તેઓને હુકમે ઝાંખે તો બેશક તેની આંખ ફોડવી તેઓને હલાલ છે.

ફાયદો આ હદીસથી જણાયું કે વગર હુકમે કોઇના ઘરમાં ઝાંખવું હરામ છે. અને ઘરવાળાનું તેને મના કરવું ઈંટ પત્થર મારવા દુરૂસ્ત છે. જો તેની આંખ ફુટી જાય તો ઇમામ શાફેઇ ( રહ ) ની નજદીક આંખનો દંડ નથી. પણ ઇમામ આજમ [ રહ ] ની નજદીક આંખનો દંડ છે. એમની નજદીક હદીસની આ મતલબ છે કે ઝાંખનાર જો નહીં માને તો તેની આંખ ફોડવાને તે લાએક છે. એમ નથી કે જો આંખ ફોડે તો આંખનો દંડ લાગુ નહીં પડે.

૩૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ મુસલમાન લોંડી ગુલામને આઝાદ કરશે તો અલ્લાહ તઆલા તેના દરેક સાંધાને બદલે એના સાંધાને અગ્નિથી આઝાદ કરશે. *

ફાયદો લોંડી ગુલામને આઝાદ કરવાં ઊમદા ઇબાદત છે. અને એટલો સવાબ છે કે આઝાદ કરનાર દોજખથી આઝાદ થાય છે. આ હદીસથી જણાય છે કે ગુલામ આંધળો લંગડો લુલો નહીં જોઇએ સહી સલામત હોવો જોઇએ કે આઝાદ કરનારના સાંધા આઝાદ થાય.

૩૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ ભાગીદાર ગુલામમાંથી પોતાનો હિસ્સો આઝાદ કરે તો તેના ઉપર જરૂર છે કે તે પોતાના માલથી તેને છોડવે. એટલે બીજા ભાગીદારોનો હિસ્સો પોતાના માલથી અદા કરે. પણ જો તેની પાસે માલ નહીં હોય તો તેની વાજબી કીમત ઠેરવાએ. ફરી ( બીજા ભાગીદારોના હિસ્સાના પ્રમાણમાં ) ગુલામથી નોકરી મજદુરી કરાવે પણ તેના ઉપર જબરાઇ કરે નહીં.

ફાયદો એટલે જો એક ગુલામના કેટલાક માલેક હોય તેમાંથી એક શખ્સ પોતાનો હિસ્સો આઝાદ કરે, ફરી જો તે માલદાર હોય તો ગુલામ તે વખત સઘળો આઝાદ થયો. અને બીજા ભાગીદારોના હિસ્સા પોતાના માલથી અદા કરે. અને ઇમામ શાફેઇ, અહમદ અબુ યુસોફ અને મોહમ્મદ ( રહે ) નો આજ મજહબ છે. અને ઇમામ આજમ (રહ ) નો મજહબ આ છે કે બીજા ભાગીદારોને અખત્યાર છે, જોઇએ પોતાના હિસ્સાના પ્રમાણમાં તે ગુલામથી મેહનત લીએ. જોઇએ આઝાદ કરનારથી ( પોતાના હિસ્સાની ) કી-

* આ ઉપરથી કેટલાકોએ કહ્યું છે કે પુરૂષ પુરૂષને આઝાદ કરે અને સ્ત્રી સ્ત્રીને આઝાદ કરે એ ઘણું સારૂં છે. અને મુસલમાન કહેવાથી જણાયું કે કાફેરને આઝાદ કર્યાથી અગર જો સવાબ થશે પણ આટલો દરજો નથી. ગુ. મો.

મતનો દાવો કરે. અને જોઇએ તો પોતાના હિસ્સાને આજાદ કરે. અને જો આજાદ કરનાર મોહતાજ અને મુફલેસ હોય તો શાફેઈ તથા અહમદ ( રહ ) નો આ મજહબ છે કે તેના હિસ્સા જેટલો આજાદ થયો બાકીના હિસ્સામાં ગુલામ છે. બીજા ભાગીદારોને અખત્યાર નથી કે તેનાથી મેહેનત લે. અથવા આજાદ કરનારથી કીમતનો દાવો કરે. પણ આ મજહબ આ હદીસના ખુલ્લા અર્થથી વિરૂદ્ધ છે. અને ઇમામ આજમ અબુ યુસોફ અને મોહમ્મદ (રહ) નો આ મજહબ છે કે બીજા ભાગીદારો પોતાના હિસ્સાની ગુલામથી મેહેનત મજદુરી કરાવીને પોતાની કીમત વસુલ કરે જેમકે આ હદીસ એમના મજહબની ખુલ્લી દલીલ છે. અને આ જે ફરમાવ્યું છે કે "તેના ઉપરં જબરાઇ કરે નહીં" એટલે જલદી નહીં કરે તથા પોતાના હકથી વધારે નહિ માંગે.

૩૪ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ એવા ગુલામને આજાદ કરે કે જે તેના અને બીજાના વચ્ચે હોય ( ભાગમાં હોય ) તો તેના માલમાંથી ( બીજા ભાગીદારોનાં હિસ્સા પ્રમાણે ) વાજબી કીમત ઠેરવાય ન ઓછી ન વત્તી. ફરી તે તેના તરફથી આજાદ થશે જો તે માલદાર હોય તો. એટલે ગુલામ આજાદના મરવા પછી તેના માલનો આજાદ કરનાર વારેસ છે.

૩૫ બોખારી તથા મુસલિમમાં જાબેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ કોઇને ઉમર ભરને માટે ઘર આપે તો તે તેને માટે તથા તેના પાછળવાળા ( વારેસ ) માટે છે ( તેઓ તેના માલેક થશે ). કારણ કે દેનારની આ વાતે તેમાંથી તેનું હકક કાપી નાખ્યું. અને તે ઘર જેને જીન્દગી સુધી આપ્યું તેનું તથા તેના વારેસનું થયું. *

ફાયદો એટલે જેણે ઉમર ભરને માટે કોઇને ઘર આપ્યું તો તે ઘર તેનું થયું અને તેના મરવા પછી તેના વારસોનું છે આપનારને મળી શકતું નથી

૩૬ બોખારીમાં અબુ અબસ અબદુર રહમાન બીન જબર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેના પગો ખોદાના માર્ગમાં માટીવાળા થયા તો ખોદાએ તેના પર અગ્નિ હરામ કરી,

ફાયદો 'ખોદાના માર્ગમાં' એટલે જેહાદમાં અથવા હજ્જમાં અથવા સર્વ ઇબાદતોમાં. પણ "ખોદાનો માર્ગ" એ શબ્દ જેહાદમાં વધારે વપરાય છે.

૩૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ ગોસલ કર્યું ફરી જુમઆ પઢવા આવ્યો. ફરી તેની કીસમતમાં હતી તેટલી (સુંનત નફલ) નમાઝ પઢી ફરી ઇમામના ખુતબો પૂરો કરવા સુધી તે ચુપકો રહ્યો ફરી ઇમામ સાથે નમાઝ પઢી તો તેની બખ્શીશ થઇ. તે જુમઆથી બીજી જુમઆ સુધી અને ત્રણ દિવસ વધુ.

ફાયદો એટલે જે કોઇએ આ કામ કર્યા તેના દશ દિવસના ગુનાહ માફ થયા. કારણ કે એક નેકીનો દશ ગણો સવાબ છે જુમઆનું ગોસલ સુંનત છે અને ખુતબા વખત ચુપકા રહેવું ફરજ છે.

* જો આપનાર આવી રીતે લખાણ કરે કે મેં તને તારી જીન્દગી સુધી આપ્યું. જો તું મરે તો મારૂં અને મારા વારસોનું છે તો પણ તે જેને આપ્યું તેનું તથા તેના વારસોનું છે. આપનારનું કંઈ હક નથી. ફરી ૧ શેરો હોય કે ઘર હોય ગુ. મો.

૩૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ જુમઆને દિવસે જનાબતના ગોસલ જેવું ગોસલ કર્યું એટલે સારી રીતે નહાયો અને દરેક જગ્યા પણી પુગાવ્યું ફરી પ્રથમ વખતમાં ચાલ્યો તો તેણે જાણે એક ઊંટની કુરબાની કરી. અને જે બીજી ઘડીમાં ચાલ્યો તો તેણે જાણે ગાયની કુરબાની કરી. અને જે ત્રીજી ઘડીમાં ચાલ્યો તો તેણે જાણે શિંગડાંવાળા દુન્બાની કુરબાની કરી. અને જે ચોથી ઘડીમાં ગયો, તેણે જાણે મરઘીની કુરબાની કરી. અને જે પાંચમી ઘડીમાં ગયો. તેણે જાણે એક ઇંડું ખોદાના માર્ગમાં આપ્યું. ફરી જયારે ઇમામ (ખુતબા માટે) નીકળે છે તો ફિરશતા મસજીદનો દરવાજો મુકીને નમાઝ ખુતબો સાંભળવા હાજર થાય છે.

ફાયદો ફિરશતા જુમઆને દિવસે મસજીદના દરવાજા ઉપર લખ્યા કરે છે કે કોણ આગળ આવ્યો અને કોણ પાછળ આવ્યો અને ખુતબાની વખતે મસજીદમાં આવી જાય છે. મુસલમાને ને જોઇએ કે જુમઆના મસજીદમાં વહેલા હાજર થયા કરે જેટલો વહેલો જશે તેટલો ઘણો સવાબ મળશે.

૩૯ બોખારીમાં મુસલમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ જુમઆને દિવસે ગોસલ કર્યું અને તેનાથી બની આવે તેટલી સફાઇ કરી (એટલે હજામત કરાવી સુફેદ કપડાં પેહેર્યાં.) ફરી તેલ લગાડ્યું અથવા ખુશબો લગાડી ફરી તે સુર્ય નમતાં ચાલ્યો અને બે બેઠેલામાં જૂદાઈ પાડી નહીં. * ફરી તેના નસીબમાં હતી તેટલી નમાઝ પઢી, ફરી જયારે ઇમામ નીકળ્યો તો ચૂપ રહ્યો, તો તે જુમઆથી બીજી જુમઆ સુધી તેની બખ્શીશ થઇ.

ફાયદો કેટલાક લોકોની આદત છે કે તેઓ જુમઆને દિવસે વાર લગાડીને આવે છે અને સફો ચીરીને લોકોને તકલીફ આપી પહેલી સફમાં જાય છે. આ હદીસથી જણાયું કે સફ ચીરવું દુરસ્ત નથી. યાતો પ્રથમથી અવ્વલ સફમાં બેસે અથવા ફરી જયાં જગ્યા જુએ ત્યાં બેસે.

૪૦ મુસલિમમાં વાએલ બીન હુજરથી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ જુલમ કરી ને (કોઇની) જમીન છીનવી લીધી તો ખોદા તેના ઉપર ગુસ્સાવાળો હશે એવી હાલતમાં તેની મુલાકાત કરશે.

૪૧ મુસલિમમાં અબુ ઓમામા એયાસ બીન સઅલબા હારેસી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કોઇ મુસલમાન મરદના હક્કને § પોતાની જૂઠી કસમથી છીનવી લીએ તો બેશક અલ્લાહે તેને માટે અગ્નિ તૈયાર કરી છે અને જંનત તેને માટે હરામ કરી છે. એક પુરૂષે આપને કહ્યું કે ઓ રસૂલુલ્લાહ જો થોડી ચીજ હોય તો એ? હજરતે (સલ) ફરમાવ્યું કે જો પીલવણની ડાંખળી હોય તોએ.

૪૨ બોખારી તથા મુસલિમમાં સુફયાન બીન અબી જોહેર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ કુતરૂં પાળે તેનાથી ખેતી અને ઘેટાં બકરાં સંભાળે નહીં તો દરરોજ તેના અમલમાંથી પાંચ પાંચ જવ બરાબર (નેકી) ઘટશે,

*સફ ચીરવાની મનાઇ તે વેળા છે કે નકામી કોઇને ઈજા થતી હોય. પણ જો આગલી સફમાં જગ્યા ખાલી હોય તો સફ ચીરીને જવું દુરસ્ત છે. કારણ કે એમાં વધુ સવાબ મળવવા તથા પાછળ બેઠેલાને ચેતવણી આપવી છે. ગુ. મો.

§ કાજી એયાજ (રહ) લખે છે કે મુસલમાન મરદનો શબ્દ એટલા માટે છે કે શરીયતનો હુકમ એઓને લાગુ પડે છે. એ માટે નથી કે કાફરનો માલ લેવાય છે. એટલુંજ નહીં પણ કાફેરના માલથી બચવું વધારે વાજેબ છે. ગુ. મો.

ફાયદો એટલે કુતરૂં પાળવું ત્રણ કામને લીધે દુરૂસ્ત છે. એકતો ખેતી સંભાળવા બીજું ઘેટાં બકરાંને સાંચવવા ત્રીજું શીકાર કરવા. જેમકે આ મતલબ બીજી હદીસમાં આવેલી છે. આ ત્રણ કામ વગર કુતરૂં પાળવું દુરૂસ્ત નથી કારણ કે નેક કામ મટી જાય છે.

૪૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ પ્યાજ લસણ અને ગંદના ખાય તો તે અમારી મસજીદ પાસે હરગીજ આવે નહીં. કારણ કે જે ચીજથી આદમીને દુઃખ થાય છે. એટલે બદબોથી તે ચીજથી ફિરશતાને તકલીફ થાય છે.

૪૪ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે. કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ લસણ પ્યાજ ખાય તે અમારાથી વેગળો રહે. અને તેને જોઇએ કે તે પોતાના ઘરમાં બેસે.

ફાયદો પ્યાજ લસણ કાચાં ખાવાં મકરૂહ છે અને તેને ખાઇને મસજીદમાં જવું તે વધારે બુરૂં છે. ઇમામ નવવીએ સહી મુસલિમની શરહમાં લખ્યું છે કે મુળા પણ પ્યાજ લસણની જેમ છે. તેની ડકારમાં પણ બદબો આવે છે. જો પ્યાજ લસણને રાંધે અથવા સરકામાં નાંખીને બદબો દુર કરે તો તેનું ખાવું દુરૂસ્ત છે *

૪૫ મુસલિમમાં સઅદ બીન અબી વક્રાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ સુબહની વખતે સાત પેશી ખજુરની તે ઝાડોની ખાય કે જે મદીનાની બંને બાજુ પાતથરેલી જમીનમાં છે તો સાંઝ સુધી તેને કોઇ જેહેર અસર કરશે નહીં.

ફાયદો આ હજરતની દુઆની બરકત છે.

૪૬ બોખારી તથા મુસલિમમાં અનસ તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ આ ઝાડ એટલે લસણને ખાય તો તે અમારી મસજીદમાં નહીં આવે.

૪૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ખેતી તથા બાય બકરીની રખવાળી સિવાય કુતરાને રાખશે તો દર રોજ તેની નેકીમાંથી એક કીરાટ (પાંચ પાંચ જવ) ઘટશે. જેમકે એનું બયાન આગલી હદીસમાં થયું છે.

૪૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મોહતાજ કરજદારને મદત આપે અથવા કરજમાંથી ઓછું કરે તો જે દિવસમાં કે ખોદાના છાંયા વગર કોઇ છાંયા નથી તેમાં તે તેને પોતાના અરશના છાંયામાં છાંય આપશે. એટલે કેયામતને દિવસે.

૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહના માર્ગમાં એક જોડું આપશે તો તેને જંનતના ચોકીદાર બુલાવશે. દરવાજાનો દરેક ચોકીદાર કહેશે કે ઓ ફલાણા આવ. ત્યારે અબુબકરે (રદી) કહ્યું કે ઓ રસૂલુલ્લાહ તે શખ્સને તો કંઇ હલાકી નથી. રસૂલુલ્લાહે ફરમાવ્યું કે હું ધારૂં છું કે તું તેઓમાથી થશે ( કે જેને દરવાજાનો દરેક ચોકીદાર ખુશીથી બોલાવશે.

ફાયદો "જોડું આપશે" એટલે બે ગીની અથવા બે રૂપીઆ અથવા બે પૈસા અથવા બે ઘોડા અથવા બે કપડાં અથવા બે રોટલી. એવીજ રીતે દરેક

* બીડી કે ચીરૂટ કે હુકો પીને મસજીદમાં આવવાનો પણ એજ હુકમ છે. ગુ. મો.

ચીજનું જોડું. આ હદીસથી હજરત અબુબકર (રદી) ની બોઝુરગી તથા તેમનું જંનતી થવું સિદ્ધ થયાં.

૫૦ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે મુસલમાન પોતાના દીનને બદલી નાખે તેને તમો કતલ કરો.

ફાયદો ઈમામ શાફેઇ (રહ) ની નજદીક દીનથી ફરી જનાર મરદ હોય અથવા ઓરત હોય આ હદીસ પ્રમાણે કતલ કરવાને લાએક છે. અને ઇમામ આજમ (રહ) ની નજદીક મુરતદ ઓરતને કતલ કરવી દુરસ્ત નથી કારણ કે બીજી હદીસમાં ઓરતને કતલ કરવાની મનાઈ છે.

૫૧ બોખારી તથા મુસલિમમાં ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહને માટે મસજીદ બનાવે અલ્લાહની રજામંદી ચાહવાને માટે. * તો અલ્લાહ તઆલા તેને માટે તેવું ઘર જંનતમાં બનાવશે.

૫૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ પશ્ચિમથી સુર્ય નીકળવા પેહેલાં તોબાહ કરશે, તો અલ્લાહ તેની તોબા કબુલ કરશે.

ફાયદો કેયામતથી પેહેલાં મગરેબ તરફથી સુર્ય નીકળશે. તો કેયામત થવી સર્વને જાહેર થશે ફરી તોબાહનો દરવાજો બંધ થશે.

૫૩ મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ વગર જાગે બનાવટ કરીને ખ્વાબ બયાન કરે, તો તેને એવો હુકમ થશે કે તે બે જવને ગાંઠ મારે અને એ કદી થઇ શકશે નહીં.

ફાયદો એટલે ન તે બે જવમાં ગાંઠ મારી શકશે અને ન તેનાથી અજાબ બંધ થશે.

૫૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે પોતાને પર્વત ઉપરથી ફેંકીને મારી નાખ્યો, તો તે જહન્નમમાં હમેશા ઉંચેથી પડા કરશે. ત્યાં હમેશા રહ્યા કરશે. અને જે કોઇ ઝેહેર પીને પોતાને મારશે, તો તેનું ઝહેર તેના હાથમાં રેહેશે તેને તે દોજખમાં હમેશા પીતો રેહેશે. અને જે કોઈ પોતાના જાનને લોઢાથી એટલે હથિયારથી મારશે તો તે હથિયાર તેના હાથમાં થશે તેને દોખજમાં પોતાના પેટમાં હમેશા ભોંક્યા કરશે.

ફાયદો એટલે જે ચીજથી પોતાનો જાન મારશે તે ચીજથી દોજખમાં હમેશા અજાબ થયા કરશે. જો તે શખ્સ જાન મારવાને હલાલ જાણતો હશે તો તે ખરી રીતે હમેશા અગ્નિમાં રહેવાનો અને જો તે હલાલ જાણતો નથી તો તે હમેશા દોજખમાં રહેશે નહીં. ઘણી મુદતને પણ હમેશા બોલે છે.

૫૫ બોખારી તથા મુસલિમમાં બોરેદા બીન હોસેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અસરની નમાઝ છોડશે તો તેનું કરેલું બરબાદ થશે +

* એટલે જો નામદારી કે મોટાઈ માટે બનાવશે તો તેને એ સવાબ મળશે નહીં. વળી પાક કમાઈથી બાંધશે તોજ સવાબ મળશે કારણ કે હરામના માલથી અલ્લાહની રજામંદી મળી શકતી નથી ગુ. મો.

+ જે અસરની નમાઝ નહીં પડે તેનું કરેલું બરબાદ થાય તો જે તદન નમાઝ નહીં પડે તેનો શો હાલ ? નમાઝ છોડયાથી માણસ કુફરને લગભગ થાય છે. ખોદા હિદાયત આપે. ગુ. મો.

**ફાયદો** કુરઆન તથા હદીસમાં અસરની નમાઝની ઘણી તાકીદ છે. કારણ કે આ વખત ઘણી ગફલતનો છે. આ વખતે લોકો બજારમાં લાગેલા હોય છે. સેર કરવા નીકળે છે ઘણું કરીને નમાઝ કજા થાય છે. તો મુસલમાનોને જરૂર છે કે અસરની નમાઝનો વધારે ખિયાલ કરે. એવું નહીં થાય કે કરેલું બરબાદ જાય. કારણ કે દરરોજ ફિરસ્તા અસરને વખતે અમલનામું આસમાન ઉપર લઇ જાય છે.

૫૬ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ સાત પેશી અજવા ખજુરની સુબ્હમાં ખાશે તો તેને તે દિવસ જાદુ કે જેહેર અસર કરશે નહીં.

**ફાયદો** અજવા એ મદીનાની એક ઉમદા જાતની ખજુર છે.

૫૭ બોખારીમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઈ પાક કમાઇમાંથી એક ખજુર જેટલો સદકો કરશે અને અલ્લાહ પાક સિવાય બીજાને કબુલ કરતો નથી, + તો અલ્લાહ તેને પોતાના ( રહમતના ) સીધા હાથમાં કબુલ કરે છે ફરી જેમ તમારામનો એક પોતાના વછેરાને પાળે છે તેમ અલ્લાહ તેને તેના આપનાર માટે પાળે છે તે એટલાં સુધી કે તે પહાડના જેવો થાય છે.

**ફાયદો** એટલે હલાલ માલ જો થોડો પણ ખોદાના માર્ગમાં આપશે તો તેનો સવાબ બેહિસાબ છે. આ હદીસથી ઘણા લાભ જણાયા. પ્રથમ આ કે હરામ માલથી જો લાખો રૂપીયા ખરચ કરશે તો ખોદા તેને કદી કબુલ કરતો નથી બીજો આ કે હલાલથી એક કોડી આપવું લાખ રૂપીયા બરોબર છે. એટલુંજ નહીં પણ તેથી પણ વધારે છે. ત્રીજો આ કે મુસલમાન લિલ્લાહ ખરચ કરવામાં હલાલ માલનું ધ્યાન રાખે થોડા ઘણાનો ખ્યાલ કરે નહીં.

૫૮ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇએ પોતાના ઘરમાં વોજુ કે ગોસલ કર્યું ફરી અલ્લાહના ફરજ અદા કરવા માટે અલ્લાહના ઘરોમાંથી કોઈ મસજીદમાં ગયો તો તેના ડગા આવી રીતે થશે કે એક ડગલાથી ગુનાહ મટશે અને બીજાથી મરતબો વધશે, †

૫૯ બોખારીમાં ઓબાદા બીન સામેત ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ રાતના જાગ્યા અને ફરી તેણે કહ્યું "લાએલાહ ઇલ્લ—લ્લાહો વહદહુ લા શરીક લહ લહુલ મુલકો વલહુલ હમ્દો વ હોવ અલા કુલ્લ શૈઇન કદીર. અલ હમ્દો લિલ્લાહ વ સુબ્હાન—લ્લાહ વલ્લાહો અકબર વલા હવલ વલા કુવ્વત ઇલ્લા બીલ્લાહ" ફરી કહ્યું "અલ્લાહુમ્મ—ગફેરલી" § ફરી દોઆ કરશે તો તે કબુલ થશે ફરી જો વોજુ કરશે અને નમાઝ પઢશે તો તેની નમાઝ કબુલ થશે.

+ કોઈ શખ્સ ગમે તેવી નેકીનું કામ કરે અથવા લોકોના લાભનું કામ કરે પણ તે હરામથી હોય તો તેને અલ્લાહ કબુલ કરતો નથી, અને જ્યારે કબુલ નહીં થયું તો સવાબ [illegible] હરામ માલથી લાખોની ખેરાત કરતાં હલાલ માલથી એક પૈની ખેરાત વધાર છે. ગુ. મો.

† આથી જણાયું કે મસજીદમાં વોજુ કર્યા કરતાં ઘરથી વોજુ કરીને આવવું બેહતર છે. ગુ. મો.

§ અર્થ—અલ્લાહ સિવાય કોઇ [illegible] નથી તે એકલો છે તેના કોઇ ભાગીયા નથી તેનુંમ સર્વ મુલક છે અને તેનેજ માટે સર્વ સ્તુતી છે. અને તે દરેક ચીજ ઉપર શક્તિમાન છે તમામ

૬૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે સારી રીતે વેજુ કર્યું (એટલે વેજુના ફરજ સુંનત અને મુસ્તહબ સર્વ બજાવી લાવ્યો) ફરી મસજીદમાં આવ્યો અને ખુતબો સાંભળ્યો અને ચુપ રહ્યો તો તે જુમઆથી બીજી જુમઆ સુધી અને ત્રણ દિવસ વધારે તેના ગુનાહ બખ્શાશે. અને જેણે (ખુતબાની વખતે) કાંકરીઓ ચુંટી તેણે બેહુદા કામ કર્યું. †

૬૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી. રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે સારી રીતે વેજુ કર્યું તો તેના ગુનાહ બદનથી નીકળી જાય છે તે એટલાં સુધી કે તેના નખની નીચેથી નીકળે છે.

૬૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ વેજુ કરે, તો તેને જોઇએ કે તે નાક સાફ કરે અને જે ખડુ લીએ તે એકી લીએ (એટલે ત્રણ કે પાંચ કે સાત.)

૬૩ બોખારી તથા મુસલિમમાં હજરત ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે મારા આ વેજુની જેમ વેજુ કર્યું ફરી ઊભો રહ્યો અને બે રકઅત નમાઝ પઢી તે બંનેમાં પોતાના દિલમાં કંઇ ખ્યાલ કર્યો નહીં તો તેના આગલા ગુનાહ માફ થશે. આહદીસ તે વેળા હજરતે ફરમાવી કે જ્યારે ત્રણ ત્રણ વાર વેજુ કર્યું.

ફાયદો હજરતે એક દિવસ એક એક વાર વેજુ કર્યું અને ફરમાવ્યું કે આ સિવાય અલ્લાહ તઆલા નમાઝ કબુલ કરતો નથી. ફરી બે બે વાર વેજુ કર્યું અને ફરમાવ્યું કે આ વેજુથી બેવડો સવાબ મળે છે. ફરી ત્રણ ત્રણ વાર વેજુ કર્યું અને ફરમાવ્યું કે આ વેજુનો તરીકો મારો તથા આગળા પેગમ્બરોનો છે.

૬૪ બોખારીમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મને જામીનગીરી આપે તે ચીજની કે જે તેના બંને પગમાં (ચાડામાં) છે (એટલે હરામકારી નહીં કરે) અને તે ચીજની કે જે તેના જડબામાં છે. (એટલે જૂઠ નહીં બોલે ગીબત નહીં કરે હરામ માલ નહીં ખાય) તો હું તેને માટે જંનતનો જામીન થાઊં છું. *

ફાયદો ઘણા ખરા ગુનાહ આ બે જગ્યાથીજ થાય છે જેણે તેને રોકી તેણે જંનત મેળવી.

૬૫ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ તમારામાંનો જુમઆમાં આવે તો તેને જોઇએ કે તે ગોસલ કરે.

૬૬ બોખારીમાં હજરત ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે તંગીના લશકરનો † સામાન કરી આપ્યો તેને માટે જંનત છે.

ફાયદો તબુક એક જગ્યા છે શામના મુલકમાં મદીનાંથી સોળ દીવસના રસ્તા ઉપર.

---

હમ્દ અલ્લાહને છે. અને (સર્વ એબોથી) પાકી અલ્લાહને છે અને અલ્લાહ સર્વથી મોટો છે. તેની મદદ સિવાય ન (ગુનાહથી) ફરવું છે અને ન [નેકીની] શકિત. ફરીકહ્યું "ઓ અલ્લાહ તું મને બખ્શ." ગુ. મો.

† ખુતબા વેળા પંખો હલાવવો વગેરે પણ એમાં શામેલ છે. ગુ. મો.

* આ હદીસના બયાનમાં જમાનુલ ફીરદોસ નામની કિતાબ ગુજરાતીમાં વાંચવા લાએક છે. કી. આ. ૪ ગુ. મો.

† તંગીનું લશકર (જેશુલ ઉસરહ) એ તબુકની લડાઇનું નામ છે. ગુ. મો.

હજરતે ( સલ ) ત્યાંની લડાઇનો ઇરાદો કર્યો સિત્તેર હજાર લશકર ભેગું થયું પણ અસબાબ કંઇ નહોતો તંગી તથા તકલીફ ઘણી હતી. ત્યારે હજરતે ( સલ ) આ લશકરના સામાન બનાવવાવાળાને જંનતનો વાએદો આપ્યો. હજરત ઉસમાને અડધા લશકરનો સામાન કરી આપ્યો ચારસો ઉંટ બે હજાર ગીની ખોદાના માર્ગમાં હાજર કર્યાં. હજરત ઘણા રાજી થયા. ગીનીઓને પોતાના દામન ( છેડા ) માં ઉછાલતા હતા અને ફરમાવતા હતા કે ઉસમાન ( રદી ) ને હવે કોઇ કામ જરૂર કરશે નહીં. §

૬૭ બોખારી તથા મુસલિમમાં ઝૈદ બીન ખાલીદ જોહની ( રદી ) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ ખોદાના માર્ગમાં લડનારને સામાન કરી આપે તો બેશકક તે પણ ગાજી થયો ( એટલે તેને પણ ગાજીના બરાબર સવાબ મળશે. )

૬૮ બોખારીમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેણે અલ્લાહને માટે હજ કરી ફરી ન ઓરતથી સોહબતની વાત કરી અને ન ગુનોહ કર્યો ( ન રસ્તામાં કોઇથી લડયો ) તો માના પેટથી પેદા થએલાના જેવો ( ગુનાહોથી પાક થઇને ) પોતાને ઘેર આવે છે.

**ફાયદો** હાજીને જોઇએ કે તે હજના માર્ગમાં ગુનાહોથી બચે સાથીઓ સાથે લડે નહીં તો ગુનાહોથી પાક થશે

૬૯ મુસલિમમાં સમોરા બીન જુનદબ અને મોગીરા બીન શોઅબા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ મારા તરફથી હદીસ બયાન કરે અને તે જાણે છે કે આ જૂઠી છે, તો તે પણ બે જૂઠામાંનો એક જૂઠો છે.

**ફાયદો** બે જૂઠા એટલે મોસૈલમા અને મુખ્તાર અથવા અસવદ ઇનસી જેઓએ પેગમ્બરીનો ખોટો દાવો કર્યો હતો. અથવા ( એ હદીસની ) આ મતલબ છે કે એક જૂઠો તે કે જે નાપાકે જૂઠ કહ્યું અને બીજો જૂઠો આ કે આ જૂઠી હદીસને જાણી બુજીને રિવાયત કરે છે. ઘણા ખરા લોકો જે ઇલમે હદીસથી નાવાકેફ છે તેઓ વાહી તબાહી હદીસો નકલ કરે છે, જેનો કંઇ પણ પાયો નથી. મુસલમાનોને લાજેમ છે કે હદીસમાં ઘણી સંભાળ રાખે, દરેક કીતાબની હદીસને સાચી જાણે નહીં. જે હદીસ માતબર કીતાબોમાં હોય તેને માને જેવી કે આ મશારેકુલ અનવાર છે કે સર્વ ઓલમાએ સુંનત એને સહી જાણે છે.

૭૦ મુસલિમમાં હજરત ઉસમાન ( રદી ) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે જે કોઇ રૂમાનો કૂવો ખોદાવી દુરૂસ્ત કરે તેને માટે જંનત છે.

**ફાયદો** રૂમા એ એક કૂવો મદીનામાં હતો. જ્યારે હજરત મદીનામાં આવ્યા તો ત્યાં આ કૂવા સિવાય મીઠું પાણી નહોતું. અને તે કૂવો બગડી ગયો હતો તો હજરતે (સલ) તેને દુરૂસ્ત કરવા માટે જંનતનો વાએદો કર્યો. હજરત ઉસમાને તેને બનાવ્યો.

૭૧ મુસલિમમાં અબુદ દરદા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ સુરા કહફની પ્રથમની દસ આયત યાદ કરશે તે દજ્જાલના ફિતનાથી બચ્યો.

૭૨ બોખારી તથા મુસલિમમાં સાબેત બીન દહહાક ( રદી ) થી રિવાયત છે કે

§ અને એક રિવાયતમાં છે કે હજરતે ફરમાવ્યું કે આ ઉસમાન જે કંઇ તેં છુપા કે જાહેર કર્યું છે તે ખોદાએ બખશ્યું છે. આથી હજરત ઉસમાન ( રદી ) ની ફજીલત જણાય છે. ગુ. મો.

હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેણે ઇસ્લામ સિવાય બીજા ધર્મની ખોટી કસમ ખાધી તો તેણે જેવું કહ્યું તેવો થયો.

ફાયદો એટલે જૂઠી કસમ આવી રીતે ખાય કે મેં જો એવું કામ કર્યું હશે અથવા કરીશ તો તે નસરાની અથવા યહુદી હીન્દુ છે તો જેવી તેણે કસમ ખાધી તેવો તે થયો. *

૭૩ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ મુસલમાનના માલને કસમ ખાઇને નાહકક લેશે તો અલ્લાહની એવી હાલતમાં મુલાકાત કરશે કે તે તેના ઉપર ગુસ્સો કરનાર હશે ફરી રસૂલુલ્લાહે તેને લાગતી [ આયત ] કુરઆનની અમારી આગળ પઢી. "બેશકક જે લોકો અલ્લાહને દરમીયાનમાં રાખીને તથા જૂઠી કસમ ખાઇને થોડો દુન્યાનો માલ લઇ લે છે, તે લોકો માટે આખેરતમાં કંઇ હિસ્સો નથી અને ન તેઓથી કેયામતને દિવસે અલ્લાહ વાત કરશે અને ન તેઓની તરફ રહમની નજર કરશે અને ન તેઓને (ગુનાહોથી) પાક કરશે. અને તેઓને માટે દુઃખની માર છે."

૭૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કસમ ખાઇ બેસે (કોઇ બાબત ઉપર) ફરી તેને તે વાત સિવાય બીજી વાત સારી લાગે તો તેને જોઇએ કે પોતાના કસમનો કફારો આપે, ફરી જે કામ બેહતર હોય તે કરે.

ફાયદો હજરતની બીબી ઉમ્મે સલમાએ (રદી) કસમ ખાધી કે હું મારા ગુલામને આજાદ કરીશ નહીં. ફરી આ કસમ ખાવાથી પસતાવો કર્યો હજરત (સલ) ને કહ્યું કે એ રસૂલુલ્લાહ આ કસમની પણ કંઇ તદબીર થઇ શકે છે? ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કસમ ખાઇને પસતાવો કરે તે પ્રથમ કફારો આપે ફરી તે કામ કરે. અને ઇમામ શાફેઇ (રહ) નો આજ મજહબ છે પણ ઇમામ આજમ (રહ) ની નજદીક કસમ તોડવા બાદ કફારો આપવો જોઇએ. *

૭૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ પોતાની કસમમાં (ભુલીને) બીલ્લાતે વલ ઊજજા ( લાત અને ઊજજાની કસમ ) કહે તો તેને જોઇએ કે તે લાએલાહ ઇલ્લ–લ્લાહ કહે.

ફાયદો અરબમાં લાત અને ઊજજા બે બુત હતા. કાફેરો તેની કસમો ખાતા હતા. જ્યારે લોકો મુસલમાન થયા તો પોતાની આદત પ્રમાણે કેટલાક લોકો ભૂલીને બુતોની કસમ ખાતા હતા. તો હજરતે (સલ) તેનો ઇલાજ આ બતાવ્યો કે કલેમો પઢયા કરો કે કુફરનો શુબ્હ દુર થાય.

૭૬ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અમારા ઉપર હથિયાર ઉઠાવે તે અમારામાંથી નથી.

ફાયદો એટલે જે મુસલમાનોથી લડે તો તે પૂરો મુસલમાન નથી.

* જો કસમ ખાનાર એવું માનતો હોય કે એવી કસમથી કાફેર થાય છે છતાં તેણે એવી કસમ ખાધી તો. પણ જો એમ માનતો નહીં હોય તો તો હનફી મજહબમાં કાફેર થતો નથી, ગુનેહગાર છે. ગુ. મો.

* કેમકે બીજી રિવાયતમાં છે કે "ફરી જે બેહતર હોય તે કરે ફરી તેને જોઈએ કે કફારો આપે" પ્રથમ કફારો આપ્યાથી કેટલાકની નજદીક દુરસ્ત છે અને કેટલાકની નજદીક દુરસ્ત નથી પણ પાછળથી આપવામાં સર્વની નજદીક દુરસ્ત છે. ગુ. મો.

૭૭ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇને પાછલી રાતમાં નહીં ઊઠવાનો ડર હોય તો તેને જોઇએ કે તે પ્રથમ રાતમાં વિત્ર પઢે અને જેને પાછલી રાતમાં ઊઠવાની આશા હોય તો તેને જોઇએ કે તે પાછલી રાતમાં વિત્ર પઢે કેમકે પાછલી રાતની નમાઝમાં ફિરશતા હાજર હોય છે અને એ ઘણું અફ્જલ કામ છે.

૭૮ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ ( ઇમામની ) તાબેદારીથી નીકળ્યો તથા મુસલમાનોની જમાઅતથી જૂદો પડ્યો ફરી તે મર્યો તો તે જાહેલીયત (કુફર) ની મોતે મર્યો. અને જે કોઇએ આંધાધુન ઝંડાની નીચે લડાઇ કરી ( ખોદાને માટે નહીં પણ ) જાત ભાઇઓને લીધે ગુસ્સો કર્યો અથવા જાત ભાયોના તરફ બુલાવ્યો અને જાત ભાયોને લીધે મદદ કરી ફરી તે કતલ થયો તો તે જાહેલીયતની રૂએ કતલ થયો. અને જે કોઇએ મારી ઉમ્મત ઉપર ચઢાઇ કરી અને નેક તથા બુરાને માર્યો અને ન ઇમાનવાળાને છોડ્યો અને ન કરાર આપેલાને છોડ્યો ( એટલે ઇસલામના તાબેદાર લોકોથી કરાર પૂરો નહીં કર્યો ) તો તે મારો નથી. અને હું તેનો નથી.

૭૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ અબુ સુફયાનના ઘરમાં દાખલ થયો તે પનાહમાં છે અને જે કોઇએ હથિયાર નાંખ્યા તે પનાહમાં છે. અને જે કોઇએ પોતાનો દરવાજો બંધ કર્યો તે પનાહમાં છે. ” આ વાત ફતેહ મક્કાને દિવસે કહી હતી.

**ફાયદો** જયારે હજરત દસ હજારનું લશ્કર લઇને મક્કા ફતેહ કરવા ગયા તો ફતેહ કરવાથી એક દિવસ પેહેલાં હજરત અબ્બાસ ( રદી ) ના વસીલાથી માર્ગમાં અબુ સુફયાન મુસલમાન થયા. હજરત અબ્બાસે અરજ કરી કે એ રસૂલુ-લ્લાહ. અબુ સુફયાન પોતાની નામદારીને ઘણી ચાહે છે કંઇ એવું કરો કે મક્કામાં તેનું નામ થાય. ત્યારે હજરતે ( સલ ) મક્કામાં આ ફરમાવ્યું કે જે અબુ સુફયાનના ઘરમાં હોય તેને પનાહ છે. *

૮૦ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ લોકોને હિદાયતની તરફ બુલાવે તો જે તેને તાબે થાય તેના સવાબના જેવો તેને પણ સવાબ થશે તેઓના સવાબમાંથી આ કંઇ ઘટાડશે નહીં. ( એટલે બંનેને પૂરો સવાબ મળશે એમ થશે નહીં કે બતાવનારને થોડો અને કરનારને થોડો. ) અને જે લોકોને ગુમરાહીના તરફ બુલાવે તો જે તેને તાબે થાય તેના ગુનાહના જેવો તેને પણ ગુનાહ થશે તેઓના ગુનાહમાંથી આ કંઇ ઓછું કરશે નહીં. ( એટલે બંનેને પૂરો ગુનાહ થશે. )

૮૧ મુસલિમમાં અબુ મસઊદ ઊકબા બીન અમર અનસારી ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ નેકીનું કામ બતાવે તો તેના કરનારના જેવો સવાબ તેને માટે પણ છે.

**ફાયદો** દાખલા તરીકે એક શખ્સે કોઇને નમાઝ શીખવી તો જ્યાં સુધી તે

* ઈબ્ને મલક મશારેકુલ અનવારની શરહમાં લખે છે કે હજરતે ( સલ ) અબુ સુફયાનને આ માન એટલાં માટે આપ્યું કે જ્યારે તમને કંઇ ઈજા થતી તો અબુ સુફયાનના ઘરમાં દાખલ થતા અને તેથી તમને અમન થતું તો તેનો બદલો આપ્યો. આ હદીસથી જણાયું કે મક્કા સુલહથી નહીં પણ જબરાઈથી ફતેહ થયું છે અને હનફીયોનો એજ મત છે. કારણકે સુલેહમાં અમન આપવું કહેવાતું નથી. ગુ. મો.

નમાઝ પઢયા કરશે ત્યાં સુધી જેટલો સવાબ પઢનારને થશે, તેટલો બતાવનારને પણ થશે. અથવા કોઇ મોહતાજની કોઇ સિફારશ કરે ને કંઇ અપાવે તો જેટલો સવાબ આપનારને થશે તેટલો સિફારસ કરનારને. એવીજ રીતે સર્વ નેકી છે.

૮૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના અમીરથી કોઇ બુરી વાત જુએ તો તેને જોઇએ કે તે સબર કરે. કારણ કે જે જમાઅતને મુકશે અને ફરી મરશે તો તેની મોત કુફરના જેવી છે.

ફાયદો એટલે જે સરદારની સાથે ઇમામતની બેઅત કરી હોય તો તેના જુલમ તથા તેની બુરી વાતોથી સબર કરે ઇસ્લામનો વધારો એકદિલી ઉપર અટકેલો છે. આપસમાં ફુટ નાખવી કાફેરોનું કામ છે. મુસલમાનોને હરગીજ દુરસ્ત નથી.

૮૩ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના જે કોઇએ ખ્વાબ (સ્વપ્ન) જોયો હોય તો તે તેને બ્યાન કરે હું તેની તાબીર બ્યાન કરીશ" આ તેમણે પોતાના સહાબાને કહ્યું હતું.

૮૪ મુસલિસમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે તમારામાંનો જે કોઇ બુરી વાત (શરીઅત વિરૂદ્ધ) જુએ તો તેને જોઇએ કે તે તેને પોતાના હાથથી બગાડે *ફરી જો શક્તિ નહીં હોય તો જબાનથી (તેની બુરાઈ લોકોની આગલ બ્યાન કરે.) ફરી જો શક્તિ નહીં હોય તો તેના દિલથી (બુરૂ જાણે) અને આ ઘણું જઇફ (પોચુ) ઇમાન છે." એટલે શરીઅત વિરૂદ્ધ કામને જો દિલમાં પણ બુરૂં નહીં જાણે તો તેમાં કંઇ પણ ઇમામ નથી.

ફાયદો મરવાને એકવાર પોતાની હકુમતમાં ઇદના ખુતબાને નમાઝથી પેહેલાં પઢો તો એક શખ્સે કહ્યું કે તું બિદઅત કરે છે ખુતબાને નમાઝથી પેહેલાં પઢે છે. તેણે કહ્યું કે જે થયું તે થયું હવે હું નહીં કરીશ. તો અબુ સઇદ સહાબી (રદી) એ કહ્યું કે એણે આ હદીસ ઉપર અમલ કર્યો કે જેને મેં હજરત (સલ) થી સાંભળી હતી. એટલે જે કોઇ શરીઅત વિરૂદ્ધ વાત જુએ તો તેને મના કરે. આ હદીસથી ખુલ્લી રીતે જણાયું કે સર્વ મુસલમાનો ઉપર શક્તિના પ્રમાણમાં ફરજ છે કે શરીઅત વિરૂદ્ધ વાતોથી લોકોને મના કરે. ફરી તે હાથથી હોય અથવા જુબાનથી હોય. અથવા દિલથી હોય. કેટલાક ઓલમાએ કહ્યું છે કે હાથથી રોકવું હાકેમનું કામ છે. જબાનથી રોકવું આલેમોનું કામ છે અને દિલથી અવામ આદમીનું કામ છે.

૮૫ બોખારીમાં અબુ સઇદ તથા અબુ કતાદા હારેસ બીન રીબઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે

*હાથથી બગાડવાનું પ્રથમ કહ્યું કારણ કે મનાઇ કરવામાં એ મજબુત છે. પણ મનાઈ કરવામાં પ્રથમ મોંથી કહેવું જોઇએ. ફરી હાથથી મનાઈ કરવાને વાજેબ થવા માટે કેટલીક શરતો છે. ૧ જે કામની મનાઈ કરવી હોય તે થઇ ચુકયું નહોય. ૨ તે કામ કરશે એવો ગુમાન હોય.૩ મનાઈ કર્યાથી નુકસાનીનો ડર નહીં હોય તથા તે કામમાં શરારતથી વધારો થવાનો પણ ડર નહીં હોય ૪ મનાઇ કરવાથી અસર થવાની આશા હોય. શરહ મશારેક તથા શરહ શીરઅતુલ ઈસ્લામ ગુ. મો.

જેણે મને ખ્વાબમાં જોયો તેણે ખરે-ખરો જોયો. *

ફાયદો એટલે તેને વાહી તબાહી સ્વપ્ન સમજે નહીં કારણ કે શૈતાન મારી સૂરત લઇ શકતો નથી.

૮૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેણે મને સ્વપ્નામાં જોયો તે મને જાગતામાં જોશે. અથવા તો તેણે જાણે મને જાગતામાં જોયો. શૈતાન મારી સૂરત ધારણ કરી શકતો નથી. †

ફાયદો આ હદીસના રાવીને આમાં શક છે કે હજરતે ( સલ ) આ ફરમાવ્યું કે "તે મને જાગતામાં જોશે" અથવા આ ફરમાવ્યું કે "તેણે મને જાણે જાગતામાં જોયો" એના બેઅર્થ છે એક આ કે કેયામતમાં જોશે બીજો આ કે આ વાત હજરત ( સલ ) ની જીનદગી સુધી હતી હવે નથી. §

*ખરેખરાની જગ્યા અરબીમાં "હકક" નો શબ્દ છે. એથી કેટલાક અજ્ઞાન વાએજો એવું કહે છે કે "તેણે ખોદાને જોયો" કેમકે હકક ખોદાનું નામ છે. ફરી ખોદા અને રસૂલને એક કરે છે. આ તેમની મૂર્ખાઈ છે. કારણ કે "હકક" ના અર્થ સત્યના છે દરેક જગ્યા તે જગ્યાને લાગતા અર્થ કરવા જોઇએ. હદીસના સર્વ ટીકાકારોએ આજ અર્થ કર્યા છે. કોઇએ આ જગ્યા ખોદાના અર્થ કર્યા નથી. ગુ. મો.

† બોખારી વગેરેથી જણાય છે બીજા પેગમ્બરોની શીકલ પણ શૈતાન લઈ શકતો નથી. ગુ. મો.

§ એટલે હજરત ( સલ ) ના વખતમાં જો કોઈએ હજરત (સલ) ને ખ્વાબમાં જોયા હશે અને તેણે હિજરત કરી નહીં હશે તો તેના ભાએગમાં હિજરત થશે અને હજરત ( સલ ) ને જોશે. પણ જે માણસ હજરતની વફાત પછી તેમને ખ્વાબમાં જુએ તેના જાગતામાં જોવાથી મતલબ તે આખેરતમાં જોશે. સર્વ મોહદદેસીને એજ અર્થ કર્યો છે. આથી તમો સમજી શકશો કે આજે કેટલાક વાયજીઓ કહે છે કે આ વખતમાં પણ જે હજરતને ખ્વાબમાં જોશે તે આ દુન્યામાં હજરતને જાગતામાં જોશે અને હજરત બધી જગ્યામાં જાય છે" આ વગર આધારે તેમની બનાવટ છે. ગુ. મો.

૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે મને ખ્વાબમાં જોયો તેણે બેશક મને જોયો કેમકે શૈતાન મારી સૂરત લઇ શકતો નથી." અને માત્ર બોખારીમાં આવી રીતે છે " શૈતાન મારી સૂરતમાં આવી શકતો નથી.

ફાયદો હજરત ( સલ ) ને ખ્વાબમાં જોવા એવીજ રીતે બીજા પેગમ્બરોને જોવા સત્ય છે એમાં કશો શક નથી.

૮૮ મુસલિમમાં સહલ બીન હોનેફ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે સાચા દિલથી અલ્લાહ પાસે શહાદત માગી તો અલ્લાહ તેને શહીદોને મરતબે પોહોંચાડશે અગર જો તે પોતાને બીછાને મર્યો હશે.

ફાયદો આ હદીસથી જણાયું કે દરેક કામમાં સાચી નીયતને દખલ છે.

૮૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ લોકોની પાસે ભેગો કરવા તથા માલદાર થવા તેઓનો માલ માગે તો તે માલ (તેના હકમાં) અગ્નિનો અંગારો છે તેને જોઇએ કે અંગારા ઓછા કરે અથવા વધારે.

ફાયદો ફાકામાં સવાલ કરવો દુરૂસ્ત છે ભેગુ કરવા માટે નહીં.

૯૦ મુસલિમમાં સફીયા બીનતે અબી ઓબેદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ નજુમી (કે ફાલ

જોનાર ) થી કંઇ વાત (નેક બદ) પૂછે તો તેની ચાલીસ રાતની નમાઝ કબુલ થતી નથી.

ફાયદો ગેબની વાત ખોદા સિવાય કોઇ જાણતું નથી. જેણે નજુમી પાસા ફેંકનાર, અપસુકન બોલનાર કે ફાલ ખોલનારને કંઇ પૂછયું તો તેના ઇમાનમાં ખલલ છે.

૯૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે નમાઝ પછી તેત્રીસવાર અલ્લાહની તસબીહ કરી (સુબ્હાનલ્લાહ કહ્યું) અને તેત્રીસવાર ખોદાની હમ્દ કરી (અલ હમ્દો લિલ્લાહ કહ્યું) અને તેત્રીસવાર અલ્લાહની તકબીર કહી (અલ્લાહો અકબર કહ્યું) અને સો-પૂરૂં કરવા આ કહ્યું લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીકલહુ લહુલ મુલકો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શેઇન કદીર. તો તેના ગુનાહ માફ થશે અગર જો તે દરયાના ફીણ બરાબર હોય.

૯૨ મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેને આ વાત ઠીક લાગે કે તેનો રીજક (કે રોજી) કોશાદા થાય અને તેની ઉમર વધારાય તો તેને જોઇએ કે તે સગાંઓની ખબરગીરી કરે. (તેઓને દેતો રહે)

ફાયદો લાંબી ઊમરની આ મતલબ છે કે તે લાંબી મુદત સુધી નેક નામ રહેશે, અથવા તેની નેક ઓલાદ થશે કે જે તેને માટે બખશીશ માંગ્યા કરે. તેની રૂહને સવાલ પુગવે. સગાંઓની ખબરગીરી ફરજ છે એની બે તરેહ છે. એટલે જો તેઓ મોહતાજ હોય તો તેઓના ખાવા કપડાંની ખબર લ્યે. અને જો મોહતાજ નહીં હોય તો બીજી રીતે સુલુક કર્યા કરે હદયો આપતો રહે. મોહબ્બતથી મલે (મીઠી વાત કરે)

૯૩ મુસલિમમાં અબુ કતાદા હારેસ બીન રિબઇ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇને આ વાત સારી લાગતી હોય કે તેને કયામતને દિવસે સખ્તીયોથી અલ્લાહ નજાત આપે, તો તેને જોઇએ કે તે કરજદારને સાંસ લેવા દે ( એટલે ફુરસત આપે ) અથવા ( થોડું ઘણું ) કરજ માફ કરે.

૯૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી )થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે શખ્સને આ વાત સારી લાગે કે તે જંનતી મરદને જુએ તો તેને જોઇએ કે તે આને જુએ" આ વાત હજરતે તે મરદને માટે કહી હતી કે જેણે કહ્યું કે મને તમો એવું કામ બતાવો કે જ્યારે હું તેને કરૂં તો જંનતમાં દાખલ થાઉં. હજરતે (સલ) ફરમાવ્યું કે તું ખોદાની બંદગી કર તેની સાથે કોઇને શરીક કરે નહીં. અને ફરજ નમાઝને કાએમ કર અને ફરજ જકાતને અદા કર અને રમજાનના રોઝા રાખ. ફરી તે શખ્સે કહ્યું, અને તેની કસમ છે કે જેના હાથમાં મારી જાન છે હું આથી કદી વધારે કરીશ નહીં. અને આથી ઘટાડીશ નહીં. (એટલે ફરજ જાણીને વધારીશ નહીં).

ફાયદો આ હદીસમાં હજજનું બ્યાન નથી. યાતો આ શખ્સ ઉપર હજજ ફરજ નહીં હશે અથવા આ સબબથી કે હજજ આખી ઉમરમાં એકવાર ફરજ થાય છે અને નમાઝ રોઝો, તથા ઝકાત હમેશા ફરજ છે.

૯૫ બોખારીમાં અબુ ઝર તથા અબૂ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ઇલમે દીન શીખવા માટે કોઇ માર્ગમાં ચાલ્યો તો તેની બરકતથી અલ્લાહ તેના ઉપર જંનતનો માર્ગ આસન કરશે.

ફાયદો આ જંનતની બશારત તાલેબે ઇલમ તથા દીનદાર આલેમોને માટે છે. ઇ-

લમે દીન તફસીર હદીસ, ફિકહ અને જે ઇલમ કે હદીસ તફસીરમાં કામ આવે તે છે. જેમ કે સરફ નહો ફસાહત બલાગત, એ પણ ચોખ્ખી નૈયત હોય તો ઇલિમે દીનમાં દાખલ છે.

૯૬ મુસલિમમાં સલમા બીન અકવઅ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અમારા પર (એટલે મુસલમાનોપર) તલવાર ખેંચે તે અમારામાંથી નથી.

૯૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કોઇ શખ્સથી મસજીદમાં ગુમ થએલી વસતુ ધુંણુતાં સાંભળે તો તેને જોઇએ કે કહે કે તારી પાસે ગુમ થએલી ચીજ ખોદા પાછી મોકલે નહીં. કારણ કે મસજીદ એને માટે બની નથી.

**ફાયદો** એટલે મસજીદો ઇબાદતને માટે છે દુન્યાના કામોને માટે નથી.

૯૮ મુસલિમમાં જરીર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ ઇસલામમાં સારો માર્ગ કાઢ્યો તો તેને માટે તેનો સવાબ છે. અને જે કોઇ તેના પછી તેપર અમલ કરે તેનો સવાબ પણ તેને મળશે. તેઓના સવાબમાંથી કંઇ પણ ઘટ્યા વગર (એટલે બંનેને અલાહેદા અલાહેદા પૂરો સવાબ મળશે.) અને જે કોઇએ ઇસલામમાં બુરો માર્ગ કાઢયો તો તેના ઉપર તેનો બોજ છે. (તેને ગુનોહ થશે) અને તેના પછી જે કોઇ તેપર અમલ કરશે તેનો બોજ પણ છે. તેઓના બોજ (ગુનાહ)માંથી કંઇ પણ ઘટયા વગર. (એટલે બંનેને જૂદો જૂદો પૂરો અજાબ થશે.

**ફાયદો** હજરત (સલ) મસજીદમાં બેઠા હતા. અને કેટલાક મોહતાજ લોક આવ્યા. તેઓને કંઇ આપવા માટે હજરતે (સલ) લોકોને કહ્યું. તો પ્રથમ હજરત ઓમર (રદી) ઊઠયા અથવા એક અનસારી સહાબી ઉઠયા અને મૂઠી ભરીને દિરહમ તેઓને માટે લાવ્યા. જ્યારે લોકોએ તેમને લાવતાં જોયા તો કોઇ કપડું લાવ્યો કોઇ ખજુર કોઇ અનાજ. મતલબ કે સારી રીતે મોહતાજોનું કામ થયું. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ સારો માર્ગ કાઢશે, તેને બેવડો સવાબ છે. પોતાનાં કરવાનો તથા રિવાજ આપવાનો. આ હદીસનો સાર આ છે કે જે ચીજની ખુબી શરીઅતમાં સાબેત છે તેનો જે કોઇ રિવાજ આપશે તો તેને ઘણો સવાબ મળશે જેમ કે ખેરાત કરવાની ખુબી હજરત (સલ) ના ફરમાવ્યાથી જણાઇ અને હજરત ઉમરથી (રદી) તે વેળા તેની ચાલ નીકળી. આની આ મતલબ નથી કે જેની શરીઅતમાં કંઇ અસલ નહીં હોય તેને લોકો પોતાના દિલથી સારૂં સમજીને ચાલુ કરે અને પોતાની કહાડેલી બિદઅત વિષે આ હદીસને દલીલ લાવે.

૯૯ મુસલિમમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આશુરાને* દિવસે જેને જોઇએ તે રોઝો રાખે અને જેને જોઇએ તે ઇફ્તાર કરે.

**ફાયદો** અશુરાનો રોઝો રાખવો પ્રથમ ફરજ હતો. જ્યારે રમજાનના રોઝા ફરજ

* આશુરાએ મોહર્રમની ૧૦ મી તારીખનું નામ છે. કેટલાંક લોકો સમજે છે કે એ દિવસનું માન હજરત ઈમામ હુસેન (રદી) ની શહાદતથી છે. પણ એ ભૂલ છે. જ્યાં સુધી શરીઅત કહે નહીં ત્યાં સુધી કોઇના મરવા જીવવાથી કોઈ દિવસ માનીતો થતો નથી. અને આશુરાનો દિવસ તો આગળા પેગમ્બરોમાં પણ માનીતો હતો. કુરઆનમાં એ દિવસને "યવમુજ જીનહ" એટલે જીનત કરવાનો દિવસ કહેવાયો છે. ગુ. મો.

થયા તો આશુરાનો રહ્યો નહીં. મુસ્તહબ છે. હદીસ શરીફમાં છે કે આશુરાના રોઝાથી એક વર્ષના ગુનાહ માફ થાય છે.

૧૦૦ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે દુન્યામાં શરાબ પીધી ફરી તોબા કરી નહીં તો તે આખેરતમાં શરાબથી અભાગ્યો થશે.

૧૦૧ મુસલિમમાં અબુસઇદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંના જે કોઇએ નબીજ પીધી હોય તો તેને જોઇએ કે તે ફકત સુકી દરાક્ષની અથવા પાકી ખજુરની અથવા અધ કચરી ખજુરની પીએ.

**ફાયદો** અરબની દસ્તુર હતી કે ખજુરને દચુંદીને ભિંજવી રાખી તેનો શીરો પીતા. એનું નામ નબીજ છે. તો હજરતે (સલ) બેબે ચીજના મેળવવાથી મનાઈ કરી. કારણ કે બેના મલવાથી જલદી નીશા થાય છે. કેટલાંક ઓલમાની નજદીક એ (બેને મેળવેલી) મકરૂહ છે. અને ઇમામ આજમ (રહ)ની નજદીક હલાલ છે. અને નીશા કરે તો હરામ છે.

૧૦૨ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ સોના ચાંદીના વાસણમાં પીધું તેણે પોતાના પેટમાં જહંનમની અગ્નિ ઉતારી.

**ફાયદો** ચાંદી સોનાનું ઘરેણું ઓરતને દુરૂસ્ત છે, મરદને દુરૂસ્ત નથી. અગર જો તે છોકરો હોય. પણ સોના ચાંદીના વાસણમાં ખાવું પીવું ઓરત મરદ બંનેને હરામ છે.†

† ખાવા પીવા સિવાય બીજા કામમાં વાપરવાના વાસણો પણ સોના ચાંદીના હરામ છે જેમ કે આરસી, ઘડીયાળ, સુરમાદાની, સુરમાની સલી, પાન દાનની કટોરી, કાંસકી વગેરે. પણ વગર વાપરે સોના ચાંદીથી ઘરને સણગારે તો દુરૂસ્ત છે ગુ. મો.

૧૦૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ જનાજામાં આવ્યો ફરી તેની નમાઝ પઢી તો તેને માટે એક કીરાટ (નો સવાબ) છે. અને જે કોઇ દફન કર્યા સુધી હાજર રહ્યો તો તેને માટે બે કીરાટ (નો સવાબ) છે. લોકોએ પૂછ્યું કે બે કીરાટ તે કેટલા મોટા છે? હજરતે (સલ) ફરમાવ્યું કે બે મોટા પહાડ બરાબર છે.

૧૦૪ મુસલિમમાં ઓબાદા બીન સામેત (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ આ વાતની ગવાહી આપે કે ખોદા સિવાય કોઇ પૂજ્ય નથી અને મોહમ્મદ અલ્લાહના રસૂલ છે તો અલ્લાહે તેના ઉપર દોજખને હરામ કરી.

૧૦૫ બોખારી તથા મુસલિમમાં ઓબાદા બીન સામેત (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ આ વાતની ગવાહી આપે કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી તે એકલો છે તેનો કોઇ શરીક નથી. અને મોહમ્મદ (સલ) તેના બંદા છે તથા તેના રસૂલ છે અને ઇસા (અલે) અલ્લાહના બંદા તથા તેના રસૂલ છે તથા તેના શબ્દ છે કે જેને તેણે મરયમના તરફ નાંખેલો (એટલે માત્ર અલ્લાહના હુકમથી બનેલા તેમના કોઇ બાપ નથી.) તથા તેની રૂહ છે. અને જંનત સત્ય છે અને દોજખ સત્ય છે, તો તેને અલ્લાહ જંનતમાં દાખલ કરશે તેનાં કામ ગમે તેવાં હોય.

**ફાયદો** એટલે જે મુસલમાનના અકીદા કુરઆન તથા હદીસને માફક ઠીક હોય તે બેશક જંનતી છે. તેના કામો સારાં હોય અથવા બુરાં. અલ્લાહ તઆલા પોતાના કરમથી અથવા હજરત (સલ) ની શફાઅતથી તેના સર્વ ગુનાહ માફ કરશે

અથવા ગુનાહના પ્રમાણમાં દોજખમાં પ-ડીને ફરી જન્નતમાં જશે. મુસલમાન સદા દોજખમાં રહેશે નહીં. આખર તેને કલેમાની બરકતથી નજાત છે.

૧૦૬ મુસલિમમાં અબુ હોરેરા તથા અબુ ઐયુબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ રમ-જાનના રોઝા રાખે ફરી (ઇદ પછી) છ રોઝા શવ્વાલના રાખે તો જાણે તેણે આખા વર્ષના રોઝા રાખ્યા.

**ફાયદો** એનું કારણ આ છે કે વર્ષના ત્રણસો સાઠ દિવસ થાય છે. અને શરીઅ-તમાં એક નેકીનો સવાબ દસ ઘણો છે તો છત્રીસ દિવસના છ ગુણ્યા ત્રણસો સાઠ થાય છે.

૧૦૭ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહના રસ્તામાં એટલે જેહાદ તથા હજ્જમાં એક દિવસ રોઝો રાખશે તો અલ્લાહ તેને સિત્તેર વર્ષની દુરીપર દોજખથી આઘે રાખશે. *

૧૦૮ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ બે ઠંડા વખ-તની એટલે ફજર અને અસરની નમાઝ પઢશે તે જન્નતમાં દાખલ થશે.

ફાયદો ફજરમાં ઊંઘ ઘણી ખરી હોય છે અસરના વેચ ખરીદ તથા દુન્યાનાં ઘણાં કામ આગળ આવે છે જેથી આ નમા-ઝોનો સવાબ વધુ છે. આ હદીસથી આવું સમજાતું નથી કે એ સિવાય બીજી નમા-ઝોની જરૂર નથી. કારણ કે જ્યારે આવા સખત વખતની નમાઝ જેણે પઢી તે સેહલા વખતોની નમાઝ તો જરૂરજ પઢશે.

૧૦૯ મુસલિમમાં ઊસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ એશાની નમાઝ જમાઅતથી પઢી તેણે જાણે અડધી રાતની તહજ્જોદ પઢી. અને જે કોઇએ સુબ્હની નમાઝ જમાઅતથી પઢી તેણે જાણે પૂરી રાતની તહજ્જોદ પઢી.

**ફાયદો** રિવાયત છે કે હજરત (સલ) એક વાર રાતમાં જાગવાની તથા તહજ્જુદની નમાઝની ખુબીઓ બ્યાન કરતા હતા. તે વિષે કેટલાંક લોકોએ કહ્યું કે ઓ રસુલુ-લ્લાહ અમો મેહેનતી લોક છીએ આખો દિવસ મેહેનત મજદુરી કરીએ છીએ અમારથી રાતમાં જાગવું બની શકતું નથી, તો હજરતે તેઓના વિષે આ હદીસ ફરમાવી.

૧૧૦ મુસલિમમાં જુનદોબ બીન અબદુ-લ્લાહ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે સુબ્હની નમાઝ પઢી તે ખોદાના અમનમાં આવ્યો, તો એવું નહીં થાય કે અલ્લાહ પોતાના અમનને લીધે કોઇ બાબતમાં તમારી ઢુંઢ કરે † (એટલે સુબ્હના નમાઝીને કોઇ તરહ નહીં છેડો. તે ખોદાના અમનમાં છે.) તો બેશક ખોદા જેને પોતાની પનાહ આપ્યાને લીધે ઢુંઢ કરે છે તેને પકડી લે છે (એટલે તેનો ગુનેહગાર કોઇ રીતે બચી શકતો નથી.) ફરી તેને ઊંધે મોં જહન્નમમાં નાખે છે.

**ફાયદો** એટલે સુબ્હ ગફલત તથા ઊંઘનો વખત છે એવા વખતમાં નમાઝ પઢવી તે તેના સાચા ઇમાનનો પૂરાવો છે, જેથી અલ્લાહે

* એટલે દોજખથી છુટકારો આપશે. ગુ. મો.

† એક અર્થ આ પણ છે કે સુબ્હની નમાઝ છોડયાને લીધે કોઇ બાબતમાં અલ્લાહ તમારી ઢુંઢ કરે નહીં. એટલે તમો સુબ્હની નમાઝ નહીં છોડો. ગુ. મો.

તેને પોતાની પનાહમાં લીધો. અને નાહક્ક તકલીફ આપનારને દોજખનો વાયદો આપ્યો.

૧૧૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ એવી નમાઝ પઢી કે તેમાં અલ હમ્દો પઢી નહીં તો તે અપૂર્ણ છે. અપૂર્ણ છે અપૂર્ણ છે.

**ફાયદો** જ્યારે અબુ હોરેરા (રદી) એ આ હદીસ બયાન કરી તો કોઇએ કહ્યું કે જો અમો ઇમામની પાછલ હોઇએ તો અલ હમ્દો કેવી રીતે પઢીએ × તો તેમણે કહ્યું કે પોતાના દિલમાં પઢા કરો. મેં હજરત (સલ) થી સાંભળ્યું છે, તેવણુ ફરમાવતા હતા કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે મેં નમાઝને પોતાની અને બંદાની વચ્ચે અડધી વેંહચી છે. તો બંદો જ્યારે "અલ હમદો લિલ્લાહે રબ્બીલ આલમીન" કહે છે તો અલ્લાહ ફરમાવે છે કે મારા બંદાએ મારી તારીફ કરી. અને જ્યારે કહે છે "અર્રહમાની–ર્રહીમ" તો અલ્લાહ ફરમાવે છે કે મારા બંદાએ મને સરાહ્યો અને જ્યારે કહે છે "માલેકે યોમિદ્દ–દીન" તો અલ્લાહ ફરમાવે છે કે મારા બંદાએ મારી મોટાઇ બયાન કરી. અને જ્યારે કહે છે "ઇયાક નાઓદો વ ઇયાક નસતઈન" તો અલ્લાહ ફરમાવે છે કે આ મારે માટે તથા બંદાને માટે છે. અને મારો બંદો જે માગે છે તે તેને મળશે, ફરી જ્યારે કહે છે. "એહદેનસ્સેરાત–લ–મુસ્તકીમ સેરાત–લ્લઝીન અનઅમત અલેહીમ ગૈરીલ મગદુબે અલેહીમ વ લદ્દાલીન" તો અલ્લાહ ફરમાવે છે કે આ વાત માત્ર બંદાનેજ માટે છે અને મારો બંદો જે માગે છે તે તેને મળશે. §

**ફાયદો** ઇમામ શાફેઇ (રહ) આ હદીસને આધારે કહે છે કે નમાઝમાં અલ હમ્દો પઢવી ફરજ છે. ઇમામ આજમ (રહ) ના તરફથી આ જવાબ છે કે જો અલહમ્દો પઢવી ફરજ હોત તો અલહમ્દો છોડવાથી તદન નમાઝ બાતેલ થાત નાકેસ (અપૂર્ણ) કહેવાતે નહીં. એના છોડ્યાથી અપૂર્ણ થવું એ વાજેબ થવાની દલીલ છે.

૧૧૨ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અમારા જેવી નમાઝ પઢે અને અમારા કિબલા તરફ મોં કરે અને અમારા હલાલ કરેલા જાનવરને ખાય, તો તે એવો મુસલમાન છે કે જેને માટે અલ્લાહના પનાહ તથા તેના રસૂલની પનાહ છે. તો તેના આપેલા અમનમાં અલ્લાહની વાત તોડવી નહીં" એટલે તેને કંઇ તકલીફ આપો મા. ખોદાની વાતને નહીં તોડો અને તેના પનાહ આપેલાને નહીં છેડો.

**ફાયદો** યહુદ તથા નસારાની નમાઝમાં રૂકુઅ નથી. તેઓનો કિબલો જુદો છે અને

× સહાબાના સવાલથી જણાય છે કે ઈમામની પાછલ તેઓ પઢતા નહોતા તથા પઢવાને બુરૂં જાણતા હતા. અને હજરત અબુ હોરેરા (રદી) એ પણ એમ કહ્યું નથી કે ઈમામની પાછળ પઢવાનું રસૂલુલ્લાહનું ફરમાન છે. પણ પોતાની રાય જાહેર કરી તેપણ એવી રીતે કે પઢવાના તરીકાપર પઢે નહીં પણ જેમ દિલમાં વાતો કરવાની ગણત્રી નથી તેવી રીતે પઢે. જે કેરાઅત નહીં પઢવા સરખું છે. કેરાઅત જબાનથી થવી જોઈએ. ગુ. મો.

§ અલ હમ્દોની આખી સૂરાનો અર્થ–સર્વ સ્તુતી અલ્લાહનેજ માટે છે કે જે સકલ જહાનનો પાલનાર છે. કૃપાળુ દયાલુ છે કિયામતના દિવસનો માલેક છે તારીજ અમો બંદગી કરીએ છીએ અને તારેથીજ અમો મદદ માગીએ છીએ. તું અમને સીધો માર્ગ બતાવ, તેઓનો માર્ગ કે જેઓ પર તેં એહસાન કર્યું છે. જેઓ ઉપર તે ગુસ્સો કર્યો છે તથા જેઓ ભટકેલા છે તેઓનો (માર્ગ) નહીં. ગુ. મો.

મજુસી મુસલમાનોનું જુબ્હ કરેલું ખાતા નથી તો જેણે અમારા કિબલા તરફ રૂકુઅવાળી નમાઝ પઢી અને મુસલમાનોનું જુબ્હ કરેલું ખાધું તો તેણે પોતાનો ખોટો ધર્મ છોડયો અને મુસલમાન થયો. હવે એને તકલીફ આપવી દુરસ્ત નથી.

૧૧૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મારા ઉપર એકવાર દોરૂદ પઢશે, તો અલ્લાહ તેના ઉપર દસવાર દોરૂદ મોકલશે (દસવાર રહમત કરશે.) *

ફાયદો દોરૂદ પઢવાનો સવાબ એહિસાબ છે બીજી હદીસમાં હજરતે (સલ) ફરમાવ્યું છે કે કેયામતની મોસીબતોમાં જ્યારે લોક ગીરફતાર થશે તો જેણે મારા ઉપર દોરૂદ પઢયા કર્યું છે તેની શફાઅત હું પ્રથમ કરીશ.

૧૧૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ એક કપડામાં નમાઝ પઢે તો તેને જોઇએ કે તે બંને છેડા હેર ફેર રાખે." એટલે જો લાંબુ કપડું હોય તો એક છેડાથી સતર ઢાંકે અને બીજા છેડાથી ખભો ઢાંકે. અને જો નાંહલું કપડું હોય તો તેથી સતર ઢાંકે અને નમાઝ પઢે.

૧૧૫ બોખારીમાં ઉમ્મે હબીબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ એક દિવસમાં બાર રકઅત સુંનત પઢી તો તેને માટે જંનતમાં ઘર બાંધશે

ફાયદો આ રકઅતોથી મતલબ રાત દિવસની મામુલી સુંનતો છે. બે ફજરની છ જોહરની બે મગરેબની અને બે ઇશાની.

*મોમેનોનું હજરત ઉપર દોરૂદ પઢવું એટલે હજરત માટે દોઆ કરવી છે અને અલ્લાહનું દોરૂદ મોકળવું એટલે રહમત મોકળવી કે જેની મતલબ ગુનાહ માફ કરવા કે મરતબા આપવા છે. તો આ અર્થ થયા કે અલ્લાહ દસ ગુનાહ માફ કરશે. અથવા દસ દરજા આપશે. ગુ. મો.

૧૧૬ બોખારીમાં ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેણે ઉભા રહીને નમાઝ પઢી તો એ અફજલ છે. અને જેણે બેસીને નમાઝ પઢી તેને ઉભા રહેનારનો અડધો સવાબ છે. અને જેણે સુઇને નમાઝ પઢી તેને બેસનારનો અર્ધો સવાબ છે.

ફાયદો આ હદીસ તે બીમાર બાબતમાં છે કે બેસીને નમાઝ પઢે છે પણ જો તે ચાહે તો તકલીફ કરીને ઊભા રહીને પણ પઢી શકે છે. અને સુતાં સુતાં પઢે છે પણ જો ચાહે તો તકલીફ ઊઠાવીને બેસીને પણ પઢી શકે છે તો એવા બીમારને અડધો સવાબ છે, અને જે બીમારથી કોઇ રીતે ઊઠાય બેસાય નહીં તેને પૂરો સવાબ છે બેસીને પઢે કે ઉભો રહીને. અને કેટલાંકની નજદીક આ હદીસથી મતલબ નફલ નમાઝ છે.

૧૧૭ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઈ જાનદારની તસવીર બનાવશે. § તો જ્યાં સુધી તે તેમાં જીવ નાખશે નહીં, અને તેમાં તે કદી જીવ નાખી શકશે નહીં ત્યાં સુધી અલ્લાહ તેને અજાબ કરનાર છે." એટલે અજાબ બંધ થશે નહીં.

§ "જે કોઈ જાનદારની તસવીર બનાવશે." આ શબ્દથી જણાય છે કે કોઈ શખ્સ માટી વગેરેનું પૂતળું બનાવે અથવા કાગળ વગેરે પર ચીતરે બંને મનાઈમાં દાખલ છે કારણ કે બંનેમાં તસવીર કહેતાં આકૃત્તિ છે. ફોટુનો પણ એજ કાયદો છે કેમકે તેમાં પણ માણસના બનાવ્યાથી તે બને છે. એટલે તસવીર ચીતર્યાં સરખું થયું. મુસલમાનોમાં અને વિશેષ કરીને કહેવાતા મોટા લોકોમાં તસવીરનું ચલણ વધતું જાય છે. પણ એ મુર્તિ પૂજાની શરૂઆત છે. અને કેટલાંકો પોતાના વૃધ્ધોની તસવીરને માન પણ આપે છે. ખોદા બચાવે. ગુ. મો.

**ફાયદો** આ હદીસથી જણાયું કે જાનદારની તસવીર બનાવવી મોટો ગુનોહ છે કારણ કે આ કામ ખોદાનું છે. તો જાણે તસવીર બનાવનાર પોશીદા રીતે ખોદાઇનો દાવો કરે છે. બીજું કારણ આ છે કે તસવીર બનાવવી એ બુત પરસ્તીની જડ છે. પણ ઝાડ પહાડ અને વેલ બુટા બનાવવા દુરૂસ્ત છે.

૧૧૮ મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના ગુલામને વગર કસુરે હદ મારે ( જીનાકારીની અથવા શરાબ પીવાની ) અથવા તમાચો મારે તો તેનો કફારો આ છે કે તેને આજાદ કરે.

**ફાયદો** ગુલામને વગર તકસીરે માર્યાથી આજાદ કરવું મુસ્તહબ છે. ઇમામ આજમ તથા શાફેઇ ( રહ ) ની નજદીક ફરજ નથી.

૧૧૯ મુસલિમમાં અનસ તથા મોઆજ બીન જબલ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ સાચા દિલથી શહાદત માંગશે તો અગર જો તેને શહાદત નહીં મળશે તો એ તેને શહાદતનો સવાબ મળશે.

**ફાયદો** આથી જણાયું કે ચોખ્ખી નૈયતને દીનમા મોટો દખલ છે.

૧૨૦ બોખારી તથા મુસલિમમાં સઇદ બીન ઝૈદ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ વેંત ભર જમીનનો જુલમ કરશે તો સાત જમીનનો તોક અલ્લાહ તેની ગરદનમાં નાખશે.

૧૨૧ મુસલિમમાં સોબાન ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઈ માંદાની બીમાર પુરસી કરશે તે હમેશા જંનતના બગીચામાં મેવો ચુંટશે. *

**ફાયદો** બીમારની ખબર લેવી મુસલમાનનું હક્ક છે તથા હજરતની સુંનત છે. લાજેમછે કે બીમારની પાસે થોડું બેસે વધારે તેને બકાવે નહીં. દોઆ ખેર કરીને ચાલ્યો આવે.

૧૨૨ બોખારીમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ બે છોકરીઓને તેઓ જુવાન થાય ત્યાં સુધી પાલશે ( પોતાની હોય અથવા પારકાની હોય ) તો તે અને હું કેયામતને દિવસે આવી રીતે ( મલીને ) આવીશું. અને હજરતે ( સલ ) પોતાની આંગળીઓ મેળવ્યો.

**ફાયદો** એટલે જેવી રીતે આંગળીઓ આપસમાં સારી રીતે મળેલી છે કંઇ જુદાઇ નથી તેવીજ રીતે છોકરીઓનો પાલનાર મારી સાથે મળેલો રહેશે. જેણે છોકરીઓને પાલી અને હજરત ( સલ ) ની સાથે રહ્યો તેની શું ઊમદા કિસમત છે.

૧૨૩ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેને ખુશબોદાર ઘાસ અથવા ફુલ અપાય તો તે તેને પાછું ફેરવે નહીં, કેમકે એ હલકું એહસાન છે તથા ખુશબોદાર ચીજ છે.

**ફાયદો** એટલે ખુશબોદાર ફુલ કંઈ મોટું એહસાન નથી. કે તેનો બદલો વાળવો કંઇ મુશકેલ થાય. અથવા બદલો નહીં આપવાથી કંઇ શીકવો બકવો થાય. § તો એવી ચીજ શા માટે રદ કરે.

૧૨૪ મુસલિમમાં ઉકબા બીન આમેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ તીર મારવા શીખે ફરી છોડી દે તો તે અમારા માર્ગપર નથી.

* એટલે બીમારની ખબર લેવી એ જંનત તથા તેના મેવા મેળવવાનું કારણ છે. ગુ. મો.

§ અને વળી નહીં કબુલ કર્યાથી કદી હદીયો આપનાર નારાજ પણ થાય છે. ગુ. મો.

ફાયદો એટલે તીર મારવું એ જેહાદને લાગતું છે. તો તેને તજવું તે જાણે જેહાદને તજવું છે.

૧૨૫ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ વગર ધણીયાતી જમીનને આબાદ કરે § તો તે તેનો હકદાર છે" એટલે ફરી તે જમીનનો કોઇ દાવો કરી શકતું નથી,

૧૨૬ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ એવું કામ કરે છે કે જેના વિષે અમારો હુકમ નથી, તો તે કામ મરદુદ છે.

ફાયદો આ હદીસથી બિદઅતની જડ મૂળ ઉખડી ગઇ. એટલે જે દીની કામમાં હજરતનો હુકમ નહીં હોય ન ખુલ્લી રીતે અને ન છુપી રીતે, તો તે કામ મરદુદ છે. મુસલમાન મોહમ્મદીને તેથી બચવું જોઇએ.

૧૨૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ સુબ્હ શામ મસજીદમાં આવ્યા કરશે તો અલ્લાહ તેને માટે દરેક સુબ્હશામ જંનતમાં મેમાની તૈયાર કરશે.*

૧૨૮ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ અમારી સાથે ( એટલે મુસલમાનો સાથે) મેળવણી કરશે (દગાબાજી કરશે ) તે અમારામાંથી નથી.

ફાયદો હજરત (સલ) એકવાર બજારમાં ગયા એક ઘઊંના ઢગલામાં હાથ નાખ્યો તો અંદરથી ભીનેલા જોયા. એનું કારણ પૂછયું તો તેણે કહ્યું કે એ હજરત (સલ) આ વરસાદથી ભીનેલા છે. હજરતે (સલ) ફરમાવ્યું કે ભીનેલા ઘઊં ઉપર કેમ રાખ્યા નહીં કે સર્વ લોક જો તે. ફરી હજરતે આ હદીસ ફરમાવી. કે જે દગાબાજી કરે ધોકો આપે તે મુસલમાન નથી *

૧૨૯ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇથી અસરની નમાઝ જતી રહી તો જાણે તેના જોરૂ બચ્ચાં તથા માલ નુકસાન થયાં §

૧૩૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ ભાઇ મુસલમાનની દુનિયાની મુશકેલીમાંની કોઇ મુશકેલી આસાન કરશે + તો કેયામતની મુશકેલીયોમાંથી તેની મુશકેલી અલ્લાહ આસાન કરશે.

૧૩૧ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા અશઅરી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કેતાલ (જેહાદ) એટલા માટે કરે કે અલ્લાહનો બોલબાલા થાય તો તે અલ્લાહના રસ્તામાં છે. (તે ગાજી છે)

ફાયદો એક માણસે હજરત (સલ)થી પૂછયું કે લોકો માલને માટે લડે છે નામને

---

§ એટલે હાકેમનો હુકમ લઈને. કારણ કે હાકેમને વગર હુકમે દુરસ્ત નથી. અને આબાદ કરવાના શબ્દથી જણાયું કે ફક્ત નિશાન કર્યાથી કે હદ બંધીથી માલેક થતો નથી. ગુ. મો.

* કારણ કે મસજીદ અલ્લાહનું ઘર છે અને તેમાં જનારા જાણે પરોણા છે. માટે તેના માનમાં મેમાની તૈયાર કરશે. ગુ. મો.

* મોસલમાનનું કામ દગો કરવાનું નથી. ગુ. મો.

§ એટલે પૂરતી રીતે નુકસાની થઈ. હવે જે તદન નમાઝ પઢતા નથી તેનો શો હાલ ? ગુ. મો.

+ અને દુન્યામાં પણ અલ્લાહ તેનો મદદગાર થશે. તથા તેની મુશકેલી આસાન કરશે. પણ આખેરતની મુશકેલી આગળ દુન્યાની મુશકેલી ગણતરીની નથી, જેથી તેને નહીં કહી. ગુ. મો.

માટે લડે છે અને હજ્જતને માટે લડે છે, તો એમાંથી ખોદાને માટે લડનાર કોણ છે? ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જેની નેયત આ હોય કે અલ્લાહનું દીન ચઢતું રહે તે અલ્લાહની રાહમાં છે.

૧૩૨ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કહે કે હું યુનોસ બીન મત્તાથી બેહતર છું તો તેણે જૂઠ કહ્યું.

**ફાયદો** આ હદીસની બે મતલબ છે એક આ કે જે શખ્સ પોતાને હજરત યુનોસ (અલે) થી બેહતર જાણે એટલે એમ સમજે કે હજરત યુનોસ પોતાની કોમની તકલીફ આપ્યા ઉપર સબર કરી શકયા નહીં, અને ખોદાને વગર હુકમે ત્યાંથી ચાલી ગયા અને માછલીના પેટમાં કેદ થયા, તો હું તેમનાથી સબરમાં બેહતર છું. તો તે શખ્સ જૂઠો છે. કારણ કે પેગમ્બરથી કોઇ બેહતર થઇ શકતું નથી. **બીજી** આ મતલબ છે કે હજરત (સલ)ને હજરત યુનોસ (અલે) થી બેહતર કહે. અને જુઓ તો અમારા હજરત સર્વ પેગમ્બરોથી અફ્જલ છે તો તેને હજરતે ઇનકેસારી (નરમાઇ) ને લીધે મના કર્યો છે. અથવા હજરત આ વાતથી ડર્યા કે કેથે એવું નહીં થાય કે નાદાન લોક મને અફ્જલ કહેતાં કહેતાં હજરત યુનોસને બુરૂ કહેવા લાગે તો કાફેર થાય જેવી રીતે યહુદીઓ હજરત મુસા (અલે) ની બડાઇ કરતાં કરતાં હજરત ઇસા (અલે) ને બુરૂં કહ્યું અને કાફેર થયા. §

§ ત્રીજી મતલબ આ છે કે કેટલાંક રસૂલો એક બીજા કરતાં અફ્જલ છે અને હજરત મોહમ્મદ દરજામાં સર્વ પેગમ્બરોથી અફ્જલ છે પણ નોબુવ્વતમાં સઘલા સરખા છે એટલે નોબુવ્વતમાં એકને બીજાથી વધારે નહી. ગુ. મો.

૧૩૩ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે કોઇ અજાન સાંભળતાં એમ કહે કે **વઅના અશહદો અન લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહુ વ અન્ન મોહમ્મદ અબ્દોહુ વ રસુલોહુ રદીતો બિલ્લાહે રબ્બવ બે મોહમ્મદી ર્રસુલ'વ વ બિલ ઇસ્લામે દીન'** " તો તેના ગુનાહ માફ થશે. §

૧૩૪ બોખારીમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અજાન સાંભળીને કહેશે "**અલ્લાહુમ્મ રબ્બ હાજેહીદ દઅવતીત્તામ્મતે વસ્સલાતીલ કાએમતે આતે મોહમ્મદ નીલ વસીલત વલ ફજીલત વબઅસહો મકામ', મહમુદની-લ્લજી વ અદતહુ** " * તો તેનેમાટે કયામતમાં મારી શફાયત પોહોંચશે." એટલે હજરત તેને બખશાવશે.

૧૩૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ સવાર સાંઝ **સુબ્હાનલ્લાહે વ બે હમ્દેહી** સો વાર પઢશે તો તેના જેટલું અથવા તેથી વધારે કોઇએ કહ્યુ હોય તેના સિવાય કોઇ બીજો કયામતને દિવસે તેનાથી અફ્જલ ઇબાદત

§ અર્થ હું પણ ગવાહી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી. તે એકલો છે કોઈ તેનો ભાગયો નથી. અને મોહમ્મદ (સલ) તેના બંદા છે તથા તેના રસૂલ છે. અલ્લાહના માલેક થવાથી તથા મોહમ્મદ (સલ)ની રીસાલતથી તથા ઈસલામના દીનથી હું રાજી છું ગુ. મો.

* અર્થ-ઓ અલ્લાહ એ સંપૂરણ દોઆ તથા કાયમ રહેનાર નમાઝના સાહેબ! તું હજરત મોહમ્મદને ઉંચો મરતબો તથા બોજાુરગી આપ. અને તેમને મકામે મહમુદે પોહોંચાડ કે જેનો તેં તેમને વાયદો કર્યો છે. ગુ. મો.

લાવશે નહીં." એટલે એના પઢનારની બરાબર તે શખ્સ થશે કે જેણે સુબ્હાન-લ્લાહે વ બે હમ્દેહી સો વાર અથવા એથી વધારે વાર પઢયું હશે. તેના સિવાય બીજો કોઇ તેના બરાબર નથી; સુબ્હાન-લ્લાહ ! સુબ્હાન-લ્લાહે વ બે હમ્દેહી પઢવાનો કેવો મરતબો છે.

૧૩૬ બોખારી તથા મુસલિમમાં અબુ અયુબ અનસારી ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ દશ વાર કહે "**લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહ લહુલ મુલકો વલહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર**" § તો તે તે માણસનાં જેવો થશે કે જેણે ઇસમાઇલ ( અલે ) ની ઓલાદનાં ચાર ગોલામ આઝાદ કર્યા હોય.

ફાયદો કોઇ પણ ગોલામ હોય તેના આઝાદ કરવામાં સવાબ છે. પણ હજરત ઇસમાઇલ ( અલે ) ની ઓલાદ જાતમાં સર્વથી શ્રેષ્ટ છે, તો તેના આઝાદ કરવામાં વધારે સવાબ છે. આ હદીસથી કલેમા તોહીદની ફઝીલત તથા હજરત ઇસમાઇલ ( અલે ) ની ઓલાદની એટલે અરબની શરાફત સાબેત થઇ.

૧૩૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ એક દિવસમાં સો વાર કહે "**લાએલાહ ઇલ્લ-લ્લાહો વહદહુ લા શરીક લહ લહુલ મુલકો વ લહુલ હમ્દો વ હોવ અલા કુલ્લે શૈઇન કદીર**" તો તેને દશ ગોલામ ( આઝાદ કરવા ) નો સવાબ મળશે. અને તેને માટે સો નેકી લખાશે અને સો ગુનાહ ભૂસેડાશે. અને સાંઝ થાય ત્યાં સુધી તે દિવસે એ તેને માટે શૈતાનથી પનાહ થશે. અને જે માણસે એનાથી વધુ પઢયું હોય તેના સિવાય કોઇ તેનાથી અફજલ નેકી લાવશે નહીં. અને જે કોઇ એક દિવસમાં સો વાર કહે "**સુબ્હાન-લ્લાહે વ બે હમ્દિહી**" તો તેના ગુનાહ દરયાના ફીણ બરાબર હોય તોએ તે માફ થશે." એટલે ઘણા હોય તોએ માફ થશે.

૧૩૮ મુસલિમમાં તારેક બીન અશયમ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ **લાએલાહ ઇલ્લ-લ્લા** કહે અને ખોદા સિવાય જે પૂજાય છે તેનું કુફર કરે † ( નકાર કરે પછી તે ઝાડ હોય કે પથ્થર હોય કે કબર હોય. ) તો તેનો માલ તથા ખુન હરામ છે. અને તેનો હિસાબ અલ્લાહની નજદીક છે.

ફાયદો એટલે જે મુસલમાન થયો તેનો જાન માલ બચી ગયો. જો તેણે ધોકો કર્યો હશે પોતાના બચાવ માટે તો ખોદા તેને સમજી લેશે. એટલે દિલનો હાલ દરયાફત કરવું અમારૂં કામ નથી. અમને જાહેરનો

§ અર્થ–ખોદા સિવાય કોઇ પૂજ્ય નથી તે એકલો છે તેનો કોઈ ભાગ્યો નથી. તેનુંજ રાજ્ય અને તેનીજ હમ્દ છે. અને તે દરેક ચીજપર શકિતવાન છે." જ્યારે અલ્લાહનુંજ રાજ્ય થયું તો તેનોજ અખત્યાર થયો. પીર પેગમ્બર સર્વ તેના તાબે થયા. તેના હુકમ વિરૂદ્ધ કોઈથી બોલાય નહીં કે કંઈ કરાય નહી. ગુ. મો.

† જેવી રીતે અલ્લાહના રસૂલના અને કુરઆનના નકાર ઉપર કુફરનો શબ્દ વપરાય છે તેમ આ હદીસ પ્રમાણે ખોદા સિવાય બીજી જે કંઈ વસ્તુ પૂજાતી હોય તેના નકાર ઉપર પણ કુફરનો શબ્દ વપરાય છે. માત્ર ફેર આટલોજ છે કે આગળા કુફરથી ઈમાન જાય છે અને આ કુફરથી ઈમાન મજબુત થાય છે. ગુ. મો.

હુકમ છે. ઇસ્લામનો પતો લાએલાહ ઇલ્લ-લ્લાહ છે. હજરતના વખતમાં જે લાએલાહ ઇલ્લ-લ્લાહ કહેતો તે મોહમ્મદુ-ર્રસુલુલ્લાહ પણ કહેતો હતો. કયામતને તથા બીજી જરૂરી દીનની વાતોને માનતો હતો. આ હદીસની આ મતલબ નથી કે જે માત્ર લાએલાહ ઇલ્લ-લ્લાહ કહે તે મુસલમાન છે ફરી તે હજરત ( સલ ) ને અને કેયામતને માને અથવા નહીં માને. કારણ કે ઇમાન એનું નામ છે કે દીનની સર્વ જરૂરી વાતોને માને. જો એક વાતનો પણ નકાર કરશે તો તે કાફેર થશે.

•૧૩૯ બોખારીમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ ઇમાનની સાથે સવાબ હાસેલ કરવાની નૈયતથી રમજાનની રાતોમાં નમાઝ પઢશે. ( ફરી તે તરાવીહ હોય કે બીજી નમાઝ હોય ) તો તેના આગળા ગુનાહ બખ્શાઇ જશે.

૧૪૦ બોખારીમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઈ ઇમાનની સાથે સવાબ મેળવવા શબે કંદરમાં જાગશે તો તેના આગળા ગુનાહ બખ્શાઇ જશે. અને જે કોઇ ઇમાનની સાથે સવાબ મેળવવા રમજાનના રોઝા રાખશે તો તેના આગલા ગુનાહ બખ્શાઇ જશે." અને ઊકલીશીની રિવાયતમાં મન કામ લૈલતલ કદરેની જગ્યા મન યકુમો લૈલતલ કદરે રિવાયત કરી છે પણ બંનેની મતલબ એક છે માત્ર શબ્દનો ફેર છે.

૧૪૧ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના માલની પાછલ ( એટલે પોતાના માલના બચાવવા માટે ) મરાઇ જશે તો તે શહીદ છે.

**ફાયદો** આ હદીસ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન અમરથી રિવાયત થઈ છે. માત્ર મુસલિમની નિશાની કરવી એ ચુક છે. તથા આ રિવાયતને અબુ હોરેરા ( રદી ) તરફ લગાડવી એ કોપી કરનારની ભૂલ છે. § મસાબીહમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરત ( સલ ) ને એક શખ્સે પૂછ્યું કે ઓ રસૂલુ-લ્લાહ જો કોઇ મારો માલ છીણવી લે તો હું શું કરૂં ? હજરતે (સલ) ફરમાવ્યું કે પોતાનો માલ નહીં આપ. ફરી તેણે કહ્યું કે જો તે હથિયાર ચલાવે અથવા લડે તો ? હજરતે ફરમાવ્યું કે તું પણ તેનાથી લડ. ફરી તેણે કહ્યું કે વારૂ જો તે મને મારી નાખે તો ? હજરતે ( સલ ) ફરમાવ્યું કે તું શહીદ થશે. ફરી તેણે કહ્યું કે જો હું તેને મારી નાખું તો ? હજરતે ( સલ ) ફરમાવ્યું કે તે જાલેમ હતો દોઝખી થયો. તે વેળા હજરતે ( સલ ) આ હદીસ ફરમાવી હતી કે જે કોઇ પોતાનો માલ બચાવવાને લીધે મરાઇ જશે તે શહીદ છે.

૧૪૨ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહના રસ્તામાં ( એટલે જેહાદમાં ) માર્યો જાય તે શહીદ છે. અને જે કોઈ અલ્લાહના માર્ગમાં મરી જાય તે શહીદ છે અને જે કોઇ તાઊન (પ્લેગ) માં મરે તે શહીદ છે અને જે કોઇ પેટની બીમારીમાં મરે ( જેમકે પેટ ચાલવાથી ) તો તે શહીદ છે. અને જે ડુબે તે શહીદ છે.

**ફાયદો** મસાબીહમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) સહાબાથી પૂછ્યું કે તમો શહીદ કોને જાણો છો. ? સહાબાએ અરજ કરી કે જે ખોદાના

§ એટલે આ રિવાયત અબુ હોરેરાએ કરી છે ખરી પણ તે બીજી કીતાબમાં છે. અને સહીહેનમાં અબુ હોરેરા [ રદી ] થી નથી પણ અબદુલ્લાહ બીન અમરથી છે. ગુ. મો.

માર્ગમાં મોં ફેરવે નહીં, અને મારો જાય. હજરતે (સલ) ફરમાવ્યું કે ત્યારે તો મારી ઉમ્મતના શહીદ ઘણા થોડા થશે. ફરી હજરતે [સલ] આ હદીસ ફરમાવી. અને બીજી હદીસમાં ફરમાવ્યું છે કે જે અગ્નિમાં બળે અને જે પર દીવાર પડે અને જે સ્ત્રી જણતી મરે અને જે જાતુલ જંબ એટલે પાનજરની બીમારીથી મરે અને જેને સીલની બીમારી થાય, આ સર્વ શહીદ છે. § જો કે શહાદતનો ઊંચો મરતબો તો તેજ છે કે જે ખોદાના માર્ગમાં માર્યો જાય, પણ આ લોકોને પણ શહીદોની જેમ આખેરતમાં કંઇક સવાબ મળશે અને પદવી ઊંચી થશે. પણ તેઓને ગોસલ નહીં આપવું તથા નમાઝ નહીં પઢવી શહીદની જેમ એ દુરૂસ્ત નથી.

૧૪૩ બોખારી તથા મુસલિમમાં અબુ કતાદા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે મુસલમાન (જેહાદમાં) કોઇને કતલ કરે અને એ વાતનો શાક્ષી હોય તો તેનો સલબ (એટલે અસબાબ તથા હથિયાર) તેનો છે.

ફાયદો ઇમામ આઝમ [રહ] ના મઝહબમાં કતલ કરનારને અસબાબ ક્યારે મળે કે ઇમામે એ વાતનો હુકમ આપો હોય. અને ઇમામ શાફેઇ (રહ) ની નજદીક ઇમામનો હુકમ કંઇ શરત નથી.

૧૪૪ બોખારીમાં અબદુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જે કોઇ કરારવાળાને કતલ કરશે તે જંનતની ખુશબો સુંઘશે નહીં અને તેની ખુશબો ચાલીસ વર્ષની દુરીથી જણાય છે.

ફાયદો મોઆહેદ [કરારવાળો] તથા જીમ્મી તે કાફરને કહે છે કે જે ઇસ્લામને તાબે હોય, અને ઇમામે તેને પનાહ આપી હોય. તેને કતલ કરવું ઘણોજ પાપ છે. કરારને તોડવો કોઇ રીતે દુરૂસ્ત નથી.

૧૪૫ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયતછે કે હજરતે [સલ] ફરમવ્યું કે જે કોઇ સરડાને પહેલી વારમાં મારશે તો તેને આટલો સવાબ છે અને જે કોઇ તેને બીજી વારમાં મારશે તેને આટલો સવાબ છે પેહેલી વારથી ઓછો. * અને જે કોઇ તેને ત્રીજી વારમાં મારશે તો તેને આટલો સવાબ છે બીજી વારથી ઓછો.

ફાયદો એટલે પેહેલી વારમાં સરડાને મારવો ઘણો સવાબ છે. બીજી વારમાં તેથી ઓછો અને ત્રીજી વારમાં તેથી પણ ઓછો. સરડો જેહેરવાળું જાનવર છે § અને મુજી છે. અને જે મુજીને મારે તો તેણે મખલુકને આરામ આપ્યું તેને સવાબ મળવો જોઇએ. અને બુખારીમાં રિવાયત છે કે જ્યારે હજરત ઇબરાહીમ (અલે) ને (નમરૂદે) અગ્નિમાં નાખ્યા હતા તો સર્વ જાનવર અગ્નિ હોલવતાં હતાં પણ સરડો ફુંકી ફુકીને સળગાવતો હતો. એ માટે એ બદ જાતને મારવામાં સવાબ છે

૧૪૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે

§ મઝાહેરે હકકમાં તથા જલાલુદદીન સોયુતી (રહ) ના રિસાલામાં એ સિવાય બીજી તરેહના શહીદોનું પણ લીસ્ટ આપ્યું છે. ગુ. મો.

* આ હદીસમાં સવાબની સંખ્યા કેહવાયલી નથી પણ બીજી હદીસમાં છે કે જે સરડાને પેહેલી વારમાં મારે તેને સો નેકી અને બીજીવારમાં મારે તેને સિતેર નેકી અને ત્રીજીવારમાં મરે તો તેને તેથી ઓછી છે. ઓછી મારમાં ઘણી નેકી તેનું કારણ કે તેને નાબુદ કરવું છે જો ઘણીવાર મારે તો કદાપી નહાસી જાય. ગુ. મો.

§ છિપકળી પણ સરડાના હુકમમાં છે. હજરત આએશા (રદી) ઘરમાં એક ભાલો રાખતાં હતાં અને તેથી છિપકળીને મારતાં હતાં. ગુ. મો.

( સલ ) ફરમાવ્યું કે જે કોઇ પોતાના ગોલામને હરામકારીની તોહમત આપશે અને તે તેના કહેવાથી બરી હશે તો તેને તોહમત આપવાના કોરડા કેયામતમાં લાગશે પણ જો તેના કહેવા પ્રમાણે હોય ( તો કોરડા લાગશે નહીં. )

ફાયદો જે કોઇ બીજાને ઝિનાની એબ લગાડે અને ચાર ગવાહ લાવી નહીં શકે તો તેને હાકેમ એંસી કોરડા મારે. અને જો માલેક પોતાના ગોલામને તોહમત આપે તો તેને દુન્યામાં મરાશે નહીં પણ કેયામતમાં કોરડા ખાશે.

* ૧૪૭ બોખારી તથા મુસલિમમાં અબુ મસઉદ ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે જે કોઇ સૂરા બકરની છેવટની બે આયતો (એટલે આમન ર્રસુલોને છેવટ સુધી) ને રાતમાં પઢશે તો તે તેને કેફાયત કરશે *

ફાયદો એટલે સુતી વેળા કુરઆન પઢવું સુંનત છે અને તે બરકતનું કારણ છે. તો જેણે આમન-ર્ર લો પઢી તો તે કાફી છે અથવા તે તહજ્જોદની જગ્યા બસ છે.

૧૪૮ બોખારી તથા મુસલિમમાં રોબેએ બીતને મોઅવવેજ બીન અફરાઅ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ છે કે જે કોઇએ સુબહથી રોઝો રાખ્યો હોય તે પોતાનો રોઝો પૂરો કરે અને જેણે સુબહથી રોઝો તોડયો હોય તો તે બાકી દિવસ તેને પૂરો કરે" એટલે કંઇ ખાય નહીં.

ફાયદો મક્કામાં કોરેશો આશૂરાનો રોઝો રાખતા હતા. અને હજરત પણ રાખતા હતા, જયારે હજરત (સલ) મદીનામાં આવ્યા તો લોકોને આશૂરાનાં રોઝાનો હુકમ કર્યો અને આ હદીસ ફરમાવી. ફરી જયારે રમજાનના રોઝા ફરજ થયા તો આશૂરાનો રોઝો ફરજ રહ્યો નહીં. કેટલાક સુંનત જાણીને રાખતા હતા અને કેટલાક રાખતા નહોતા.

* ૧૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ એતેકાફ કર્યો હોય તેને જોઇએ કે તે પોતાની એતેકાફની જગ્યામાં પાછો ફરે કારણ કે મેં શબે કદરને ખ્વાબમાં જોઇ છે; અને હું મને જોઇ રહ્યો છું કે હું પાણી અને કીચડમાં સિજદો કરૂં છું." એટલે શબે કદર તે રાત્રે છે કે જેમાં પાણી વરસશે અને હું કીચડમાં સિજદો કરીશ.

ફાયદો સહી બોખારીમાં એનો પૂરો કિસ્સો અબુ સઇદ (રદી) થી આવી રીતે રિવાયત થયો છે કે અમો શબે કદરની શોધ માટે એક વર્ષ રમજાનમાં દસમી તારીખથી તે ઓગણીસમી સુધી હજરત ( સલ ) સાથે મસજીદમાં એતેકાફે બેઠા તો હજરતે વીસમી તારીખના સવારે ફરમાવ્યું કે મને શબે કદર જણાઇ હતી પણ તેને હું ભૂલી ગયો હતો. હવે પાછળા દાયકામાં તેને એકીની રાતોમાં ઢુંઢો. અને મેં ખ્વાબમાં શબે કદરને જોઇ છે કે હું પાણી અને માટીમાં સિજદો કરૂં છું. તો જેણે એતેકાફ તોડયો હોય તે ફરી મસજીદમાં આવીને એતેકાફ કરે. અબુ સઇદ (રદી) કહે છે કે તે વેળા કેયે આસમાન ઉપર વાદળીનો તુકડો નહોતો. ફરી વાદળી થઇ અને એટલું પાણી વરસ્યું કે હજરતે (સલ) ની મસજીદની છત ટપકી પડી. ફરી હજરતે (સલ) તેજ કીચડમાં નમાઝ પઢી. આ હદીસથી જણાયું કે શબે કદર એક વીસમી રાત્રે થઇ હતી." *

---

* તે રાતની તહજ્જોદ પઢવાથી બસ થશે. અથવા શૈતાનને દફા કરવામાં અથવા બલાઓને ટાળવામાં કેફાયત એટલે બસ થશે. ગા. મો.

* તે વર્ષ એકવીસમી તારીખે શબેકદર થઇ હતી. તે પછી કેટલાંક અલ્લાહના બંદાઓને બીજી તારીખોમાં શબેકદર બતાવાયલી છે એ ઉપરથી જણાય છે કે શબે કદર ફરતી રહે છે. અને એજ ઇમામ અબુ હનીફા તથા મોહેયુદદીન ઈબને અરબી વગેરે (રહ) નો મત છે. ગા. મો.

૧૫૦ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇની પાસે પોતાના ભાઇ (મુસલમાન) ની આબરૂ અથવા કોઇ ચીજનો (જાન માલનો) જુલમ હોય તો તેને જોઇએ કે દિનાર કે દિરહમ નહિં હશે તેથી પેહેલાં(એટલે કયામતથી પેહેલાં) આજને દિવસે તેનાથી માફ કરાવી લ્યે. તે દિવસે જો સારા કામ તેના હશે તો જુલમના પ્રમાણમાં તેનાથી લેવામાં આવશે (અને મજલુમને અપાશે) અને જો તેની નેકી નહીં હશે તો જુલમ ખમનારના ગુનાહ એના ઉપર લદાશે" એટલે ફરી તે સદાઇના ગુનાહોને લીધે દોજખમાં જશે.

ફાયદો ગુનાહ બે તરેહના છે ખોદાના ગુનાહ અને બંદાના ગુનાહ. તો ખોદાના ગુનાહ તોબા કર્યાથી અથવા તેના ફજલથી માફ થાય છે. અને બંદાઓના ગુનાહ વગર તેઓને માફ કરે માફ થતા નથી. તો જેને કેયામતનો ડર હોય તેને જરૂર છે કે જેની કસુર કરી હોય તેનાથી માફ કરાવે. આજેજી કરીને અથવા રૂપયો પૈસો આપીને. જો ઘર બાર બગીચો કોઇનો છીનવ્યો હોય અથવા કોઇની ચોરી કરી હોય લાંચ લીધી હોય દગાબાજીથી કોઇનો માલ લીધો હોય તો તેને પાછું ફેરવે જો કોઇને માર્યો કુટયો હોય બેઇજત કર્યો હોય તો તેને જેવી રીતે થઇ શકે રાજી કરે.જીનદગીને ગનીમત જાણે. હમણા ઇલાજ થઇ શકે છે કેયામતમાં કંઇ તદબીર બના શકશે નહીં. કેમ જે ત્યાં ન પાસે માલ હશે અને ન અસબાબ.

૧૫૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કેહજરતે [સલ] ફરમાવ્યું કે જેની પાસે જમીન હોય તો તે તેને ખેડે અથવા તેને તે પોતાના ભાઇ (મુસલમાન) ને ખેડવા આપે. ફરી જો તે ખેડવા નહીં લ્યે તો તેને રહેવા દે.

ફાયદો બોખારીમાં રિવાયત છે કે મદીનાના લોકો જમીનને ગણોતે આપતા હતા. અર્ધ તરતીઅંશ, ચોથાઇ ભાગ ઠેરવતા હતા. રફી વંહેચતી વેળા ઝગડો થતો હતો. તો હજરતે (સલ) આ ગણોતની મનાઇ કરી. અને ફરમાવ્યું કે જમીનનો માલેક પોતે ખેતી કરવા વગર ભાગે આપે અથવા વગર ખેડે રાખી મુકે એટલે ગણોતે આપે નહીં. અને ઇમામ આજમ [રહ] ના એજ મજહબ છે. અને ઇમામ શાફેઇ, અબુ યુસોફ તથા મોહમ્મદ [રહ] ની નજદીક ભાગથી આપવી દુરૂસ્ત છે.

૧૫૨ બોખારીમાં અબદુલ્લાહ બીન એમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કસમ ખાતો હોય તો તે અલ્લાહની કસમ ખાય અથવા તે ચુપકો રહે. *

ફાયદો આ હદીસથી જણાયું કે ખોદા સિવાય કોઇની કસમ ખાવી દુરૂસ્ત નથી. ન કુરઆનની ન પોતાના બાપ દાદાની. ‡ જેમકે બીજી હદીસમાં ખુલ્લી રીતે મના કરી છે.

---

* આથી સાફ જણાયું કે હજરત પીરાન પીર [રહ] વગેરેની કસમ ખાવી હરામ છે. કારણ કે જેની કસમ ખાય તેની પૂરતી રીતની તાજીમ કસમથી જણાય છે પણ તેવી તાજીમતો ખોદા માટેજ છે, બીજા કોઈ માટે નથી. કેટલાક અજાણ્યા ખોદાના કસમની પરવા કરતા નથી, જુઠી પણ ખાય છે પણ હજરત પીર (રહ) ની કસમને ઘણું માન આપે છે એ કસમ જુઠી ખાતા નથી તેઓ શિર્ક કરનાર છે ખોદા હિદાયત આપે. અને જેઓ એમ સમજે છે કે હજરત પીર (રહ) ની જુઠી કસમ ખાવાથી તેમણ હલાક કરશે તેવા શખ્સના કાફ્રી થવામાં કશો શકક નથી. ગુ. મો.

‡ હનફી મજહબની કીતાબો હિદાયા કાદુરી કન્જ વગેરેમાં નબીની કસમ ખાવાની મનાઈ છે તો ફરી હજરત પીર ( રહ ) ની કસમ કેમ થઈ શકે ? ગુ. મો.

૧૫૩ બોખારી તથા મુસલિમમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ નમાઝથી પેહેલાં જુબ્હ ( કુરબાની ) કરે તેને જોઇએ કે તે ફરી જુબ્હ કરે. *

**ફાયદો** આ હદીસથી જણાયું કે શેહેરમાં ઇદની નમાઝ પેહેલાં કુરબાની કરવી દુરૂસ્ત નથી. અને નાની વસ્તીમાં જ્યાં ઇદની નમાઝ થતી નથી ત્યાં દુરૂસ્ત છે. અને આજ મજહબ ઇમામ આજમ (રહ) નો છે.

૧૫૪ મુસલિમમાં સબ્રા બીન મઅબદ જોહની ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇની પાસે મોતા કરેલી સ્ત્રીઓમાંથી હોય તો તેને જોઇએ કે તેણીને છોડી દે. " એટલે હવે મોતા કરવો હરામ છે.

**ફાયદો** મોતા § તેને કહે છે કે કોઇ સ્ત્રીને કહે કે હું સોહબતને માટે તારેથી મોતા કરૂં છું. પાંચ કે દસ રૂપીઆનો બદલે બે દિવસ અથવા વર્ષ દિવસને માટે. તો સુંનત જમાઅતના ચારે મજહબમાં મોતા હરામ છે. અને હિદાયાના કર્ત્તા એ જે ઇમામ માલિકની તરફ નિસબત કરી છે, તો તેની ભૂલ થઇ છે. કારણ કે ઇમામ માલિકની મોઅત્તામાં તથા તેઓની ફીકહની કીતાબોમાં મોતાને ખુલ્લી રીતે હરામ લખ્યો છે. અને ઓલમાએ મોહદદેસીનની તહકીક આ છે કે મોતા બે વાર હલાલ થયો અને બે વાર હરામ થયો છે. પ્રથમ કેટલાક દિવસ દુરૂસ્ત રહ્યો ફરી જ્યારે ખેબર ફત્તેહ થયું તો હરામ થયો. જેમકે હજરત અલી ( રદી ) થી મોઅત્તા બોખારી, મુસલિમ તથા તિરમેજીમાં એની રિવાયત છે. બીજીવાર જંગે ઔતાસમાં ત્રણ દિવસ મોબાહ થયો. ફરી ફતેહ મક્કાને દિવસે કેયામત સુધી હજરતે ( સલ ) હરામ કર્યો. જેમકે સહી મુસલિમમાં સલમાબીન અકવાથી આ હદીસની રિવાયત મોજુદ છે. અને હજરત (સલ) ના સર્વ સહાબીઓનો મોતાના હરામ થવાપર ઇજમા તથા ઇત્તેફાક છે. માત્ર અબદુલ્લાહ બીન અબ્બાસ પ્રથમ એને દુરૂસ્ત કહેતા હતા, આખર જ્યારે તેમને હદીસોની ખબર થઇ તો તેવણ પણ હરામને માનનાર થયા. જેમકે તિરમેજીમાં સિદ્ધ થયું છે. અને જ્યારે હદીસ ફીકહની કીતાબોમાં મોતાનું હરામ થવું સિદ્ધ થયું તો હવે શીયાઓનું સુંનત જમાઅતને ઠપકો આપવો નકામો છે. તેઓની સમજમાં નુકસાની છે. *

૧૫૫ બોખારી તથા મુસલિમમાં અબદુર્રહમાન બીન અબુબકર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇની પાસે બે જણનું ખાણું હોય તો તે ત્રીજા માણસને લઇ જાય અને જે કોઇની પાસે ચાર માણસનું ખાણું હોય તો તે પાંચમાં છઠ્ઠાને લઇ જાય." રિવાયત કરનારને શક છે કે "પાંચમાં છઠ્ઠાને" હજરતે કહ્યું છે અથવા એને બદલે બીજું કંઇ કહ્યું.

**ફાયદો** હજરત ( સલ ) જ્યારે કાફેરોની બીકથી મક્કા છોડી મદીનામાં આવ્યા તો હજરતની સાથે બીજા સહાબીઓ પણ આવ્યા. માલ અસબાબ વતનમાં રહી ગયો. અસહાબે સુફ્ફાને વધારે તકલીફ થવા લાગી, ત્યારે મદીનાના લોકોને હજરતે ( સલ ) આ

* આ હદીસથી ઇમામ અબુ હનીફાએ (રહ) સિધ્ધ કર્યું છે કે કુરબાની કરવી વાજેબ છે. કારણ કે જો સુંનત કે નફલ હોત તો ફરી જુબ્હ કરવાનો હુકમ નહીં થાત. ગુ. મો.

§ મોતા કરવો એટલે કોઈ સ્ત્રીને રાખવી જમા ( સંભોગ ) માટે. ગુ. મો.

* મોતાના હરામ થવાની તહકીક મુસલિમની શરહ નવવીમાં ઘણી ઉમદા છે. ગુ. મો.

ફરમાવ્યું કે જેની પાસે એનું ખાણું હોય તો તે ત્રીજાને અમારી પાસેથી લઇ જાય, અને ખાણું ખવરાવે.

૧૫૬ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇ તેના ભાઇ ( મુસલમાન ) ના કામકાજમાં રહેશે તો તેના કામકાજમાં અલ્લાહ રહેશે.

**ફાયદો** એટલે માણસ હમેશા ખોદાનો મોહતાજ છે. તો જે કોઈ એમ ચાહે કે ખોદા મારી મતલબ પૂરી કરે તો તેને લાજેમ છે કે પોતાના ભાઇ મુસલમાનનું કામ બનતી કોશીશે કરી દે, અને તેને માટે મેહનત લે અને સિફારશ કરે.

૧૫૭ બોખારી તથા મુસલિમમાં જાબેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જે કોઇનો ભાગીદાર હોય ઘરમાં અથવા બાગમાં તો તે પોતાના ભાગીદારનો હુકમ લીધા વગર ( ભાગની ચીજને ) વેચે નહીં. ફરી જો તેને જોઇતું હશે તો તે લેશે અને જો જોઇતું નહીં હશે તો નહીં લેશે. §

૧૫૮ મુસલિમમાં અબુ સઇદ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેની પાસે સવારીથી વધારે ઊંટ હોય તો તે જેની પાસે સવારી નહીં હોય તેને બેસવા આપે. અને જેની પાસે વધારે ખાવા પીવાનું હોય તો જેની પાસે ખાણું પાણી નહીં હોય તેને તે આપે.

**ફાયદો** હજરતે ( સલ ) આ સફરમાં ફરમાવ્યું હતું.

§ આ હદીસની છેવટ આવી રીતે છે " પણ જો તેને વગર ખબર કરે વેચશે તો તે તેનો વધુ હકદાર છે " એટલે તે શુફ્આના કાયદાથી લેશે. ગુ. મો.

૧૫૯ મુસલિમમાં અસમા બીનતે અબુ બકરથી ( રદી ) રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેના પાસે હદી ( કુરબાનીનું જાનવર ) હોય તેને જોઇએ કે તે પોતાના એહરામપર કાએમ રહે. અને જેની સાથે હદી નહીં હોય તો તે એહરામ ખોલી નાખે.

**ફાયદો** એકવાર હજરત (સલ) સર્વે લોકોને લઇને હજ્જ કરવા ગયા. જ્યારે મક્કામાં પોહોંચ્યા ત્યારે આ હુકમ ફરમાવ્યો કે જેની સાથે કુરબાની હોય તે એહરામ રહેવા દે અને હજ્જ કરીને ખોલે. અને જેની પાસે કુરબાની નહીં હોય તે ઉમરો કરીને એહરામ ખોલે અને હજ્જની મોસમમાં બીજું એહરામ બાંધીને હજ્જ કરે. પણ હજરત ( સલ ) પાસે કુરબાની હતી, જેથી તેવણ ઉમરો કર્યા બાદ એહરામ બાંધેલા રહ્યા, અને હજ્જ પછી એહરામ ખોલ્યું.

૧૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે તમારામાંનો જે કોઇ પોતાના ભાઇ મુસલમાનની તારીફ કરવા ચાહતોજ હોય તો તે કહે કે હું ફલાણાને ( આવો ) ધારૂં છું. અને અલ્લાહ તેને સારી રીતે જાણે છે અને હું કોઇને અલ્લાહની આગળ નિર્દોષ ઠેરવતો નથી. હું ધારૂં છું કે ફલાણો શખ્સ આવો આવો છે. જો તે એને સાચુ જાણતો હોય તો ( કહે. )

**ફાયદો** હજરત ( સલ ) ની સામે એક શખ્સે બીજા શખ્સની તારીફ કરી તો હજરતે ( સલ ) ફરમાવ્યું કે તેં પોતાના સાથીની ગરદન કાપી. એટલે તે પોતાની તારીફ સાંભળીને ફુલી જશે. અને પોતાને સારો ગણશે તો ફરી ખોદા તેનાથી નારાજ થશે. ફરી હજરતે ( સલ ) આ હદીસ

ફરમાવી, અને તારીફ કરવાનો રસ્તો બતાવ્યો. એટલે પ્રથમ તો કોઇ રીતે તારીફ કરવી ઠીક નથી. ફરી જો તારીફ કરવી અગત્યની જાણે એટલે તેમાં દીનનો કંઇ લાભ જાણે તો જે વાતો તેમાં સાચે સાચી હોય તેને એવી રીતે કહે કે મારા ધારવામાં ફલાણો શખ્સ દીનદાર છે, સાચો છે, સખી છે, સારો આદમી છે, દોસતીને લાએક છે. (વગેરે) આમળ અલ્લાહ જાણે કે તે કેવો છે. અને બીજી હદીસમાં આવી રીતે છે કે જ્યારે ફાસેક (બુરા) માણસની કોઇ તારીફ કરે છે તો અલ્લાહ ગુસ્સે થાય છે. આથી જણાયું કે કાફેરની તારીફ કરવી મોટો ગુનોહ છે. આ વખતમાં ઘણા લોકોની આદત છે કે નકામી તારીફો કરે છે. વિશેષ કરીને અમીરોના સાથીઓ ખુશામતને લીધે કેવો કેવો બકવો બકે છે. અમીર જો કોઇ કામ કરે અથવા કોઇ વાત જુબાનથી નીકળે છે ફરી તે સારી હોય કે બુરી હોય, તો ખુશામતીઓ કહે છે. "સુબ્હાનલ્લાહ કયા કેહના હે યે અરસ્તુકુ ભી ન સુજીથી" આ જૂઠી તારીફથી પોતાની આકેબત ખરાબ કરે છે અને અમીરની આદત બગાડે છે.

૧૬૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો કોઇ તમારામાંથી જુમઆ પછી નમાઝ પઢે તો તેને જોઇએ કે તે જુમઆ પછી ચાર રકઅત (સુંનત) નમાઝ પઢે." અને આજ ઇમામ આજમ (રહ) નો મજહબ છે. અને જુમઆ પછી છ રકઅતની પણ રિવાયત આવેલી છે. *

૧૬૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ તમારામાંનો અલ્લાહ પર તથા પાછલા દિવસ પર એટલે કેયામત પર ઇમાન લાવે તો તે જ્યારે કોઇ કામમાં ભાગ લીએ (એટલે કોઇ તેનાથી મશવરો પૂછે અથવા કોઇ કજીયો ચુકવે) તો તેને જોઇએ કે સારી વાત બોલે અથવા ચુપકો † રહે.

૧૬૩ મુસલિમમાં ફદાલા બીન એબેદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહ પર તથા પાછલા દિવસ પર ઇમાન લાવતો હોય તો તે (સોના ચાંદીને) સરખા વજનેજ લે વધારે ઓછું નહીં લે. એટલે જો ચાંદીને બદલે ચાંદી લે તો બંને તોલમાં બરાબર જોઇએ એવીજ રીતે સોનામાં બંને બરાબર જોઇએ. જો વજનમાં કોઈ પણ વધારે હશે તો તે વ્યાજ છે.

**ફાયદો** મસાબીહમાં ફદાલાથી રિવાયત છે કે મેં ખેબરની ફતેહમાં સોનાની જડાઉ હાસડી બાર ગીનીએ ખરીદી. ફરી જ્યારે તેનાં ઝવેરાતને કાઢયાં તો તેનું સોનું બાર ગીનીથી વધુ નીકળ્યું. આ હાલ મેં હજરત (સલ) ને કહ્યો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૬૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહપર તથા પાછલા દિવસ પર ઇમાન લાવતો હોય તેને જોઇએ કે તે સગાંઓની સાથે સોલુક કરે. (ભલાઇ કરે.) ×

* આ રિવાયત ઉપરથી ઈમામ અબુ યુસોફ (રહ) કહે છે કે જુમઆ પછી છ રકઅત સુંનત છે. ગુ. મો.

† આથી જણાય છે કે કોઇ મુબાહ વાતથી કંઈ નુકસાની કે ગુનાહનો ડર હોય તો ચુપકા રહેવું બેહતર છે. શરહ મશારેક. ગુ. મો.

× આમાં આ વાતનો ઇશારો છે કે સગાઈ તોડનાર અલ્લાહપર તથા આખેરત પર નહીં ઈમાન લાવનાર સરખો છે. સગાઈ તોડવા ઉપર જે સખત અજાબ ઠેરવાયલો છે તેથી બેપરવાઈ કરવાને લીધે. ગુ. મો.

૧૬૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ અલ્લાહપર તથા પાછલા દિવસ પર ઇમાન લાવતો હોય તેને જોઇએ કે તે પોતાના પરોણાને માન આપે § (એટલે તેનાથી હસ્તે મોં મલે, મકાનમાં ઉતારે, બની શકે તો ઉમદા ખાણું ખવરાવે, તેનો હાલ સારી રીતે પૂછે. મેહમાન દારીનો ત્રણ દિવસ સુધી હક્ક છે. વધારે કરશે તો સવાબ મળશે) અને જે કોઇ અલ્લાહપર તથા પાછલા દિવસ પર ઇમાન લાવતો હોય તો તેને જોઇએ કે પોતાના પડોસીને માન આપે × (એટલે તેનું કામ કાજ કરી દે. તેને નકામા આજુ રદા કરે નહીં. જો તે તેની દીવાર પર કડી કે છાપરૂં રાખવા માંગે તો રોકે નહીં મતલબ કે બનતી કોશીશે તેને તકલીફ આપે નહીં આરામ પુગવે.) અને જે અલ્લાહપર તથા પાછલા દિવસ પર ઇમાન લાવતો હોય તે ભલી વાત કહે અથવા ચુપકો રહે. (એટલે બેફાયદા વાતોમાં પોતાનો વખત ખોય નહીં. આ હદીસથી જણાયું કે વાહી તબાહી કિસ્સા કહાનીઓ જેમાં ન દીનનો ફાયદો હોય અને ન દુન્યાનો તેનું કહેવું તથા સાંભળવું બંને મના છે.)

§ શરહ મશારેકમાં રિવાયત છે કે અલ્લાહ તઆલાએ હજરત ઈબરાહીમ (અલે) પર વહી કરી કે મેમાનને માન આપ તો આપે દરેક મેમાન માટે એક બકરી ભુંજી. ફરી વહી થઇ કે માન આપ તો બલની ઝીયાફત આપી. ફરી વહી થઇ કે મેમાનને માન આપ તો ઉંટની ઝીયાફત આપી. ફરી વહી થઇ કે માન આપ ત્યારે ફીકરમાં પડયા અને જાણ્યું કે મેમાનને માન આપવું તે વધારે ખાણાથી નથી. ફરી પોતે જાતે ચાકરી કરી ત્યારે વહી થઈ કે હવે તેં ચાકરી કરી. ગુ. મો.

× આ બંને કામો ઘણાઓના મત પ્રમાણે પ્રથમ શરૂ ઈસ્લામમાં વાજેબ હતાં ફરી સુંનત થયાં ગુ. મો.

૧૬૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇપર રહમ નહીં કરશે, તેનાપર રહમ થશે નહીં.

**ફાયદો** એક વેળા હજરતે ઇમામ હસન (રદી) ને પ્યારથી ચુમ્યા તો એક માણસે હજરત (સલ) ને કહ્યું કે મારા દસ છોકરાં છે, એવી રીતે કોઇપર પ્યાર કર્યો નથી. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. અને એક હદીસમા આવી રીતે ફરમાવ્યું. કે જે છોકરાંઓ પર રહમ નહીં કરે અને બુઢાઓનો અદબ નહીં કરે * તે અમારામાં નથી.

૧૬૭ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ દુન્યામાં રેશમી કપડું પેહેરશે તો તે કયામતમાં પેહેરશે નહી.

**ફાયદો** રેશમી કપડું જેનો તાણો અને વાણો બંને રેશમ હોય જેમકે ગાટપોત કીમખાબ અને તાફતા તો તે ઓરતોને દુરૂસ્ત છે અને મરદોને હરામ છે. પણ સંજાબ જેટલું દુરૂસ્ત છે. અને જેનો તાણો રેશમ હોય અને વાણો સુતર હોય જેવો કે મશરૂઅ (તથા ઇલાચો) તો તે મરદોને પણ હરામ નથી. અને જો તાણો સુતરાવ હોય અને વાણો રેશમી હોય તો તે હરામ છે. *

૧૬૮ મુસલિમમાં બોરેદા બીન હસીબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફર-

* પણ જે બેહરૂપી જેવો બુઢો હોય લોકોને લડાવવા અને શરારતપર કમર બાંધી હોય તે અદબને લાએક નથી પણ ધીક્કારવાને યોગ્ય છે. ગુ. મો.

* મકરૂહે તાહરીમી છે. ગુ. મો.

માવ્યું કે જે કોઈ નરદેશેરની રમત રમ્યો તો જાણે તેણે પોતાનો હાથ ખીનજીર (ભુંડ) ના માસ તથા ખુનમાં ડબોવ્યો. *

**ફાયદો** નરદેશેર ચોસરના જેવો એક ખેલ છે તે હરામ છે. કોઇ ચીજ હાર જીતમાં આપવા ઠેરવી હોય અથવા નહીં ઠેરવી હોય. એવીજ રીતે સર્વ ખેલ મના છે કેમ કે તેમાં માલ અથવા વખતનો નાશ થાય છે.

૧૬૯ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ અલ્લાહની મુલાકાત એવી હાલતમાં કરી કે તેની સાથે કોઇને શરીક કર્યો નહીં તો તે જંનતમાં દાખલ થશે. અને જે કોઇ તેની મુલાકાત એવી હાલતમાં કરશે કે તેની સાથે કોઇને શરીક કર્યો છે તો તે દોજખમાં દાખલ થશે. (એટલે જે મરતા દમ સુધી ખોદાનેજ માલિક જાણશે તે જંનતી છે અને જે ખોદા સિવાય બીજા કોઇને નફો નુકસાન નો માલિક જાણશે તો તે મુશરેક દોજખી છે. હજરત (સલ) થી એક શખ્સે પૂછયું કે જંનત અને દોજખમાં જવાના કયાં કયાં કારણો છે. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૧૭૦ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેને બે જોડા નહીં મળે તો તેને જોઇએ કે તે ચામડાના મોજા પેહેરે અને જેને લુંગી નહીં મળે તો તેને જોઇએ કે ઇજાર પેહેરે.

**ફાયદો** આ હદીસ હાજીઓને ફરમાવેલી કે જે એહરામ બાંધે તે મોજા તથા ઇજાર પેહેરે નહીં. અને જો મયસ્સર નહીં હોય તો તેને લાચારીને માટે દુરસ્ત છે. પણ મોજાને ઉપરથી એટલો કાપે કે પગની પીટ ખુલી રહે.

* હાંથ ડબોવ્યાથી મતલબ ખાધું છે. એટલે જાણે તેણે ખીનજીરનું લોહી તથા માંસ ખાધું. ગુ. મો.

૧૭૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ (રોઝામાં) બોહતાન આપવાને જૂઠી વાહી તબાહી વાતોને તથા તેપર અમલ કરવાને નહીં છોડે તો તેના ખાણા પાણીના છોડવાની અલ્લાહને કશી પરવા નથી. +

**ફાયદો** એટલે રોઝો રાખવાથી મતલબ આ છે કે માણસનું જાહેર તથા બાતેન પાક થાય. પણ જ્યારે વાહી તબાહી વાત તથા કામ કરતો રહ્યો તો ખાણું પાણી છોડવાથી તે મતલબ હાસેલ થઇ નહીં. જો કે તેવા રોઝાથી ફરજ અદા થાય છે પણ બે સવાદ.

૧૭૨ બોખારીમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી જે કોઈ એવી હાલતમાં મરશે કે તેણે ખોદાની સાથે કોઇને શરીક કર્યો નહીં તો તે જંનતમાં દાખલ થશે અગરજો તેણે ઝિના કરી હોય અને અગરજો તેણે ચોરી કરી હોય. *

**ફાયદો** મુસલમાન અગર જો ગુનેહગાર હોય પણ ઇમાનની બરકતથી તે હમેશા દોજખમાં રહેશે નહીં. સજા મલ્યા પછી જંનતમાં જશે, અથવા વગર સજાએ ખોદાના ફજલથી જંનતમાં જશે દરેક રીતે નજાત છે ખાતેમાં ખેર થવો જોઇએ.

૧૭૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મરી જાય અને તેને

\+ એટલે તે કબુલ નથી ગુ. મો.

* આ હદીસની આ મતલબ નથી કે શિર્ક નહીં કરનાર તથા મુસલમાન કદી દોજખમાં જશે નહીં. ગુનાહના પ્રમાણમાં જો માફ નહીં થાય તો જહંનમમાં જશે. એની મતલબ માત્ર આટલીજ છે કે તે જંનતમાં જશે, અને હમેશ દોજખમાં રહેશે નહીં. ગુ. મો.

માથે રોઝા હોય (કઝા કરી શકયો નહીં હોય) તો તેના તરફથી તેનો વારેસ રોઝા રાખે.

**ફાયદો** ઇમામ શાફેઇ (રહ) નો આજ મઝહબ છે અને ઇમામ આઝમ (રહ) ની નજદીક દરેક રોઝાને બદલે સદકા ફીતર જેટલું મુરદાના તરફથી વારેસ આપે. જેમકે ઇમામ આઝમ (રહ) ની દલીલ બીજી હદીસ છે. §

૧૭૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મરી ગયો અને તેણે કદી જેહાદ નહીં કરી તથા દિલમાં જેહાદ કરવાની નૈયત પણ નહીં કરી તો તે નિફાકની એક શાખ ઉપર મર્યો (એટલે મુનાફેકના તરીકા ઉપર મર્યો.)

**ફાયદો** એટલે જે સાચો મુસલમાન હશે તે દીને મોહમ્મદીની ચઢતી ચાહશે, તો તે કાફેરોથી અલ્લાહને માટે લડશે. અને જો લડવાનો સામાન નહીં હશે તો દિલમાં તેનો વિચાર જરૂર રાખશે. અને જો દિલમાં પણ જેહાદનો કદી ખ્યાલ નહીં કરશે તો જણાઇ ગયું કે તેનું ઇમાન મુનાફેકોની જેમ જબાની છે. સમ્પૂર્ણ ઇમાન નથી.

૧૭૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ એવી હાલતમાં મર્યો કે તે અલ્લાહ સિવાય બીજા કોઇને તેનો શરીક જાણીને પુકારતો હતો તો તે દોજખમાં જશે.

**ફાયદો** એટલે ખોદા સિવાય બીજા કોઇને પણ આ જહાનનો માલિક સમજે અથવા નફા નુકસાનનો મુખત્યાર સમજે તો તે બેશક્ક મુશરેક દોજખી છે. *

૧૭૬ મુસલિમમાં ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ એવી હાલતમાં મર્યો કે તે જાણે છે કે ખોદા સિવાય કોઇ માલિક આબુદ (પૂજ્ય) નથી, તે જંનતમાં દાખલ થયો.

**ફાયદો** આ હદીસથી સાફ રીતે જણાયું કે આ વખતમાં ઘણાં લોકો મોંથી લાએલાહ ઇલ્લલ્લાહ કહે છે. અને બુતોને પૂજે છે વલીયોની કબરોને સિજદો કરે છે તેઓને નફા નુકસાનના મુખત્યાર સમજીને મુસીબતમાં પૂકારે છે તેઓ મુશરેક છે, પૂરા મુસલમાન નથી. કારણ કે હજરતે (સલ) આ હદીસમાં સાફ રીતે ફરમાવ્યું છે કે જે કોઇ ખોદા સિવાય બીજા કોઇને માલિક પૂજવાને લાએક નહીં સમજે તે જંનતી મુસલમાન છે. એમ નથી કે જુબાનથી તો કલેમો પઢે મુસલમાનીનો દમ મારે અને શિર્ક પણ કરે? તો મુસલમાનને જરૂર છે કે જેવી રીતે જુબાનથી કહે તેવોજ દિલમાં અકીદો રાખે. અને તેમજ કર્યા કરે, ત્યારે મોહમ્મદી મુસલમાન થાય.

૧૭૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ દૂધાળ જાનવર (ગાય બકરી વગેરે) કોઇને

§ તે હદીસ શરહ મશારેકમાં આવી રીતે છે. હજરતે ફરમાવ્યું છે કે "કોઈ કોઈના તરફથી રોઝા રાખે નહીં" ગુા. મો.

* એટલે આ હદીસમાં ખોદાનો શરીક જાણીને પુકારવાની મતલબ આ છે કે ખોદાની ખાસ સિફતમાં એટલે નફો નુકસાન કરવામાં ઉત્પન્ન કરવામાં દરેક જગયા હાજર નાજર રહેવામાં બીજાને ભેળે. તો જો મોંથી કોઈને અલ્લાહનો બંદો કહે પણ આ ગુણો તથા એવા બીજા ગુણો તેમાં સિધ્ધ કરે તો તે મુશરેક છે. એ બાબતનો વધુ ખુલાસો મારી "નસીહતુલ મુસલેમીન" માં તથા તકવિયતુલ ઈમાનમાં વાંચો. ગુા. મો.

દૂધ પાવા આપશે ‡ તો સવાર સાંજના દૂધથી તેને એવડો સવાબ થયા કરશે.

૧૭૮ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ રાતનો પૂરો વજીફો પઢવાથી અથવા થોડો પઢવાથી સુઈ રહ્યો હોય ને ફરી તેને ફજરથી જોહર સુધીમાં પઢયો હોય તો જેવો તેણે રાતમાં પઢયો હોય તેવો સવાબ તેને માટે લખાશે.

**ફાયદો** એટલે આ વખતમાં કર્યાથી તેના સવાબમાં ઘટાડો થશે નહીં પૂરો સવાબ મળશે. આ હદીસથી જણાયું કે કજા પઢવા માટે આજ વખત બેહતર છે.

૧૭૯ બોખારીમાં આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેણે ખોદાની તાબેદારી કરવાની માનતા લીધી હોય તો તે તાબેદારી કરે, પણ જેણે ખોદાની નાફરમાની કરવાની માનતા લીધી હોય તો તે નાફરમાની કરે નહીં.

**ફાયદો** એટલે શરીઅત પ્રમાણે જે માનતા (નજર) લીધી હોય જેમકે સદકો નમાઝ રોઝો અને હજ્જ તો તેને અદા કરવું વાજેબ છે. અને શરીઅત વિરૂદ્ધ જો નજર માનતા લીધી હોય જેમકે મા બાપથી નહીં બોલવું દાવત કબુલ નહીં કરવી, કબરો પર ઝંડો નિશાન ચઢાવવાં, ત્યાં દીવા બાળવા, પીર શહીદોની ચોટી માથાપર રાખવી, મોહર્રમમાં છોકરાઓને ફકીર બનાવવા, તાજીયાની સામે આખી રાત એક પગે ઉભા રહેવું, ઢોલ વગાડી રતી જોગા ( રત જગા ) કરવું એવીજ રીતે બીજાં ખરાબ કામ કરવાં તદન શરીઅત વિરૂદ્ધ છે. પ્રથમ તો એવાં કામની માનતા લીએ નહીં. અને જો નજર માની હોય તો કદી તેને કરે નહીં.

૧૮૦ મુસલિમમાં ખોલા બીનતે હકીમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ કોઇ જગ્યામાં ઉતરે ને ફરી કહે **"અઊજો બે કલેમાતીલ્લાહિ ત્તામ્માતે મિન શર્રે મા ખલક"** × તો તે જગ્યાથી ચાલ્યા સુધી તેને કોઇ ચીજ નુકસાન કરશે નહીં.

**ફાયદો** એક શખ્સે એક જગ્યામાં કહ્યું કે ઓ હજરત (સલ) મને વીછુ કરડયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૧૮૧ બોખારી તથા મુસલિમમાં અબુહોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ રોઝદાર હોય અને ભૂલથી ખાય અથવા પીએ તો તેને જોઇએ કે પોતાના રોઝાને પૂરો કરે ( એટલે તેનો રોઝો ગયો નથી. ) કેમ જે તેને ખોદાએજ ખવરાવ્યું છે અને પીવડાવ્યું છે.

**ફાયદો** એટલે ખોદાએ તેની દાવત કરી. રોઝો પણ રહ્યો અને પેટ પણ ભરાયું. સુબ્હાન-લ્લાહ ! કેવો તે કરીમ છે કે ભૂલ્યા ચુકયાને પકડતો નથી.

૧૮૨- બોખારી તથા મુસલિમમાં આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે જેના હિસાબમાં ઝઘડો પડ્યો તેને અજાબ થયો.

**ફાયદો** હજરતે એક વાર ફરમાવ્યું કે ખોદાએ જે બંદાથી હિસાબ કર્યો તે અજાબમાં ગીરફતાર થયો. તો હજરત આએશા (રદી) એ

‡ આ આપવાથી મતલબ આપી દેવી નથી. પણ દૂધ માટે આપે અને ફરી પાછી લીએ. ગ઼ા. મો.

× અર્થ—હું પનાહલઉં છું અલ્લાહના સંપૂર્ણ કલેમા ( શબ્દો ) ની તેણે જે વસ્તુ ઉત્પન્ન કરી તેની બુરાઈથી' આ કલેમાથી મતલબ પેગમ્બરો ઉપર ઉતરેલી કીતાબો છે અથવા અલ્લાહની સિફતો છે. ગ઼ુ. મો.

અરજ કરી કે યા રસૂલુલ્લાહ ખોદા કુરઆનમાં ફરમાવે છે કે જે લોકોના જમણા હાથમાં અમલનામું થશે તેઓનો આસાનીથી હિસાબ થશે, અને આપ ફરમાવો છો કે જેનો હિસાબ થયો તે અજાબમાં પડયો. ત્યારે હજરતે ફરમાવ્યું કે નેક લોકોને માત્ર અમલનામું દેખાડવામાં આવશે તેમનાથી કંઇ પૂછવામાં આવશે નહીં. પણ જેના હિસાબમાં ઝઘડો પડયો એટલે ફલાણું કામ તેં શા માટે કર્યું અને ફલાણું શા માટે નહીં કર્યું ? તો તે બેશકક અજાબમાં પડયો. એટલે બંદાના વાળ વાળ ગુનેહગાર છે, તેની શી તાકત કે તે જવાબ આપી શકે. ઓ અલ્લાહ ! હજરત મોહમ્મદ મુસ્તફાના તોફેલથી તું અમને હિસાબમાં નહીં પકડ માત્ર પોતાના ફજલથી પાર પાડ. **આમીન.**

૧૮૩ બોખારીમાં ઓમર (રહી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે (મુડદાં) ના ઉપર નોહા (વિલાપ) થયું હોય તેના ઉપર નોહા કરવાના સબબથી અજાબ થાય છે.

ફાયદો અરબના કાફેરોની આદત હતી કે મરતી વેળા વસીયત કરતા હતા કે અમને ઘણું રડજો અને અમારા ઘણાં વખાણ કરજો. જેથી હજરતે ફરમાવ્યું કે નોહા કર્યાથી અજાબ થાય છે. એટલે તે રડવાથી કે જેની મૈયત વસીયત કરી જાય. અને બીજી મતલબ હદીસની આ છે કે જેના ખાનદાનમાં નોહા કરવાની આદત હોય અને તે મના નહીં કરે તો તેના મર્યા પછી જો તેના ઉપર નોહા થશે તો તેનાપર અજાબ થશે. કેમકે તે મનાઇ કરવા ઉપર શક્તિવાન હતો. કેમ મનાઇ નહીં કરી? અને જો તેના મના કર્યા પછી લોક નહીં માને તો તેની કંઇ કસુર નથી. કારણ કે ખોદા અદલ કરનાર છે એકનો ગુનાહ બીજાની ગરદને નાખતો નથી.

૧૮૪ મુસલિમમાં જરીર (રહી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ નરમી કર્યાથી અભાગ્યો રહ્યો તે સર્વ ખુબીયોથી અભાગ્યો રહ્યો.

ફાયદો એટલે મુસલમાનને લાજેમ છે કે તે નરમી કરવી પસંદ કરે. અને જો નરમી નહીં તો કંઇ પણ નહીં. જે દરેક વાતમાં સખતી કરે તે આદમી નથી કુતરો છે.

૧૮૫ મુસલિમમાં અબુ હોરેરા ( રહી ) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ જંનતમાં દાખલ થશે તે ચેન કરશે, બેગમ રહેશે તેના કપડાં જૂનાં થશે નહીં તથા તેની જવાની જશે નહીં. એટલે તે સદા જવાન રહેશે કદી બુઢ્ઢો થશે નહીં.

૧૮૬ બોખારીમાં અબુ હોરેરા (રહી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ જેના વિષે બેહતરી ધારે છે તેના ઉપર મુસીબત નાખે છે બેહતરી માટે. ( અથવા તે મુસીબતવાળો થાય છે બેહતરી માટે. )

ફાયદો મુસલમાનને લાજેમ છે કે તે મુસીબતથી ધભરાય નહીં. મુસીબતને ખોદાનો ગજબ સમજે નહીં. તેને ખોદાનો કરમ સમજે કારણ કે મુસીબતમાં ગુનાહ ઘટે છે, મરતબો વધે છે, હરદમ ખોદા યાદ આવે છે. આરામમાં ઘણા આદમી ખોદાને ભૂલી જાય છે. જો બલા અને મુસીબત માણસના હકકમાં બેહતર નહીં હોત તો ખોદા પોતાના પેગમ્બરો પર તથા નેક બંદાઓ ઉપર નાખતે નહીં. મુસલમાનોના હકકમાં મુસીબત કિમિયો છે. સોના ચાંદીને જે ચોખ્ખું કરવા ચાહે છે તે તેને અગ્નિમાં બાળે છે. પણ જે મુસીબતથી માણસ કાફેર થાય છે અથવા ખોદાને ભૂલે છે તેનો શીકવો કરે છે તેથી ખોદાની પનાહ. ?

૧૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેના વિષે અલ્લાહ બેહતરી ધારે છે તો તેને દીનમાં સમજ આપે છે. શરીઆતના ભેદ તેના ઉપર ખુલે છે *

૧૮૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મોહતાજ કરજદાર ઉપર આસાની કરશે તો અલ્લાહ તેના ઉપર દુન્યા તથા આખેરતમાં આસાની કરશે ફ અને જે કોઇ મુસલમાનને કપડું પેહેરાવશે અથવા તેની એબ છીપાવશે તો અલ્લાહ તેની એબ દુન્યા તથા આખેરતમાં છીપાવશે. અને બંદો ભાઇ મુસલમાનની મદદમાં છે ત્યાં સુધી અલ્લાહ તેની મદદમાં છે." અને કોજાઇની રિવાયતમાં "મુસલમાનને કપડું પેહેરાવશે" ની જગ્યા "જે પોતાના ભાઇને કપડું પેહેરાવશે" છે. પણ બંને ઇબારતોની મતલબ એક છે. માત્ર લફજમાં ફેર છે.

૧૮૯ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ સનીયતુલ મેરાર નામના ટેકરા ઉપર ચઢશે તો જેવી રીતે બની ઇસ્રાઇલના ગુનાહ ઘટાવાયા તેમ તેના ગુનાહ ઘટાવાશે.

**ફાયદો** એક વાર હજરત (સલ) મદીનાથી મક્કા ચાલ્યા માર્ગમાં એક ડુંગર આવ્યો જેનું નામ સનીયતુલ મેરાર હતું. ત્યાં કાફેરો મુસલમાનોને મારવા માટે છુપાયા હતા. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ આ ડુંગર ઉપર કાફેરોના ધમકાવવા માટે ચઢશે તેના ગુનાહ માફ થશે. ફરી સર્વ સહાબી તેના ઉપર ચઢી ગયા. બની ઇસ્રાઇલ હજરત યાકુબ (અલે) ની ઓલાદ જે હજરત મુસા (અલે) ની સાથે હતી તેમને હુકમ થયો હતો કે કાફેરોના શેહેરના દરવાજામાં દાખલ થશો. તો તમારા ગુનાહ માફ થશે. તે કિસ્સાને હજરતે આ જગ્યા યાદ કર્યો.

## મન ઇસ્તિફહામીયા.

અહીંથી તે હદીસો શરૂ થઇ છે, કે જેને મથાળે **મન** ઇસ્તિફહામીયા એટલે પૂછવાનો શબ્દ છે.

૧૯૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી આજે કોણે રોઝો રાખ્યો? હજરત અબુબકરે (રદી) કહ્યું કે મેં. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી કોણ આજે જનાજાની સાથે ગયો? હજરત અબુબકરે કહ્યું કે હું. હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી આજે કોણે મિસકીનને ખાણું ખવરાવ્યું? હજરત અબુબકરે (રદી) કહ્યું કે મેં. હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી આજે કોણે બીમારની ખબર લીધી? હજરત અબુબકરે (રદી) કહ્યું કે મેં રસૂલુલ્લાહે ફરમાવ્યું કે જેમાં આ કામો એક દિવસમાં ભેગાં થયાં તે જંનતમાં દાખલ થયો.

**ફાયદો** આ હદીસમાં હજરત અબુબકર સિદ્દીક (રદી) નો કમાલ તથા તેમનું જંનતી થવું સિદ્ધ થયાં.

૧૯૧ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રીવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોણ શખ્સ એવો છે કે જે અમારાથી આગળ જાય અને ઢેફા ચુંટીને હોજ બનાવે ફરી પોતે પીએ અને અમને પાય?" જ્યારે અરબના એક પાણી ઉપર હજરત

---

* એટલે તેને આલિમ બનાવે છે સમજ આપે છે કે થોડા શબ્દોથી ઘણી માયની કાઢી શકે છે. ગુ. મો.

ફ દુન્યાની આસાની રોજીના કોશાદા કરવાથી તથા મોસીબતોની સંભાળથી અને આખેરતમાં હિસાબ સેહેલાઈથી લેવાથી. ગુ. મો.

(સલ) પોહોંચ્યા ત્યારે તેવણે આ હદીસ ફરમાવી.

ફાયદો હજરત (સલ) એક વાર લડાઇ કરીને પાછા ફર્યા. એક મજલ ઉપર પાણી ઓછું હતું અને ઉભરાઇને વહી જતું હતું તો હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ આગળ જઇને પાળ બાંધીને હોજ બનાવે તો તેમાં પાણી ભેગું થાય. જેમકે એક આદમીએ એ-મજ કર્યું. ફરી હજરતે તેમાં વોજુ કર્યું. તેના બરકતથી પાણી વધી ગયું અને સઘળા લશકરનું કામ થઇ ગયું.

૧૯૨ મુસલિમમાં સલામા બીન અકવા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોણે આ પુરૂષને (એટલે મુશરેકોના જાસુસને) કતલ કર્યો? લોકોએ કહ્યું કે સલમા બીન અકવાએ. હજરતે (સલ) ફરમાવ્યું કે એનો સર્વ અસબાબ તેને માટે છે. *

ફાયદો સલમા (રદી) થી રિવાયત છે કે હવાજેન એક કાફેરોની કોમ હતી હજરતથી દગો કરતી હતી અને લડતી હતી. એક દિવસે તેમનો જાસુસ ખબર લેવા હજરત (સલ) ના લશકરમાં આવ્યો અને લોકોની સાથે ખાણું ખાઇને સર્વ હાલ દરયાફ્ત કરીને પોતાના ઊંટ પર સ્વાર થઇને ભાગ્યો. મેં તેને દોડીને પકડયો. અને તલવારથી તેને મારીને ઊંટને અસબાબ સહીત લાવ્યો. ત્યારે હજરતે (સલ) તેનો સર્વ અસબાબ મને આપ્યો. આ હદીસથી જણયું કે જો કાફેર મુસલમાનોના મુલકમાં વગર અમને (વગર પાસ મેળવે) આવે તો તેને કતલ કરવું દુરૂસ્ત છે.

૧૯૩ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કઅબ બીન અશરફ (ના કતલ કરવા) માટે કોણ શખ્સ છે? કેમકે તેણે અલ્લાહને * તથા તેના રસૂલને ઇજા કરી છે.

ફાયદો કઅબ બીન અશરફ યહુદીઓનો સરદાર હતો તથા શાએર હતો. અને હજરત (સલ) ની તથા આપના સહાબીઓની નિંદા કરતો હતો. કાફેરોને હજરત (સલ)ની સાથે લડવા માટે ઉશ્કેરતો હતો. એટલાં માટે હજરતે (સલ) તેને મારવાનો હુકમ આપ્યો. ત્યારે મોહમ્મદ બીન મુસલમા તથા કેટલાક સહાબીઓ તેના કીલ્લામાં કે જે મદીનાની પાસે હતો, ગયા. અને તેને દમ દઇને બાહેર લાવ્યા. ફરી મોહમ્મદ બીન મુસલમાએ તેનું માથું કાપીને હજરત (સલ) ની આગળ નાખ્યું. § હજરત (સલ) ઘણા ખુશ થયા. આ હદીસથી જણાયું કે જે અલ્લાહ તથા રસૂલને બદ બોલે તેને કતલ કરવું વાજેબ છે.

૧૯૪ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોણ શખ્સ મારી પાસેથી આને એટલે તલવારને લીએ છે? ફરી જે એને લેશે તે એનું હક્ક અદા કરે એટલે સારી રીતે લડે. ફરી તેને અબુ દોજાનાએ લીધી. હજરતે (સલ) જંગે ઓહોદમાં આ ફરમાવી હતી.

---

* આ હદીસને કર્તાએ મુસલિમની લખી છે. પણ તે બોખારી મુસલિમ બંનેમાં છે. ગુ. મો.

* અલ્લાહને એટલે તેના વલીઓને કારણ કે તેના દોસ્તોને ઈજા કરવી તે અલ્લાહને ઈજા કરવી છે. અને તેને માટે બીજી હદીસમાં છે કે તે ખોદાની સાથે લડવા તૈયાર થાય. ખોદા બચાવે. અલ્લાહના દોસ્તોની દુશમની ઘણી બુરી છે. તેની સજા દુન્યામાં પણ અલ્લાહ આપે છે. ગુ. મો.

§ જ્યારે તેઓએ તેનું માથું જુદું કર્યું તો તેને લઇને ચાલ્યા. જ્યારે (મદીનાની પાસે) બકી (નામની જગ્યાએ) પોહોંચ્યા તો તકબીર કહી. નબી સાહેબ તે વેળા રાતમાં નમાઝ પઢતા હતા. જ્યારે તકબીરનો અવાજ સાંભળ્યો તો જાણી લીધું કે તેને કતલ કર્યો છે ગુ. મો.

ફાયદો જ્યારે ઓહોદમાં લડાઇ સખત થઇ તો હજરતે એક તલવાર હાથમાં લીધી અને ફરમાવ્યું કે આ તલવાર કોણ લેશે ? સર્વ લોકોએ હાથ લંબાવ્યો. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે જે અંદર ઘુસીને સારી રીતે લડે તે આને લીએ. ત્યારે અબુ દોજાનાએ હજરત (સલ) થી લઇને બંને સફોની અંદર પેતરા બદલ્લવા તથા અકડવા લગ્યા. હજરતે (સલ) ફરમાવ્યું કે આ ચાલને અલ્લાહ જેહાદ વગર બીજે કેથે પસંદ કરતો નથી. ફરી અબુ દોજાનાએ સારી રીતે તલવાર ચલાવી તે એટલાં સુધી કે. લડાઇ ખતમ થઇ.

૧૯૫ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોણુ શખ્સ અમારાથી આ કાફેરોને હઠાવે ? અને તેને માટે જંનત છે. આ વાત હજરતે (સલ) સાત વાર ઓહોદને દિવસે કહી.

ફાયદો મદીનાથી ત્રણ માઈલ પર ઓહોદ એક પહાડ છે ત્યાં હજરત સાથે લડાઇ થઇ. મક્કાના મુશરેકો ત્રણ હજાર હતા. અને હજરતનું લશકર એક હજાર હતું. હજરતે પચાસ તીર-અનદાજોના સરદાર અબ્દુલ્લાહ બીન જોબેરને કર્યા, અને પહાડની ઘાટી પર તેમને નીમ્યા. અને ફરમાવ્યું કે ગમે તે થાય તમારે અહીંયાથી હઠવું નહીં. ફરી લડાઈ શરૂ થઇ, તો હજરત (સલ) ની ફતેહ થઇ. લોકો કાફેરોના અસબાબ લુટવા લાગ્યા. તીર અંદાજોએ પણ લુટવાને ઇરાદો કર્યો. અબદુલ્લાહ બીન જોબેરે મના કરી, કે અમને અહીંયાથી હલવાનો હુકમ નથી. લોકોએ માન્યું નહીં અને લુટમાં પડયા. નાકુ ખાલી પડયું. ખાલિદ બીન વલીદ તે વખત સુધી મુસલમાન થયા નહોતા તેવણુ તે નાકેથી ઇસ્લામી લશકર ઉપર તુટી પડયા જેથી લડાઇ બગડી ગઇ. કાફેરોએ હજરત (સલ) પર હલ્લો કર્યો. પેશાની અને ગાલ મુબારક જખમી થયાં. આગલા દાંતોને પથ્થર લાગ્યો ને પડી ગયા. તે વખત હજરતે (સલ) ફરમાવ્યું કે જે અમારા ઉપરથી કાફેરોને હઠાવશે તેને જંનત મળશે. એક સહાબી નીકળ્યા અને કાફેરો સાથે લડીને શહીદ થયા. ફરી કાફેરોનો ગલબો થયો. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે જે અમારા ઉપરથી કાફેરોને હઠાવશે તેને જંનત મળશે. બીજા સહાબી નીકળ્યા અને લડીને શહીદ થયા. એવી રીતે હજરતે (સલ) સાત વાર કહ્યું. અને સાત સહાબી શહીદ થયા અંને લડાઇ સમાપ્ત થઇ. જે હજરત (સલ) ઉપર ફેદા થયા તેમની શું ઊમદા કીસમત છે !

૧૯૬ બોખારીમાં ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોણ શખ્સ એવો છે કે જે રૂમાનો કૂવો ખરીદે. ફરી તેમાં તેની ડોલ મુસલમાનોની ડોલ જેવી થાય ‡ એટલે ખરીદીને તેને ખોદાના માર્ગમાં વકફ કરે પોતાની મિલકતમાં રાખે નહીં. *

ફાયદો હજરત (સલ) જ્યારે મક્કેથી મદીનામાં આવ્યા તો ત્યાં એક કૂવા સિવાય બીજું પાણી નહોતું જેથી તે કૂવો બગડી ગયો. હજરતે (સલ) ફરમાવ્યું કે જે તે કૂવાને સુધારશે તેને જંનત મળશે. હજરત ઉસમાને (રદી) પોતાનો માલ લગાડીને

‡ એટલે કુવાથી લાભ લેવામાં બીજા મુસલમાનોના સરખો થાય. આ હદીસથી જણાયું કે વકફ કર્યા પછી વકફ કરનારની માલેકીનો હકક રહેતો નથી. ગુા. મો.

* કર્તાએ આ હદીસ માટે બોખારીની નિશાન કરી છે પણ આ હદીસ આ શબ્દોથી બોખારીમાં નથી પણ આ શબ્દો તિરમેજીના છે. ગુા. મો.

તેને સાફ કરાવ્યો. ફરી જ્યારે તૈયાર થયો તો કાફેરોએ મુસલમાનોને પાણી ભરવાથી રોકયા. ત્યારે હજરતે ( સલ ) તેને ખરીદ કરવાનું ફરમાવ્યું તો હજરત ઉસમાને આઠ હજારે અને એક રિવાયતમાં છે કે પચ્ચીસ હજારે ખરીદયો અને ખોદાના માર્ગમાં તેને વકફ કર્યો.

૧૯૭ બોખારી તથા મુસલિમમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે કોણ એવો છે કે જે અબુ જહલને જોઇ આવે કે તેણે શું કર્યું "? ( એટલે તે જીવતો છે અથવા મરી ગયો છે. ) § બદરની લડાઇમાં હજરતે આ ફરમાવ્યું હતું. ફરી તેની ખબર લેવા માટે અબદુલ્લાહ બીન મસઉદ ( રદી ) ગયા.

ફાયદો બદર એ એક કૂવો છે મદીનાથી ત્રણ મનજલે. હિજરતને બીજે વર્ષે પેહેલાં પેહેલ ત્યાં ઇસ્લામની લડાઇ થઇ. મક્કાના મુશરેકો સાડીનવસો હતાં. અને હજરત ( સલ ) ની સાથે ત્રણસો તેર આદમી હતા. ☸ જ્યારે કાફેરોની હાર થઇ ત્યારે હજરતે ફરમાવ્યું કે કોઇ અબુ જહલની ખબર લાવે. એ માટે અબદુલ્લાહ બીન મસઉદ ( રદી ) ગયા. જોયું તો તે જખમી પડયો છે, મરવાને લગભગ છે. ફરી અબદુલ્લાહે તેની દાઢી પકડીને હલાવી. તેણે પૂછયું કે કોની ફતેહ થઇ ? તેવણે જવાબ આપ્યો કે અલ્લાહની તથા તેના રસૂલની. ફરી તેનું માથું કાપીને હજરતની સામે નાખ્યું. હજરતે ( સલ ) અલ્લાહનો શુકર કર્યો અને ફરમાવ્યું કે આ આ ઉમ્મતનો ફિરઓન હતો.



# અધ્યાય બીજો.



આ અધ્યાયમાં તે હદીસો છે કે જેને મથાળે દુઆ છે.

૧૯૮ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ ( રદી ) થી રિવાયત છે કે હજરત જ્યારે ઇમામ હસન તથા ઇમામ હુસેન ( રદી ) માટે પનાહ માંગતા તો કહેતા હતા કે ખચીત તમારા બાપ એટલે ઇબરાહીમ ( અલ ) એવીજ રીતે હજરત ઇસમાઇલ તથા ઇસહાક ( અલે ) માટે પનાહ માંગતા હતા "**અઉજો બે કલેમાતી-લ્લાહીત્તામ્માતે મિન કુલ્લે શૈતાનીવ વ હામ્મતીન વ મિન કુલ્લે ઐનીલ લામ્મતીન.** §

૧૯૯ મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત ઘણી નેક-

§ એ લડાઈમાં ઈસ્લામી લશકરમાં એક કે બે ઘોડા હતા. અને કાફેરોના લશકરમાં સો ઘોડા હતા. ગુ. મો.

☸ અથવા જખમી થયો છે કે નહાસી ગયો છે. આ હદીસથી જણાયું કે દુશમનના હારની તપાસ કરવી દુરૂસ્ત છે. તથા તેનું મરવું મોટી નેઅમત છે. ગુ. મો.

§ અર્થ—હું પનાહ લઉં છું અલ્લાહના સંપૂરણ તાસીર કરનાર શબ્દોની દરેક શૈતાનથી તથા દરેક કડનારે જાનવરથી તથા દરેક બુરી નજરથી. ગુ. મો.

બખતી આ છે કે આદમી પોતાના બાપના મરવા પછી અથવા તેના ગાએબ થયા પછી પોતાના બાપના દોસ્તી વાળાની સાથે સુલૂક કરે ×

૨૦૦ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ઇબ્રાહીમ મારો છોકરો છે અને તે દૂધ પીતો મર્યો છે તેને માટે બે દાયો જંનતમાં છે, તે તેના દૂધ પીવાની મુદ્દતને પૂરી કરે છે.

ફાયદો હજરત ઇબ્રાહીમ હજરત (સલ) ની લોંડી મારયા કીપટીયાના પેટથી હિજરી સન આઠમાં જનમ્યા. અને અઢાર મહીનાના થઇ મરી ગયા. કદાપી કોઇ શુબ્હ કરતે કે પેગમ્બરનો છોકરો લોંડીથી કેવો ? તો એટલા માટે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે મારો દીકરો છે. અને ખોદાની નજદીક એનો એવો મરતબો છે કે જંનતમાં એને દાયો દૂધ પાય છે.

૨૦૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ઇબરાહીમ (અલે) કેયામતને દિવસે પોતાના બાપને દેખશે કે તેના ઉપર માટી પડી છે. તેને કાલક ચોંટેલી છે.

ફાયદો બોખારીમાં એનો પૂરો કિસ્સો આવી રીતે છે કે જ્યારે કેયામતને દિવસે હજરત ઇબ્રાહીમ પોતાના બાપને કે જેનું નામ આજર છે, અજાબમાં સપડાયલો જોશે તો કહેશે કે મેં તને કહ્યું નહોતું કે બુત પરસ્તી નહીં કર, મારૂં કહેવું માન, તેં માન્યું નહીં. આજર કહેશે કે જે થયું તે થયું હવે હું તારૂં કહેવું માનીશ. ત્યારે હજરત ઇબરાહીમ (અલે) જનાબે ઇલાહીમાં અરજ કરશે કે એ મારા પરવરદિગાર તેં મારાથી વાયદો કર્યો હતો કે હું તને કેયામતમાં ફજીહત કરીશ નહીં. અને આથી વધારે કયી રોસવાઇ કે મારા બાપનો આ હાલ છે? અલ્લાહ ફરમાવશે કે મેં જંનતને કાફેરો ઉપર હરામ કરી છે. એટલે એ દોજખથી નીકળે અને જંનતમાં જાય એ બનવા જોગ નથી. ફરી હજરત ઇબ્રાહીમ (અલે) ને હુકમ થશે કે તમો પોતાના પગની નીચે જુઓ. તો જોશે કે આજર માટીમાં રોથાયલો જનાવર બન્યો છે ફરી ફિરશતા તેના પગ પકડી ઘસડીને દોજખમાં નાખશે. એટલે સૂરત ફેર કર્યાથી શરમ મટી, કે તેને કોઇ પહેચાનશે નહીં. આ હદીસથી સાફ જણાયું કે ઇમાન વગર સગાઇ કામ આવતી નથી. સુબ્હાનલ્લાહ! ઇબ્રાહીમ ખલીલુ–લ્લાહ જેવો દીકરો હોય તે દોજખમાં જાય.

૨૦૨ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ખોદાની નજદીક સર્વ લોકોમાંથી વધારે દુશમન લડાકુ ઝઘડાલુ છે. ✻

૨૦૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત શેતાન પોતાનો તખત પાણી ઉપર મુકે છે ફરી પોતાની ફોજને (દુન્યામાં ફેસાદ કરવા) મોકલે છે. ફરી જે વધુ ફિતનો નાખે છે તે

× આ હદીસમાં બાપના હકકની ઘણી તાકીદનો ઇશારો છે, કારણ કે જ્યારે બાપના દોસ્તો સાથે ભલાઈ કરવી સર્વોત્તમ નેકી કહેવાય તો બાપની સાથે ભલાઈ કરવી તે તો બયાનની બાહાર છે. ભલાઈ કર્યાથી દોઆ મળે છે તથા દોસ્તી કાયમ રહે છે. ગુ. મો.

✻ આ લડાકુ ઝઘડાલુથી મતલબ ખોદા સાથે લડનાર ઝઘડનાર છે. એટલે કાફેર, કે તે ખોદાની ઝાતમાં અથવા તેની સિફાતમાં અથવા તેની બંદગીમાં બીજાને ભેલે છે, તેનું હકક બીજાને આપે છે. એથી વધારે જાલેમ લડાકું બીજો કોણ હશે? ખોદા શિર્ક કુફરથી સર્વ મુસલમાનોને બચાવે. ગુ. મો.

તેની નજદીક વધુ માનીતો થાય છે. તેમાંનો કોઇ આવીને કહે છે કે મેં ફલાણું ફલાણું કામ કર્યું (એટલે ફલાણાથી ચોરી કરાવી ફલાણાને શરાબ પીવડાવી) તો તે કહે છે કે તેં કંઇ કર્યું નહીં. ફરી તેમનો કોઇ આવે છે અને કહે છે કે મેં ફલાણને તેની સ્ત્રી સાથે જુદાઇ કરાવ્યા વગર છોડ્યો નહીં. તો તે તેને પોતાની પાસે કરી લે છે (માન આપે છે.) અને કહે છે કે હા તેંજ (મોટું કામ કર્યું)

**ફાયદો** ધણી ધણિઆણીની જૂદાઇમાં મોટા ફસાદ છે પેહેલો આ કે ઓલાદ થવી બંધ પડે છે. બીજો જો ઓલાદ થાય તો હરામની થાય. જેથી બેબરકતી થાય, ×જેથી શૈતાનને એ કામ ઘણું પસંદ છે. મુસલમાનોને એમાં સંભાળ રાખવી લાજેમ છે. એવું નહીં થાય કે ગુસ્સામાં તાલાક અથવા તેવી કોઇ વાત મોંથી નીકળે અને ફરી ઓલાદ હરામની થાય *

૨૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા અશઅરી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જંનતના દરવાજા તરવારના છાંયા નીચે છે.

**ફાયદો** ખોદાના માર્ગમાં લડવાવાળા તથા શહીદો માટે બદ બશારત છે. કેમકે તેઓ દીનની જીત માટે ખોદાના માર્ગમાં પોતાનો જાન કુરબાન કરે છે. તેઓને કેમ જંનત નહીં મળે ?

૨૦૫ મુસલિમમાં અનસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મારો બાપ અને તારો બાપ દોજખમાં છે. એક શખસે હજરત ( સલ ) ને પૂછ્યું કે મારો બાપ કયાં છે ત્યારે હજરતે આ ફરમાવ્યું.

**ફાયદો** તે આદમીને પ્રથમ હજરતે (સલ) ફરમાવ્યું હતું કે તારો બાપ દોજખમાં છે. જ્યારે તે ગમગીન થઇને ચાલવા લાગ્યો તો હજરતે (સલ) તેને બુલાવ્યો ફરી કહ્યું કે, મારો બાપ અને તારો બાપ બંને દોજખમાં છે કે જેથી તેના દિલને તસલ્લી થાય. એટલે જેથી તે એમ સમજે કે જ્યારે પેગમ્બરના બાપનો એવો હાલ છે તો હું શી ગણતરીનો. સુબ્હાન-લ્લાહ ! હજરતનો કેવો ખોલોક હતો. આ હદીસથી જણાયુ કે કાફેરોની બખ્શીસ નથી. કેટલીક હદીસોમાં છે કે હજરત (સલ) ની ખાતેરે અલ્લાહ તઆલાએ હજરત (સલ) ના માબાપને કબરમાં જીન્દા કર્યા ફરી તેઓ ઇમાન લાવ્યા. પણ મોહદદેસીનની નજદીક તે હદીસો ભરોસા લાએક નથી. * ખોદા વધારે જાણે છે.

૨૦૬ મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારા નામોમાંથી વધારે પસંદ નામ અલ્લાહની નજદીક અબદુ-લ્લાહ તથા અબ્દુર્રહમાન છે.

---

× એટલુંજ નહીં પણ તે ઓલાદથી ફિસાદ વધુ થાય છે. અને શૈતાનનું કામ બજાવી શૈતાનને ખુશ કરે છે. એજ માટે હદીસ શરીફમાં છે કે હરામનો જનમેલો જહંનમમાં જશે. ગુ. મો.

* કેટલીક વખત એવું થાય છેકે. એક મરદ બીજી બાયડી કરવા નીકળે છે, હવે બીજી બાયડીના મા બાપ આગલી કીને નહીં બુલાવવાના કસમ લે છે કે હું બોલાવીશ નહીં ફરી બીજીના નિકાહ પઢાવે છે. અથવા કોઇની બે બાયડીઓ હોય તેમાંની એક માનીતી હોય છે. અને તે બીજી પાસે નહીં જવાના કસમ લે છે. પણ જો બાયડી પાસે નહીં જવાના કસમ ખાધા હોય તો એવા કસમ ખાધા બાદ ચાર મહિના તેની પાસે નહીં જવાથી આપો આપ તલાક બાએન થાય છે. પણ લોકો સમઝતા નથી અને લાંબી મુદતે તેણીને બુલાવે છે. તે સ્ત્રીને જોઇએ કે ચાર મહીના પછી જુદી થાય. અને તેની મરજી હોય તો બીજાથી નીકાહ કરે. આ મસલાનું નામ ઇલા છે. ગુ. મો.

* બીજાનું આ હદીસ મુસલિમની તેમાં ખુલ્લું છે કે તે દોજખમાં ગયા ફરી એના મુકાબલામાં બીજી હદીસ ટકી શકે નહીં. ગુ. મો.

**ફાયદો** આ નામ, એટલા માટે મકબુલ વધારે છે કે એમાં પોતાના બંદાપણાનો * તથા ખોદાની ખોદાઇનો એકરાર છે. અને અબ્દુન-નબી, બંદે અલી, મદાર બખ્શ (વિગેરે કે એના જેવા) નામ રાખવાં કદી દુરસ્ત નથી. ખોદાનું બંદાપણું તજી બંદાઓના બંદા થવું ઇમાનદારને § છાજતું નથી.

૨૦૭ મુસલિમમાં અબુ જર્ર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહની નજદીક વધારે પ્યારૂં કલામ **સુબહાનલ્લાહે વ બેહમ્દિહી** છે. ×

**ફાયદો** દરેક ચીજનો કમાલ બે ચીજ ઉપર અટકેલો છે એક આ કે સર્વ એબોથી પાક થવું. બીજી સર્વ ખુબીઓની સાથે થવું. તો જ્યારે આદમીએ "**સુબહાન-લ્લાહ**" કહ્યું તો તેને સર્વ એબોથી પવિત્ર જાણ્યો અટલે કદી તેને મોત તથા ઝવાલ નથી ખાતો નથી પીતો નથી સુતો નથી થાકતો નથી કોઇથી ડરતો નથી કોઇનો મોહતાજ નથી કોઇ તેનો મદદગાર નથી. અને જ્યારે **અલ હમ્દો લિ-લ્લાહ** કહ્યું તો તેને સર્વ ખુબીઓથી વખાણ્યો એટલે હંમેશા જીન્દા છે. સર્વ ચીજ જાણે છે દરેક ચીજ કરી શકે છે. જહાનને સંભાળનાર છે. જે ધાર્યું તે કર્યું અને જે ધારે છે તે કરે છે, તો જેણે સુબ્હાન લ્લાહે વ બે હમ્દિહી કહ્યું તો તે ખોદાને સમજ્યો. જેથી ખોદાની નજદીક એ કલામ ઘણું પ્યારૂં છે અને એના પઢવાનો ઘણો સવાબ છે. કેમકે પ્રથમ અધ્યાયમાં વર્ણાયું છે કે જે એને સવાર સાંજ પઢશે તેનાથી કોઇ કેયામતને દિવસે અફ્જલ થશે નહીં. ×

૨૦૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારામાંથી જ્યારે કોઇ નમાઝ પઢે છે તો શૈતાન (તેની પાસે) આવે છે ફરી તેને ધોકો આપે છે. તે એટલાં સુધી કે તે જાણતો નથી કે તેણે કેટલી રકઅતો પઢી. તો જો કોઇને એવો ધોકો પડે તો તેને જોઇએ કે તે બેઠા બેઠા બે સિજદા કરે.

૨૦૯ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારામાંના એક આદમીનો નુતફો તેની માના પેટમાં ચાલીસ દિવસ રહે છે ફરી ચાલીસ દિવસ લોહીની ફટકી થાય છે. ફરી ચાલીસ દિવસ ગોસ્તની બોટી થાય છે ફરી તેના તરફ અલ્લાહ ફિરશતો મોકલે છે, તે તેમાં જીવ નાંખે છે કે રૂહ ફુંકે છે. અને ચાર વાતનો હુકમ થાય છે. તે તેની રોજી લખે છે (એટલે તે મોહતાજ થશે અથવા માલદાર.) અને તેની ઊમ્મર લખે છે (કે તે કેટલું જીવશે) અને એના અમલ લખે છે કે તે બદબખ્ત છે (દોજખી થશે) અથવા નેક બખ્ત છે (જંનતી થશે) તો હું તેની કસમ ખાઊં છું કે જેના સિવાય કોઇ માબુદ નથી બેશક તમારામાંનો કોઇ જંનતીના કામ કરે છે તે એટલાં સુધી કે તેનામાં અને જંનતમાં હાથ ભરનો છેટો રહે છે (એટલે ઘણો નજદીક થઇ જાય છે) કે તકદીરનું લખેલું તેના પર ગાલેબ આવે છે જેથી તે દોજખીના કામો કરે છે. ફરી તે દોજખમાં જાય છે. અને ખચીત તમારામાંનો એક દોજખીના કામો

* બંદો કહેતાં ગુલામ તથા દાસ છે, એના અર્થમાં જલીલપણું સમાએલું છે. એવા નામને છઠી વિભક્તિ લગાડી ખોદાના નામ સાથે લગાડવું ઘણું ખુબીભરેલું છે. ગુ. મો.

§ એજ માટે શામી, શીરઅતુલ ઇસ્લામ, આલમગીરી, વગેરેમાં અબદુન નબી અબદુર રસૂલ નામ રાખવાં નાદુરસ્ત કહ્યાં છે. ગુ. મો.

× અર્થ-ખોદાની સ્તુતીની સાથે તેની પાકી છે" મખલુકની વાતોમાંથી આ વાત ઘણી શ્રેષ્ઠ છે. ગુ. મો.

× વાંચો નં. ૧૩૫.

કર્યા કરે છે તે એટલાં સુધી કે તેનામાં અને જહન્નમમાં હાથભરનો છેટો રહે છે કે તકદીરનું લખેલું તેનાપર ગાલેબ થાય છે. જેથી તે જંનતીના કામો કરે છે. ફરી તે જંનતમાં દાખલ થાય છે.

**ફાયદો** આ હદીસમાં માણુસની ઉત્પત્તી તથા છેવટ તથા તકદીરનું વર્ણન છે. આમ લોકો આની મતલબને અને વિશેષ કરીને તકદીરના ભેદને સમજી શકતા નથી. એને સમજવા માટે ઘણો ઇલમ તથા જેહેન સાફ થવું જોઇએ, પણ આટલું જાણવું જોઇએ કે જ્યારે મામલો ખાતેમાં ( તથા છેવટ ) ઉપર છે તો કોઇએ પોતાની બંદગી તથા ઇબાદત ઉપર ઘુમટ કરવો નહીં જોઇએ. કારણ કે ખાતેમાનો હાલ કેવો થશે તે જણાયલો નથી. અને કોઇ ગુનેહગારને ખાતરીથી દોજખી જાણવો નહીં જોઇએ. કદાપી તેનો ખાતેમો મરતી વેળા ખેરનો થાય. કેટલાક નાદાન કહે છે કે જ્યારે ખાતેમા ઉપર વાત રહી તો જુવાનીમાં એશ કરી લેવી જોઇએ ફરી જઇફીમાં તોબા કરી લઇશું. તો તેઓને શૈતાને ધોકો આપ્યો છે. કારણ કે બુઢાપા સુધી જીવતા રહેવાની ખાતરી કયાંથી થાય. કદાપી જવાનીમાં મોત આવી પડે. એટલુંજ નહીં પણ હરદમ માથા ઉપર મોત ઊભેલું છે. બુદ્ધિવાળો માણુસ જો વિચારશે તો તને કોઇ વેળા ખોદાથી ગફલતમાં રહેવું લાજેમ નથી. કારણ કે કહી "શાયદ હમી નફસ નફસે વાપસીં બોવદ." * એ અલ્લાહ તું પોતાના એહસાનથી અમને શૈતાન તથા નફસની જાળથી છોડવ. અને અમારો ખાતેમો ખેર કર. **આમીન.**

૨૧૦ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત જે ચીજ ઉપર તમો મજદુરી લોછો તેમાં કુરઆનની મજદુરી લેવી વધારે લાએક છે.

**ફાયદો** હજરત ( સલ ) ના સહાબા એક ગામમાં ગયા ત્યાં કોઇએ તેમની મેમાની કરી નહીં. તેમના જમીનદારને સાપે કરડયો ઝાડો ઝપટો ઘણો થયો પણ કંઇ આરામ થયું નહીં. તો તે લોકો સહાબા પાસે આવ્યા કે તમારામાંથી કોઇને મંત્ર આવડતું હોય તો તેને ઝાડો નાખો. અબુ સઇદ ખુદરી સહાબી ( રદી ) એ કહ્યું કે હા અમને મંત્ર આવડે છે. પણ વગર કંઈ લીધે અમો પઢીશું નહીં. તમોએ અમારી મેમાની કરી નથી. તેઓએ ત્રીસ બકરીનો વાયદો કર્યો. અબુ સઇદે (રદી) તેના ઉપર **અલહમ્દો** પઢી, તે તરત સારો થયો અને ત્રીસ બકરીઓ લાવ્યા. કેટલાક સહાબીઓએ તેના ખાવામાં ઢીલ કરી અને કુરઆન ઉપર મહેનતાણું લેવું દુરૂસ્ત જાણ્યું નહીં. હજરત ( સલ ) ની રૂબરૂ લોકોએ આ રકિસો કહ્યો. હજરતે ( સલ ) ફરમાવ્યું કે તમોએ ઠીક કર્યું. કુરઆન ઉપર મજદુરી લેવી વધારે લાએક છે. આ બકરીઓમાં અમારો પણ હિસ્સો ગણો. ફરી હજરતે ( સલ ) ફરમાવ્યું કે તમને ભલું જણાયું કે **અલહમ્દો** સાપનું મંત્ર છે. આ હદીસથી જણાયું કે કુરઆન પઢવાનું મહેનતાણું લેવું દુરૂસ્ત છે. અને ઇમામ માલિક શાફેઇ તથા પાછળા હનફીઓનો એજ મજહબ છે. §

* અર્થ--કદાપી આજ શ્વાસ આખરી શ્વાસ હોય. ગુ. મો.

§ આ જગ્યા કોપી ઉતારનારની ભૂલ માલમ પડે છે. કારણ કે હનફીના પાછલાઓની નજદીક પણ કુરઆન પઢવાની મજદુરી લેવી દુરૂસ્ત નથી. માત્ર કુરઆન શિખાવવા ઉપર મજદુરી લેવી જરૂરતને લીધે દુરૂસ્ત કહી છે. અને આ હદીસથી કુરઆન પઢવા ઉપર મજદુરી લેવાનો આધાર લેવો ઠીક નથી. કારણ કે આ જગ્યામાં મંત્રના કામમાં પડલું છે. અબુ દાઉદ ઇબને માજા વગેરેમાં ઓબાદા બીન સામેત ( રદી ) થી રિવાયત છે કે મેં એક શખ્સને કુરઆન શિખવ્યું તો તેણે મને કમાન ભેટ આપી. મેં દિલમાં કહ્યું કે આ કંઈ માલ

૨૧૧ મુસલિમમાં ઇમરાન બીન હોસેન તથા જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે ખચીત તમારો ભાઇ મરી ગયો છે ઉઠો તેની નમાઝ પઢો.

ફાયદો હબસ દેશનો બાદશાહ નજાશી ખ્રીસ્તી ધર્મનો અને ઇનજીલનો આલેમ હતો. તે મુસલમાનોથી હજરત (સલ) નો હાલ દરયાફ્ત કરી તથા કુરઆન સાંભળી હજરતને વગર દેખે ઇમાન લાવ્યો. અને તે મુસલમાનો સાથે ઘણી ભલાઇ કરતો હતો. તે જે દિવસે હબશ (અબીસીનીયા) માં મર્યો તેજ દિવસે હઝરતે (સલ) મદીનામાં ખબર કરી અને આ હદીસ ફરમાવી. ફરી ઇદગાહમાં સફ બાંધીને તેની નમાઝ પઢી. આ હજરતનો મોઅજેઝો છે કે આઘેની ખબર આપી અને કહેવા પ્રમાણે નીકળી. આ હદીસથી જણાયું કે ગાએબ ઉપર નમાઝ પઢવી દુરૂસ્ત છે. અને ઇમામ શાફેઇ (રહ) નો આજ મત છે. હનફી મજહબ વાળા કહે છે કે આ વાત હજરત (સલ) ની સાથે ખાસ હતી. કદાપી જમીન (મોજેજાથી) લપેટાઇ હોય અને દુર નજદીક થયું હોય ‡ બીજાઓને ગાએબ ઉપર નમાઝ પઢવી દુરૂસ્ત નથી.

નથી જેહાદમાં આથી હું તીર મારીશ. ફરી મેં હજરતને પૂછયું તો કહ્યું કે જો તું એવું ધારતો હોય કે અલ્લાહ તને અગ્નિનો તોક નાખે તો તું તેને કબુલ કર. બીજી હદીસમાં છે કે "કુરઆન પઢ પણ તેથી નહીં ખા" વગેરે મનાઈની હદીસો છે. માટે ફક્ત જરૂરતને લીધે આ વખતમાં શિખવવા ઉપર મજદુરી લેવી દુરૂસ્ત છે. પઢવા ઉપર મજદુરી લેવી દુરૂસ્ત નથી. એનો વધુ ખોલાસો શામી કિતાબુલ ઈજ્તરામાં તથા તેમની કિતાબ "શેફાઉલ અલીલ વબલ્લુલગલીલ" માં છે. ગુ. મો.

‡ અથવા તે જનાજો હજરતની સામે ઉઠાવાયો હોય તો ઈમામ જોનાર થયા જેથી નમાઝ દુરૂસ્ત થઈ. આ વાતનો વધુ ખુલાસો ફતહુલ કદીરમાં છે. ગુ. મો.

૨૧૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ખોદાની નજદીક ઘણો કમબખ્ત નામનો તે શખ્સ છે કે જે શહિનશાહ (રાજાઓનો રાજા) કહેવાય.

ફાયદો સર્વ બાદશાહોનો બાદશાહ ખોદા છે બંદા બીચારા મોહતાજને લાએક નથી કે તે શહિનશાહ કહેવડાવે. *

૨૧૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારા ભાઇઓ માર્યા ગયા. અને ખચીત તેઓએ કહ્યું છે કે "એ અલ્લાહ અમારા તરફથી અમારા નબીને ખબર કર કે અમો તારેથી મલ્યા ફરી તું અમારાથી રાજી થયો અને અમો તારાથી રાજી થયા.

ફાયદો કાફેરોનું એક ટોળું હજરત (સલ) ની પાસે આવ્યું અને બનાવટની રૂએ મુસલમાન થયા. અને કહ્યું કે અમારી સાથે કેટલાક સહાબાને મોકલો કે તેઓ અમને કુરઆન શિખવે. હજરતે (સલ) સિત્તેર કારીઓને કે જેઓ આખી રાત નમાઝ પઢયા કરતા અને દિવસના લાકડાં વિણીને વેચતા પોતે ખાતા અને મોહતાજોને ખવરાવતા, તેઓને તેઓની સાથે કર્યા. તે કાફેરોએ માર્ગમાં દગેથી તેઓને શહીદ કર્યા. શહીદોએ શહાદત પછી ખોદાથી અરજ કરી કે અમારા હજરતને ખબર કર ક તો જીબરઇલે (અલે)

* જેવી રીતે શાહિનશાહ કહેવડાવું દુરૂસ્ત નથી તેમ કોઈને કહેવું પણ દુરૂસ્ત નથી જેમકે ફીકહની કીતાબોમાં છે. આ નામ અલ્લાહને લાએક છે પણ લોકો દુન્યાના બાદશાહ ઉપર ખુશામતને લીધે વાપરે છે. ગુ. મો.

ક આ હદીસથી જણાય છે કે સહાબાનો અકીદો હજરત વિષે એવો નહોતો કે હજરત દરેક જગયા હાજર નાજર છે તથા દુન્યાની દરેક ચીજની ખબર રાખે છે. જેથી તેઓએ અરજ કરી.

આ કિસ્સો હજરત (સલ) ને કહ્યો. ત્યારે હજરતે આ હદીસ પોતાના સહાબીઓને ફરમાવી. અને ચાલીસ દિવસ તે કાફેરો માટે બદ દુઆ કરી.

૨૧૪ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મારી ઉમ્મત વિષે જે વધારે ડર મને લાગે છે તે લુત (અલે) ની કોમનું કામ છે ( એટલે લોંડા બાજીની બીક ઉમ્મતમાં વધારે છે. ) †

ફાયદો અબુ દાઉદમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ)ફરમાવ્યું કે જ્યારે તમો કોઇને લોંડા બાજી કરતાં જુઓ તો બંનેને મારી નાંખો. *

૨૧૫ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દોજખવાળાઓમાં ઓછા અજાબવાળો તે શખ્સ છે કે જે અગ્નિના બે જોડા પેહેરશે તેના બે જોડાઓની ગરમીથી તેનું ભેજું હાંડીની તરેહ ખદખદશે.

ફાયદો ઇલાહી તારી પનાહ ! દોજખનો ઓછો તથા હલકો અજાબ આ છે, સખત અજાબને એના ઉપર તોલ કરવો જોઇએ.

૨૧૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારામાંના એક જંનતીનો ઓછામાં ઓછો મરતબો આ છે કે અલ્લાહ તેને કહેશે કે જે તારી આરજુ હોય તે માંગ. પૂરી તે માંગણી કરશે ફરી બીજી વાર માગણી કરશે ફરી તેને કહેશે કે શું તેં માંગણી કરી ? તે કહેશે કે હા. ફરી તેને કેહેશે કે ખચીત જે તેં માગણી કરી તે તારે માટે છે અને તેટલું તેની સાથે છે.

ફાયદો અદના જંનતીને જ્યારે આ મરતબો છે કે જેટલું માગશે તેનું બેવડું તેને મળશે, તો મોટા મોટા મરતબાવાળાઓને ખોદાજ જાણે કે શું શું કંઇ મળશે. ?

૨૧૭ મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શહીદોની રૂહ લીલા પરિન્દા છે જે જંનતના ઝાડમાં રહે છે. ( જંનતના મેવા ખાય છે) ઓકલેશીએ ટુંક કરીને આટલીજ રિવાયત કરી છે. અને પૂરી રિવાયત આ છે. “ખચીત તેઓની રૂહ લીલા પરિન્દાઓના પેટમાં છે. તેઓને માટે અરશની નીચે કંદીલો લટકે છે. જંનતમાં જ્યાં ચાહે ત્યાં ચરે છે. ફરી તે તે કન્દીલોમાં રાત વાશો કરે છે. તો તેઓના પરવરદિગારે તેઓને જોયા ફરી કહ્યું. શું તમો કોઇ ચીજની ખાહેશ રાખો છો ? તેઓએ કહ્યું કે અમો શી ચીજની ખાહેશ કરીએ. અમો જંનતમાં જે જગ્યા ચાહીએ છીએ ત્યાં ચરીએ છીએ. તો અલ્લાહે ત્રણ વાર એવીજ રીતે પૂછ્યું. ફરી જ્યારે તેઓએ જોયું કે વગર માંગે છુટકારો નથી તો તેઓએ કહ્યું, ઓ પરવરદિગાર અમો ચાહીએ છીએ કે તું અમારી અરવાહને અમારા શરીરમાં ફરી નાખ, કે ફરી અમે

---

અને તે અરજ ખોદાએ કબુલ કરી. અને જીબરઈલ મારફતે ખબર કરી. એવી રીતે માનવું કુફર તથા શિર્ક છે. જે વેળા કાફેરો સિત્તેર સહાબાને દગેથી લઇ ગયા તે વેળા જો હજરતને તેઓની દગાની ખબર હોત તો જવાજ શાના દે તે ? ગુ. મો.

† ઈબને સીરીનથી રિવાયત છે કે જનાવરોમાં આ ભુંડું કામ ભુંડ તથા ગધેડા સિવાય કોઈ કરતું નથી. ગુ. મો.

* આ ઉપરથી ઇમામ અબુ હનીફા (રહ) એ કહ્યું કે લોંડા બાજીની સજા ઝિના સરખી નથી. હાકેમની મરજી ઉપર છે જોઈએ સિયાસતની રૂએ મારી નાખે, અથવા બીજી કોઈ સજા કરે. ગુ. મો.

બીજી વાર કતલ થઇએ § ફરી ખોદાએ જોયું કે તેઓને કોઇ ચીજની હાજત નથી તો તેઓને પૂછવાથી છોડયા.

**ફાયદો** અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે મેં હજરતથી પૂછ્યું કે કુરઆનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે શહીદોને મુદ્દાં નહીં સમજો તેઓ જીન્દા છે તેઓને રિજક મળે છે ખુશી કરે છે. ખોદાનાં ફજલથી. તો આ આયતની મતલબ શું છે? અને શહીદોનો મોફસ્સલ હાલ કેવો છે? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી કેટલીક વાતો જણાઈ. એકતો આ કે રૂહને ફના નથી, બદનના મરવાથી રૂહ મરતી નથી. બીજી આ કે શહીદો મરતાંજ જંનતમાં દાખલ થાય છે અને જીનદાઓની તરેહ ખાય પીયે છે. બીજાઓનો એ મરતબો નથી તેઓ કિયામતમાં હિસાબ થયા પછી જંનતમાં જશે. ત્રીજી એકે જંનત હાલમાં મોજુદ છે. અને સુંનત જમાઅતનો એજ મત છે. ચોથી આ કે પેગમ્બરો બાદ શહીદોના ઘણા મોટા મરતબા છે.

૨૧૮ મુસલિમમાં સોબાન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મારૂં નામ મોહમ્મદ છે. જે મારા લોકોએ મારૂં નામ રાખ્યું છે.

**ફાયદો** સોબાનથી રિવાયત છે કે હું હજરત (સલ)ની પાસે ઉભેલો હતો. યહુદીઓનો એક આલેમ આવ્યો તેણે કહ્યું ઓ મોહમ્મદ અસ્સલામો અલેક. મેં તેને ધક્કો માર્યો કે બેઅદબીથી કેમ નામ લે છે? યા રસૂલુલ્લાહ કેમ કહેતો નથી. ત્યારે હજરતે આ ફરમાવ્યું કે મારા લોકોએ મારૂં નામ આજ રાખ્યું છે. એટલે મારૂં નામ લીધું તો શુ થયું. સુબ્હાન લ્લાહ! હજરતમાં કેવો ખુલોક હતો.

૨૧૯ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વધારે અજાબવાળો લોકોમાં અલ્લાહની નજદીક કયામતને દિવસે તસવીર બનાવનાર છે. *

૨૨૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ તસવીરો બનાવનારને કિયામતને દિવસે અજાબ થશે અને તેઓને કહેવાશે કે જેને તમોએ બનાવી તેને તમો જીવતી કરો.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મેં એક ચાદર ખરીદી જેમાં તસવીરો હતી. તેને મેં પરદાની રૂએ દરવાજા ઉપર લટકાવી હતી. હજરતે (સલ) જ્યારે તેને જોઈ તો બહાર ઉભા રહ્યા ઘરમાં આવ્યા નહીં. ‡ ત્યારે મને જણાયું કે હજરતને કોઈ

§ આથી જણાયું કે ખોદાના માર્ગમાં લડી શહીદ થઈલાંને ફરી દુન્યામાં આવી કતલ થવાની ઘણી ખાહેશ છે. જેથી કોઈ ચીજ નહીં માંગતાં આ માંગ્યું. પણ ફરી દુન્યામાં આવવું એ ખોદાની આદત વિરૂદ્ધ છે જેથી કબુલ થઈ નહીં. આ હદીસમાં જેહાદની તથા તેમાં શાહીદ થવાની ફજીલત બયાન થઈ છે. ગુ. મો.

* જો તે પૂજવા માટે બનાવતો હોય અથવા અલ્લાહના તસવીર બનાવવાના મુકાબલાથી બનાવતો હોય તો તે કાફેર થશે જેથી તેને ઘણોજ સખ્ત અજાબ થશે. પણ જો એવી નૈયત નહીં હોય તો કબીરો ગુનોહ છે. અને વધારે અજાબવાળો છે. એટલે તે એવા અજાબને લાએક છે. બાપદાદાની કે બુજરૂગોની તસવીર ચીતરનારે, ચીતરાવનારે આ હદીસ ઉપર ધ્યાન આપવું જોઈએ. ગુ. મો.

‡ આ હદીસથી જણાયું કે જે તસવીરની મનાઇ છે તે બદનવાલી કે શરીરવાળી હોય એ જરૂર નથી. પણ કોઈ જાનદારનો નકશો હોય ફરી કાગલ, કપડાં કે દીવારપર હોય કે ઢાલીને મૂર્તિ બનાવી હોય, સર્વ સરખી છે. અને આ પણ જણાયું કે બનાવનાર તથા રાખનાર બંને ગુનેહગાર છે. ગુ. મો.

ચીજ બુરી લાગી છે. ત્યારે મેં કહ્યું કે એ રસૂલુલ્લાહ જે ચીજથી આપને રંજ થાય તેથી હું તોબાહ કરૂં છું. હજરતે ફરમાવ્યું કે આ ચાદર કેવી છે? મેં કહ્યું કે આપના બેસવા માટે મેં ખરીદી છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે જે ઘરમાં તસવીરો હોય ત્યાં જવું મકરૂહ છે. મુસલમાનોપર વાજેબ છે કે પોતાના ઘરોમાં તસવીરો રાખે નહીં. અને ઉમદા ઉમદા ચીજો શું ઓછી છે કે તસવીરોથી ઘરોને બુતખાનું બનાવીએ અને તે ઉપર (ખોદાની રહમતની જગ્યા) ખોદાની લઅનત વરસાવીએ.

૨૨૧ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત સર્વ મુસલમાનોમાં વધારે ગુનેહગાર મુસલમાન તે શખ્સ છે કે એક ચીજ લોકો ઉપર હરામ નહોતી તેના વિષે સવાલ કરે ફરી તે તેના પૂછવાને લીધે હરામ થાય.

**ફાયદો** મસલો પૂછવો બે તરેહ ઉપર છે એક તો આ છે કે તેની હાજત પડે, અને તે વાત ખબર નથી જેથી જાણ માટે પૂછે, આ તો દુરૂસ્ત છે. એટલુંજ નહીં પણ તેને હુકમ છે કે દરયાફ્ત કરે. બીજી આ કે નાહક્ક વગર કામે પૂછવું અને હેરાન કરવું આ મના છે. તો હજરતે (સલ) એનેજ મના કર્યું કે નકામું વગર કારણે વાતો પૂછો નહીં. કદાપી હલાલ ચીજ તમારા નકામા સવાલ કર્યાથી હરામ થાય. અને તમો ગુનેહગાર થાઓ.

૨૨૨ મુસલિમમાં ઇમરાન બીન હોસેન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જંનતમાં રહેનારાઓમાં ઓરતો ઘણી ઓછી છે.

**ફાયદો** એટલે જંનતમાં મરદ ઘણા છે. દુન્યાની ઓરતો ઘણીજ ઓછી છે. કારણ કે ઓરતોમાં દીનદારી તથા અકલમંદી ઓછી હોય છે. અને ખાવિન્દોનું કહ્યું ઓછું માને છે. §

૨૨૩ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મદીનામાં કેટલાક લોકો આપણી પાછળ રહ્યા છે. પહાડોની ઊંચી નીચી જે જગ્યા અમો ચાલ્યા છીએ, ત્યાં તેઓ પણ (સવાબ લેવામાં) અમારી સાથે છે. તેઓને લાચારીએ રોકયાં છે.

**ફાયદો** હજરતે જંગે તબુકનો ઇરાદો કર્યો તો કેટલાક મુસલમાનો પાસે સવારી તથા સફરનો સામાન નહોતો જેથી હજરતની સાથે જઇ શકયા નહીં. નાચાર થઇને મદીનામાં રહી ગયા. જ્યારે હજરત ત્યાંથી પાછા ફર્યા ત્યારે માર્ગમાં આ હદીસ ફરમાવી. એટલે આ સફરની તકલીફમાં જેટલો અમારા સાથીઓને સવાબ થયો તેટલો તેઓને પણ થયો. કારણ કે તેઓ દિલથી અમારી સાથે છે. અગર જો તેઓ નાચારીને લીધે જાહેરમાં છુટા છે. આ હદીસથી જણાયું કે સાચી નીયતને દીનમાં ઘણો દખલ છે.

૨૨૪ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અશઅરી લોક જ્યારે લડાઇમાં મોહતાજ થાય છે અથવા મદીનામાં તેઓના બચ્ચાંઓનો ખોરાક ઓછો થાય છે તો તેઓ પાસે જે હોય તેને એક કપડામાં ભેગુ કરે છે. ફરી આપસમાં એક વાસણથી બરાબર વેંહચી લે છે. તેઓ મારાથી છે

§ વળી ઘણી ખરી અપકારી હોય છે જરા ઓછું પડયાથી કે તકરાર થયેથી કહે છે તું હમેશનો એવો છે તારૂં કંઈ મેં જોયું નથી. વગેરે. શા. મો.

(મારી રીતપર છે) અને હું તેઓથી (હું તેઓથી રાજી છું)

**ફાયદો** અશઅરી એ યમનની એક કોમ છે જેમાંથી અબુ મુસા અશઅરી આ હદીસના રિવાયત કરનાર છે. તેઓની આ આદત બયાન કરીને પસંદ કરી કે જેથી બીજા લોક પણ આપસમાં એવી રીતે ઇત્તેફાક કરે.

૨૨૫ બુખારીમાં અબુ ઝરં (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જેઓ વધારે માલવાળા છે તેઓજ કિયામતને દિવસે સવાબથી મુફલીસ છે. પણ જેણે આવી રીતે આવી રીતે આવી રીતે માલને ખરચ કર્યો. એટલે જેમણે ડાબે અને આગળ સર્વ તરફ ખુબ આપ્યો.

**ફાયદો** એટલે જે માલદારે ખોદાના માર્ગમાં સારી રીતે આપ્યો તેને તો બેશક ઘણો સવાબ મળશે. પણ જેણે બખીલી કરી અને માલને દબાવી રાખ્યો તે કિયામતમાં કંગાલ થશે. ન તો માલ પાસે હશે અને ન સવાબ.

૨૨૬ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મદીના તરફ ઇમાન ખેંચાઇ આવશે જેવી રીતે કે સાપ પોતાના દરમાં ધસડાઇ આવે છે.

**ફાયદો** મદીનું ઇમાનનું ઘર છે દરેક વખતે ઇમાનદારોને ત્યાં જવાની હાજત રહી છે. જ્યારે હજરત (સલ) જીવતા હતા તો ચો તરફથી દીન શિખવા મુસલમાનો જતા હતા. ફરી ખલીફાઓના વખતમાં એવીજ રીતે જાયા કરતા, અને ત્યાં મોટા મોટા આલીમ થતા રહ્યા. અને દરેક વખતે લોકો ઇલમ શિખવા જાયા કરતા. ફરી હજરત (સલ) ની કબર મોબારકની જીયારત કરવા હમેશા જાયા કરે છે. મતલબ કે મુસલમાનોને મદીના શરીફ જવાની હમેશા હાજત છે. અને કેયામતની નજદીક ચો તરફ કુફરનો ગલબો થશે, આખર સર્વ મુલકોના ઇમાનદાર લોક સર્વ તરફથી ધસડાઇને મદીનામાં ઇમામ મહદીની પાસે ભેગા થશે. તો જ્યાંથી ઇમાન નીકળ્યું હતું ત્યાંજ ખેંચાઇને જશે.

૨૨૭ બોખારી તથા મુસલિમમાં જાબેર તથા આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે ખચીત જે ઘરમાં સૂરતો હોય છે તેમાં (રહમતના) ફિરશતા દાખલ થતા નથી.

**ફાયદો** જ્યારે રહમતના ફિરશતા નહીં આવ્યા તો બેશક તે ઘરમાં બેબરકતી ફેલાશે. *

૨૨૮ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર તથા આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે ખચીત તલબીના (જવની લાહી) બીમારના દિલને રાહત આપે છે અને તે કેટલોક ગમ દુર કરે છે.

**ફાયદો** તલબીના તે વગર ચાળેલા જવના આટાની લાહીનું નામ છે તે દિલ દિમાગને કુવત આપે છે, અને મેઅદા (હોજરી)ને મવાદથી સાફ કરે છે. તો નાતાકાત બીમારને રાહત પણ થશે અને ગમ પણ દુર થશે. સીફરસ સઆદતમાં રિવાયત છે કે હજરત આએશા (રદી) ની આદત હતી કે માતમવાળાઓને જવની લાહી પાતાં હતાં કે જેથી ઠંડક પડે અને ગમ દુર થાય.

---

* અથવા તેઓ મારા છે અને હું તેઓનો છું. ગુ. મો.

* બે બરકતીની મતલબ આ નથી કે તે ઘરમાં પૈસો રહેશે નહી, પણ એની મતલબ આ છે કે રહમતના ફિરશતા જ્યારે નહીં આવશે તો ત્યાં રહમતને લાએકના કામો થશે નહીં અને જો થશે તો તેમાં સો તરેહની ખરાબીઓ. અને માલ જે અલ્લાહની રહમત છે તેમાં પણ બેબરકતી થાય એટલે તેથી સારાં કામો થાય નહીં. આની ખાતરી તસવીરો રાખનારાઓના ચલણો તથા તેમની હાલતથી પણ થાય છે. ગુ. મો.

૨૨૯ બોખારી તથા મુસલિમમાં નોઅ-માન બીન બશીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હલાલ ખુલ્લું છે અને હરામ પણ ખુલ્લું છે. પણ હલાલ હરામની વચ્ચે (બંને સાથે લાગતી) શુબ્હની ચીજો છે, જેને ઘણાં લોકો જાણતા નથી. તો જેણે શુબ્હની વસ્તુથી પરહેજ કરી તે પોતાના દીન તથા આબરૂને સલામત લઇ ગયો. અને જે શુબ્હની વસ્તુઓમાં પડ્યો તે આખર હરામમાં પડ્યો. જેમકે હેમા કહેતાં રોકેલી જમીનની આસપાસ ચરાવનારો ચરાવશે તો કરીબ છે કે તેમાં પણ ચરશે. સાભલો કે બેશક દરેક બાદશાહની એક હેમા (રમની, રોકેલી જમીન) છે. અને ખચીત જાણી લો કે અલ્લાહની હેમા તે તેની હરામ કરેલી ચીજો છે. જાણી લો કે બેશક બદનમાં એક ગોસ્તનો ટુકડો છે કે જ્યારે તે ઠીક હોય છે તો આખું બદન ઠીક હોય છે અને જ્યારે તે બગડ્યું તો આખું બદન બગડે છે. જાણી લો કે તે ટુકડો દિલ છે.

ફાયદો આ હદીસ ઘણા કામની છે. એમાં શરીઅત અને તરીકત બંને સમાયલી છે. એને સારી રીતે યાદ રાખવી જોઇએ, કે દુન્યાની સર્વ ચીજો ત્રણ તરેહની છે (૧) હલાલ (૨) હરામ અને (૩) શુબ્હવાળી. જે ચીજો હલાલ છે તે કુરઆન હદીસમાં સાફ રીતે ખુલ્લી છે, સર્વ મુસલમાનોમાં પ્રખ્યાત છે. જેમકે ખેતી, વેપાર, મજુરી, ગાય, બકરી, ઊંટ, દૂધ, શેહેદ, મેવો, વિગેરે. અને જે હરામ છે તે પણ પ્રખ્યાત છે. જેમકે નાહક કતલ કરવું, શરાબ, સુવર, જુઓ, વ્યભિચાર, ચોરી, દગાબાજી, જૂઠ, એલીજ રીતે બીજી ચીજો જેને સર્વ હરામ જાણે છે. જાહેલ સુદ્ધાં. અને જે શુબ્હદાર ચીજ એટલે તે કંઇ તો હલાલ સાથે લગાવ રાખે છે અને હરામ સાથે પણ વલગણ રાખે છે જેમકે કોઇ ચીજને તું પોતાના ઘરમાં જુએ પણ તને આ ખબર નહીં હોય કે તે ચીજ તારી છે અથવા બીજા કોઇની છે, તો તેને ઘણા લોકો જાણતા નથી. તો તેનો હજરતે (સલ) આ કાયદો બતાવ્યો કે જે ચીજમાં શુબ્હ પડે કે આ ચીજ હલાલ છે અથવા હરામ છે, અથવા આલેમોનો તેમાં ઇખતેલાફ પડે કોઈ હલાલ કહેતો હોય અને કોઈ હરામ, તો તેને તજી દે. કદી કરે નહીં એમાંજ દીનનો બચાવ છે. કારણ કે શાયદ તે હરામ હોય. અને નહીં તો જ્યારે આદમી શુબ્હવાળી ચીજમાં પડ્યો તો રહેતાં રહેતાં હરામ ચીજોમાં પણ સપડાઇ જાય છે. તકવો અને પરહેજગારી એનું નામ છે કે માણસ શુબ્હની વસ્તુથી બચે. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તકવો ફક્ત જાહેરની સફાઇનું નામ નથી તકવાનું મથક દિલ છે. જ્યારે દિલમાં ઇમાન ઘુસ્યું અને તેની નારાજીનો ખોફ જીવમાં સમાયો તો આંખ કાન હાથ પગ સર્વ આપો આપ સુધરે છે. કારણ કે દિલ તમામ બદનનો બાદશાહ છે. તો જો દિલજ બગડ્યું એટલે હિરસ ફિસક ફોજુર તેમાં વસ્યું તો સઘળું બદન બગડ્યું આંખો રંડીયોને ઘોરે છે, કાન ગીબત અને વાજાની અવાજપર મગન છે જીભ હરામનો લુકમો ચટ કરે છે. ન મોતનો કંઇ ગમ છે ન કેયામતનો કંઈ ડર. ઓ અલ્લાહ ! તું તારો ભય અમારા દિલમાં નાખ. અને આ બલાઓથી અમને કાઢ. **આમીન**

૨૩૦ મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું " **ઇન્નલ હમ્દ લિલ્લાહે નહમદોહુ વ નસ્તઇનોહુ મન યહદેહીલ્લાહો ફલા મોદીલ્લ લહુ વ મન યુદલીલ હો ફલા હાદેય લહુ વ અશહદો અલ્લા એલાહ ઇલ્લલ્લાહો વહદહુ લાશરીક લહુ વ અન્ન મોહમ્મદ અબ્દોહુ વ**

**રસૂલોહુ× અમ્મા બાદ "** * જેમાદ અજદી જયારે હજરત (સલ) પાસે આવ્યો અને કહ્યું કે, ઓ મોહમ્મદ ખચીત હું આ હવા (એટલે આસેબ જીન્ન ઘેલા-પણા) નું મંત્ર જાણું છું અને અલ્લાહ જેને ચાહે છે તેને મારા હાથથી શીફા આપે છે શું તને પણ એની ગરજ છે? (ખાહેશ હોય તો તને પણ ઝાડો ઝપટો નાખું.) ત્યારે હજરતે (સલ) આ ખુતબો પઢયો.

ફાયદો જેમાદ અજદી યમનનો એક શખ્સ હતો. ઝાડફુકમાં તેને દખલ હતો. જયારે તે મક્કામાં આવ્યો તો મક્કાના કાફે-રોએ તેને કહ્યું કે ખોદાની પનાહ મોહમ્મદ દીવાનો બન્યો છે, કંઈ આસેબનો તેને ખલલ છે, તું તેને પોતાના મંત્રથી ઝાડ. તે હજરતની પાસે આવ્યો અને હજરત (સલ) થી ઝાડ ફુંકની માંગણી કરી ત્યારે હજરતે (સલ) અમ્મા બાદ (એ પછી) સુધી ખુતબો પઢયો. ખોદાની હમ્દ તથા તારીફ પછી કંઇ કહેવા માંગતા હતા કે તેણે હજરતને રોકયા અને કહ્યું કે આ શબ્દોને ફરી પઢો. હજરતે (સલ) તેને બીજીવાર પઢયા. તેણે કહ્યું કે ફરી પઢો હજરતે તેને ત્રીજીવાર પઢયા. ફરી જેમાદે કહ્યું કે હું નજુમીયો, જાદુગરો, અને શા-એરોની ઘણી વાતો સાંભળી ચુકયો છું પણ આવું ઉમદા કલામ તો મેં કદી સાંભળ્યું નથી. ખોદાની કસમ આ વાતથી ફસાહતની થાગ (તેહ) સમુદ્રની તરેહ મળતી નથી ઓ હજરત (સલ) આપ પોતાનો હાથ આગળ કરો હું બેઅત તથા તોબા કરૂં છું. ફરી જેમાદ મુસલમાન થયો. સુબ્હાન-લ્લાહ ! આસેબ ઝાડવા આવ્યો પોતેજ ઝડાઈ ગયો.

૨૩૧ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત દુન્યા મીઠી તથા હરી ભરી છે. અને ખચીત અલ્લાહ એક ટોળાં પછી તમને તેમાં માલેક બનાવે છે. ફરી તે જુએ છે કે તમો કેવી રીતે કામ કરો છો.

× અબ્દ નો અર્થ ગુજરાતી ઊર્દુમાં ગુલામ તથા બંદાનો થાય છે. ગુલામ તથા બંદાના અર્થમાં મોહતાજી આજેજી અને તાબેદારી સમાયલી છે. હજરત મોહમ્મદ (સલ) અલ્લાહની સર્વ મખલુ-કથી અફજલ છે. છતાં અબ્દનો શબ્દ આ ખુત-બામાં કલેમા શહાદતમાં તથા અત્તહીય્યાત વગેરેમાં હજરત પર વપરાયો છે. અને તે પણ રસૂલના શબ્દથી. પ્રથમ તેનું કારણ આજ કે અલ્લાહની મોટાઈ અને સર્વ મખલુકનું આજીજ થવું મોહ-તાજ થવું તાબેદાર થવું લોકોના દિલમાં સમા-યલું રહે. તથા નબીસાહેબ વિષે લોકોનો અકીદો ખ્રીસ્તિઓ સરખો થાય નહી. તથા બંદાનો શબ્દ ઈસા [અલે] વિષે કહેવાથી ખ્રીસ્તિઓ ચીડે છે, તેમ હજરત મોહમ્મદ (સલ) વિષે કહેવાથી કોઈ ચીડે નહીં. એજ માટે દરરોજ પાંચ વખત અત્ત-હીય્યાતમાં હજરત [સલ] ના અબ્દ થવાનો ઇક-રાર કરવો વાજેબ છે. પણ નમાઝમાં શું પઢાય છે.? શાનો ઈકરાર થાય છે? કેવી રીતે અલ્લાહની તાજીમ થાય છે? તે અરબી નહીં જાણવાથી સ-મજતા નથી તેથી કોઇ અનજાણ હજરત [સલ] ને અલ્લાહના બંદા કે અલ્લાહના ગુલામ કહેતાં સાં ભળે તો તેને અઘરૂં લાગે છે. અને કોઈ શૈતાનને બેહ-કાવવાનો મોકો મળે છે. પણ જેઓ લોકોને એમ કહે છે કે એ શબ્દ હજરત માટે વાપરવો હજરત [સલ] નું અપમાન છે તેઓમાં ખ્રીસ્તીપણાની બો છે. તે-ઓએ યાદ રાખવું કે સાધારણ લોકો તથા કાફરો તો અલ્લાહના બંદા નામના તથા પેદાએશની રૂએ છે પણ નબીયો વલીયો અલ્લાહના બંદા કામના પણ છે. એટલે પૂરતી રીતે મોંથી તથા કામથી અલ્લાહની આગળ પોતાનું આજીજ થવું મોહ-તાજ થવું તાબેદાર થવું જાહેર કરે છે. અને એ એમની ખુબી છે. ગુ. મો.

* અર્થ—ખચીત સર્વ ખુબીઓ અલ્લાહ માટે છે અમો તેની સ્તુતી કરીએ છીએ અને તેનાથી (દરેક કામમાં) મદદ માંગીએ છીએ. અલ્લાહ જેને માર્ગે લગાડે છે તેને કોઈ ભટકાવનાર નથી. અને જેને તે ભટકાવે છે તેને કોઈ માર્ગે લગાડ-નાર નથી. અને હું શાંક્ષી આપુ છું કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી, તે એકલો છે. તેનો કોઈ ભાગીયો નથી. અને ખચીત મોહમદ (સલ) તેના બંદા છે તથા તેના રસૂલ છે. એ પછી" ગુ. મો.

**ફાયદા** એટલે જેવી રીતે મીઠાઇ દિલને અને લીલોતરી આંખને સારી લાગે છે તેવીજ રીતે દુન્યાની લેહેજત અને અસબાબ ઉપર માણુસ લોટ પોટ થાય છે. અને ખોદા એક ટોળાંને દુન્યાથી ઉઠાવી બીજા ટોળાંને ત્યાં પરીક્ષાં કરવા જમાવે છે. ફરી જે દુન્યાની એશ આરામમાં સપડાયો તો તેણે ધોકો ખાધો તે ખોદાને ભુલ્યો. અને જેણે દુન્યાની બેવફાઇને સોચ કરી કે એ આગલા લોકો પાસે કયાં રહી કે અમારી પાસે રહેશે, ફરી તેને બાળકોનો ખેલ સમજીને અને બાજીગરનો તમાશો જાણીને એની જાળમાં નહીં ફસ્યો અને પોતાના માલિકને નહીં ભુલ્યો, તેજ હુશયાર તથા દુર અંદેશ છે, અને તેનુંજ નામ દીનદાર છે. હજરતે (સલ) એક વાર અસર પછી ખુતબો પઢયો અને કેયામત સુધી જે થવાનું હતું તે ફરમાવ્યું જેને યાદ રહ્યું તેને યાદ રહ્યું અને જે ભૂલ્યો તે ભૂલ્યો. તે પછી આ હદીસ ફરમાવી કે જેથી મુસલમાનો વિચાર કરે અને દુન્યાના ફન્દાથી નીકળે.

૨૩૨ મુસ્લિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત દીન પ્રથમ મુસાફેરની જેમ પ્રગટ થયું * અને ફરી જેવી રીતે દીન જાહેર થયું તેવી રીતે છેવટમાં થશે. તો મુસાફેરોને ખુશી થાઓ.

* એની એક મતલબ આ છે કે જેવી રીતે પ્રથમ ઇસ્લામ જાહેર થયું અને તેને થોડાઓએ કબુલ કર્યું તેમ છેવટમાં તેને થોડાક લોકજ કબુલ કરશે. તો વખત તેવોજ આવ્યો છે કે બિદઅત જે તજવાની છે તેને સુંનત સમજી કરે છે. અને ઇસ્લામના ફરજો થોડા લોકોજ બજાવે છે. અથવા આ મતલબ છે કે પ્રથમ ગરીબ લોકોએ દીનને કબુલ કર્યું તેમ છેવટમાં ગરીબોમાંજ દીનદારી રહેશે અને માલદારો માલની મગરૂરીમાં ઇસ્લામની દરકાર રાખશે નહીં શું. મો.

**ફાયદા** આની મતલબ આ છે કે ઇસ્લામ શરૂ શરૂમાં ઘણુંજ કમ હતું કોઇ તેનો દોસ્ત કે મદદગાર નહોતો. જેવી રીતે મુસાફેરને સફરમાં કોઇ પુછતું નથી. ફરી થતાં થતાં સઘળી દુન્યામાં ઇસ્લામ ફેલ્યું. તો હજરતે (સલ) ફરમાવ્યું કે આખર કેયામતની કરીબ ફરી પાછું ઇસ્લામ જેમ પ્રથમ હતું તેમ કમ થશે. તો તે વેળાના મુસલમાન મુસાફેરોની જેમ બેયારો–મદદગાર થશે. જેમકે આ વખતમાં કે જે કોઇ દીનદારી ઉપર કમ્મર બાંધે છે તેનું કોઇ સાંભળતું નથી. કાફેરો તો કોરે રહ્યા કલેમાગો તેના ઉપર હસે છે. તો હજરતે (સલ) ફરમાવ્યું કે જે એવા સખત વખતમાં ઇસ્લામ ઉપર મજબુત રહ્યો તેને જંનતની ખુશી થાઓ.

૨૩૩ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત માણુસ જ્યારે કરજદાર થાય છે તો તે વાત કરે છે તો જૂઠી કહે છે, અને વાએદો કરે છે તો તે તેને પાળતો નથી.

**ફાયદો** હજરત (સલ) નમાઝમાં કરજથી ઘણી પનાહ માંગતા હતા. કોઇએ કહ્યું કે એ હજરત આપ કરજથી કેમ ઘણી પનાહ માંગો છો, ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૨૩૪ મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત માણુસ સાચું બોલ્યા કરે છે તે ખોદાને ત્યાં પણ સાચો લખાય છે. અને માણુસ જૂઠું બોલ્યા કરે છે તે ખોદાને ત્યાં પણ જૂઠો લખાય છે (એટલે જ્યારે માણુસને સાચ અથવા જૂઠ બોલવાની ટેવ પડે છે તો તે તેમાં કામેલ થાય છે.)

૨૩૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત માણુસ લાંબા વખત સુધી જંનતીયો જેવાં કામ કરે છે ફરી તેનો ખાતેમો દોજખીઓના કામ જેવું કરીને થાય છે. અને ખચીત એક માણુસ લાંબા વખત સુધી જહન્નમીયોના જેવું કામ કરે છે ફરી તેનો ખાતેમો જંનતીયોના જેવાં કામ ઉપર થાય છે. ×

**ફાયદો** એટલે ખાતેમાની ગણુતરી છે પ્રથમના કામોનો ભરોસો નથી. તો ઇલમ તથા ઇબાદત ઉપર મગરૂરી કરવી જોઇએ નહીં.

૨૩૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત રહેમનો શબ્દ રહમાનથી નીકળ્યો છે ફરી અલ્લાહે (રહમને) કહ્યું કે જે કોઇ તારી સાથે મેલાપ રાખશે તેનાથી હું મીલાપ રાખીશ અને જે તને તોડશે તેને હું તોડીશ.

**ફાયદો** રહમના અર્થ બીરાદર પત્તરીના છે તો ફરમાવ્યું કે એ શબ્દ રહમાનથી નીકળેલો છે એટલે રહમમાં જે અક્ષરો છે તેજ રહમાનના ધાતુ અક્ષર છે. ફરી ફરમાવ્યું કે જે સગાઓની પરવિરશ કરશે તેના પર હું કરમ કરીશ અને જે બીરાદર પરવરી નહીં કરશે ખોદા તેના ઉપર કરમ નહીં કરશે.

૨૩૭ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જે ચીજને પેદાએશની સગાઇ હરામ કરે છે એટલે નિકાહને તેને દૂધ પીવું હરામ કરે છે.

**ફાયદો** એટલે જ્યાં જ્યાં નસબને લીધે નિકાહ દુરૂસ્ત થતા નથી ત્યાં દુધ પીવાને લીધે પણ નિકાહ દુરૂસ્ત નથી જેમકે મા બેહેનથી નિકાહ હરામ છે તેમજ દાઇ તથા દાઇની છોકરીથી પણ નિકાહ મના છે. એવીજ રીતે બીજાનો પણ તોલ કરવો જોઇએ. દૂધ પીવડાવવાનું મોટું હક છે દાઇ તથા તેના સગાઓથી સુલૂક કરવો સુનંત છે.

૨૩૮ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રૂહ જ્યારે કબજ થાય છે તો તેની પાછળ આંખ પણ ચાલી જાય છે.

**ફાયદો** હજરત ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે અબુ સલમા જ્યારે મરી ગયા તો હજરત (સલ) તશરીફ લાવ્યા. જોયું તો આંખ ખુલ્લી રહી ગઇ છે. જેવી રીતે મુડદાની થાય છે. ફરી હજરતે (સલ) પોતાના હાથથી આંખ બંધ કરી અને આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે મુડદાની આંખ બંધ કરવી જોઇએ. *

૨૩૯ બોખારી તથા મુસલિમમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જમાનો ચકર ખાઇને જે દિવસે અલ્લાહે આસમાન જમીનને ઉત્પન્ન કર્યાં તેવી હાલતનો થયો છે. વર્ષ બાર મહિનાનું છે ચાર મહિના તેમાંના હરામ છે (એટલે તેમાં લડવું ભીડવું દુરૂસ્ત નથી.) ત્રણ મહિના તો એક પછી એક લાગેલા છે જુલકઅદ, જુલ હિજ્જ, મોહર્રમ, અને મોદરનો રજબ કે જે જોમાદસ્સાની અને શાબાનની વચ્ચે છે.

**ફાયદો** આ ચાર મહિનાની બુજુરગી લાંબી મુદતથી ચાલી આવી હતી. જેથી મક્કાના કાફેરોની દસ્તુર હતી કે જ્યારે તેઓને

---

× આથી જણાયું કે મુસલમાનોને જોઇએ કે હમેશ સારાં કામો કરતા રહે એવી આશાથી કે તેનો ખાતેમો સારાં કામ ઉપર થાય. ગુા. મો.

* એમાં આ હીકમત છે કે મડદું બદસૂરત દેખાય નહીં. ગુા. મો.

લડવા અથવા લુટવાનો વિચાર થતો તો આ મહિનાઓને બદલી નાખતા જેમકે મોહર્રમમાં લડતા તો સફરનું નામ મોહર્રમ રાખતા. એવીજ રીતે તે કમબખતોએ મહિનાઓમાં ફેરફાર કરી નાખ્યો હતો. મહિનાનો અસલ હિસાબ ઠીક રહ્યો નહોતો. જે વર્ષ હજરતે (સલ) આખર ઉમરમાં હજ્જતુલ વદા કરી તો જીલહિજ્જનો મહિનો બંને હિસાબથી બરાબર થયો અસલના હિસાબથી તથા કાફેરોના હિસાબથી પણ. ત્યારે હજરતે હજ્જની મોસમમાં અરફાને દિવસે હજારો માણુસોના રૂબરૂ આ હદીસ ફરમાવી. એટલે હવે જમાનો ચક્કર ખાઇને અસલ હિસાબપર ઠીક થયો. હવે કોઇ આ હિસાબને બગાડે નહીં. † અરબમાં મોજર એક કોમનું નામ હતું તેઓ રજબને ઘણું માન આપતા હતા. જેથી રજબને તેઓની તરફ લગાડયો છે.

૨૪૦ મુસલિમમાં હોજેફા બીન અસીદ ગેફારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દસ નિશાનીઓ થયા વગર કેયામત થશે નહીં. (૧) પૂર્વમાં ભોંયનું ધસવું (૨) પશ્ચિમમાં જમીનનું ધસવું. (૩) અરબના જંજીરામાં ભૂમીનું ધસવું. § (૪) ધુમાડો (કે જે આખી જગતમાં ફેલાશે.) (૫) દજ્જાલનું નીકળવું. (૬) જમીનના જાનવરનું નીકળવું. (૭) યાજુજ માજુજનું નીકળવું. (૮) સુર્યનું પશ્ચિમ તરફથી ઉગવું. (૯) અગ્નિ કે જે અદનના કીનારાથી નીકળશે તે લોકોને હાંકશે (ને શામના મુલકમાં લઇ જશે) આ હદીસમાં દસમી નીશાની વર્ણાયલી નથી પણ તે બીજી હદીસમાં છે તે (૧૦) ઇસા બીન મરયમનું ઊતરવું.

**ફાયદો** હજરતના સહાબાઓ કેયામતનું કઇ બયાન કરતા હતા. એટલામાં હજરત (સલ) તશરીફ લાવ્યા. ફરી હજરતે આ હદીસ ફરમાવી. અલી મુરતજા (રદી) થી રિવાયત છે કે કેયામતથી પેહેલાં જહાનમાં ધુમાડો ફેલાશે. મુસલમાનોને જુકામ થશે અને કાફેરોનું માથું નીશાની જેમ ચકરાશે. મકકામાં જમીનથી એક જાનવર સાઠ ગજ લાંબુ નીકળશે. માથું તેનું બળદ જેવું, આંખ ભુંડ જેવી, કાન હાથી જેવા, શીંગડાં પહાડી બકરા જેવાં, છાતી વાઘ જેવી, કુખ બીલાડી જેવી પુંછડી ઘેટા જેવી, રંગ ચીતા જેવો અને હાથ પગ ઊંટ જેવા. તેની પાસે હજરત મુસાનો અસો તથા હજરત સુલેમાનની અંગુઠી થશે. મુસલમાન તથા કાફેરોને સુંઘીને બતાવશે અને કહેશે કે ઇસ્લામી દીન સાચું છે અને બીજા સર્વ દીન જૂઠાં છે.

૨૪૧ બોખારી તથા મુસલિમમાં મોગીરા બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત સુર્ય તથા ચંદ્ર બંને અલ્લાહની નિશાનીઓમાંની નિશાની છે § તે કોઇના મર્યાથી કે કોઇના જીવ્યાથી. * ગ્રહણ થતા નથી. ફરી જ્યારે તમો ગ્રહણ જુઓ તો તે છુટે ત્યાં સુધી અલ્લાહથી દુઆ કરો. અને નમાઝ પઢો.

---

† આ બાર મહીનાની ગણતરી રાખવી અને તેની સંભાળ કરવી ફરજે કેફાયા છે. જો આખા શેહેરમાં કોઈ એક માણસ પણ એની સંભાળ નહીં રાખશે તો સર્વ ગુનેહગાર થશે. ઈસ્લામના ઘણા કામો આ બાર મહિનાની સંભાળ ઉપર અટકેલાં છે. કાગળ પત્રોમાં એ તારીખ લખવી ઘણી સારી છે. ગુ. મો.

§ માલિક (રહ) ની રિવાયત પ્રમાણે એ મકા મદીના યમામા અને યમનમાં થશે. ગુ. મો.

§ એટલે તે બંનેથી અલ્લાહ પોતાના બંદાને ડરાવે છે જેમકે બીજી હદીસમાં છે. ગુ. મો.

* એટલે જેમ કોઈ સારા માણુસનાં મર્યાથી ગ્રહણ થતું નથી તેમ કોઇ બુરાના જન્મથી પણ થતું નથી. ગુ. મો.

**ફાયદો** જે દિવસે હજરત ઇબ્રાહીમ (અલે) હજરત ( સલ ) ના બેટાનો ઇનતેકાલ થયો તે દિવસે ગ્રહણ થયું હતું. લોકોએ કહ્યું કે ઇબ્રાહીમના મોતથી ગ્રહણ થયું છે, ત્યારે હજરતે ફરમાવ્યું કે આ ખોદાની કુદરત છે, તમારી ધારણા ગલત છે. ગ્રહણની નમાઝ બે રકઅત સુંનત છે તેમાં મોટી સુરતો પઢે. જ્યાં સુધી રોશની નહીં થાય ત્યાં સુધી જીકર તથા દોઆમાં લાગેલો રહે અને સદકો કરવો પણ સુંનત છે. *

૨૪૨ મુસલિમમાં જાબેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત મહિનો ઓગણત્રીસનો પણ થાય છે.

**ફાયદો** એકવાર હજરતે કસમ ખાધી ( ઇલા કર્યો ) કે મહિના સુધી બીબીઓ પાસે નહીં જઇશ. ઓગણત્રીસ દહાડા પછી તેઓની પાસે પધાર્યા. લોકોએ અરજ કરી કે એ રસૂલુલ્લાહ આપે મહિના ભરની કસમ ખાધી હતી. હજરતે ફરમાવ્યું કે શું થયું ? મહિનો ઓગણત્રીસ દિવસનો પણ થાય છે.

૨૪૩ મુસલિમમાં જાબેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત શૈતાન જ્યારે નમાઝની અજાન સાંભળે છે તો તે રોહાની જગ્યા જેટલો દુર જાય છે.

**ફાયદો** રોહા એક જગ્યા છે મદીનાથી છત્રીસ કોસ ઉપર છે.

૨૪૪ મુસલિમમાં જાબેર ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અરબના જજીરામાં નમાઝ પઢનારા હવે શૈતાનને પૂજે એથી તે નિર્આશ થયો છે. પણ તેઓમાં ફીતનો નાખવાનો કાબુ છે.

**ફાયદો** એટલે અરબમાં ઇસ્લામ કાએમ રહેશે ત્યારે બુતપરસ્તી થશે નહીં શૈતાનની પૂજાથી મતલબ બુતની પૂજા છે. તો સાચું છે કે અરબમાં અત્યાર સુધી ખોદાના ફજલથી બુતપરસ્તીને કોઇ જાણતું નથી. અલબત ફિતનો ફસાદ ઘણા થયા. તેથી માણસ કાફેર થતો નથી. આ હદીસથી અરબની મોટાઇ સિદ્ધ થઇ. *

૨૪૫ બોખારી તથા મુસલિમમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત શૈતાન માણસના બદનમાં લોહીની જેમ ફરે છે.

**ફાયદો** એટલે બુરા ખીયાલ નાખવામાં શૈતાનનો માણસ ઉપર ઘણો કાબુ છે.

૨૪૬ મુસલિમમાં હોજેફા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત જે ખાણા ઉપર અલ્લાહનું નામ નહીં બોલાયું હોય × તેને શૈતાન હલાલ જાણે છે અને શૈતાન આ છોકરીને લાવ્યો હતો કે એને લીધે ખાણાને હલાલ કરે, તો મેં તેણીનો હાથ પકડી લીધો. ફરી તે આ ગામડયાને લાવ્યો કે તેને લીધે તે ખાણાને હલાલ કરે, તો મેં તેનો હાથ પકડયો. જેના હાથમાં મારી જાન છે તેની કસમ કે તેનો

---

* મુસલમાનોમાં ગ્રહણમાં સદકો કરવાનો રિવાજ તદ્દન નીકળી ગયો છે. એ સુંનત જારી થવી જોઈએ. એ વેળા દોઆ કરવામાં આ ભેદ છે કે જ્યારે એવી બીહામણી નિશાની જુએ છે, તો માણસનો આત્મા સ્વભાવીક રીતે દુન્યાથી ફરી ખોદા તરફ થાય છે. તો દોઆ કબુલ થવાની આશા એવા વખતમાં વધારે હોય છે. માટે દોઆ સુંનત થઇ. ગુ. મો.

* પણ કેયામતની નજદીક ત્યાં પણ બુતપરસ્તી થવાની વાંચો આ કીતાબમાં ના. ૫૯૨ ની હદીસ ગુ. મો.

× આથી જણાય છે કે જે ખાણામાં બે ચાર ખાનાર હોય અને તે સર્વમાંથી એક બિસમિલ્લાહ કહે તો ફરી શૈતાન તે ખાણાને હલાલ જાણતો નથી. અને અસલ સુંનત અદા થાય છે. ગુ. મો.

હાથ મારા હાથમાં તે છોકરીના હાથ સાથે છે.

**ફાયદો** હોઝેશ (રદી) થી રિવાયત છે કે અમારી આદત હતી કે જ્યારે ખાણું આવતું તો જ્યાં સુધી હજરત (સલ) હાથ નહીં નાખતા અમો હાથ નાખતા નહોતા. તો એક વાર ખાણું આવ્યું. એક છોકરી દોડતી આવી જાણે તેને કોઇ ખેંચી લાવે છે તો તેણે ધાર્યું કે વગર બિસમિલ્લાહ કહે હાથ નાખે, તો હજરતે તેનો હાથ પકડયો ફરી એક ગમાર તેવીજ રીતે દોડતો આવ્યો તેનો હાથ પણ હજરતે (સલ) પકડયો. ફરી આ હદીસ ફરમાવી. એટલે શૈતાને સોંચ્યું હતું કે જો આ છોકરી તથા ગમાર વગર ખોદાને નામ લીધે ખાવા લાગશે તો હું પણ ખાઇશ. આ હદીસથી સિદ્ધ થયું કે ખાણું ખાતી વેળા પ્રથમ બિસમિલ્લાહ કહેવી જરૂર છે નહીં તો શૈતાન સાથે ખાય છે *

૨૪૭ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત સાચું બોલવું નેકીનો માર્ગ બતાવે છે અને ખચીત નેકી જંનતનો માર્ગ સુજવે છે. અને ખચીત એક માણસ સાચું બોલ્યા કરે છે તે એટલાં સુધી કે તે અલ્લાહને ત્યાં સાચો લખાય છે. અને ખચીત જૂઠ ગુનાહનો માર્ગ બતાવે છે અને ખચીત ગુનાહનો માર્ગ દોજખમાં લઇ જાય છે. અને ખચીત એક માણસ જૂઠ બોલ્યા કરે છે તે એટલાં સુધી કે તે અલ્લાહને ત્યાં જૂઠો લખાય છે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે સાચું બોલવાનું પરિણામ જંનત છે, અને જૂઠનું અનજામ દોજખ છે. મુસલમાનોને એનો ખ્યાલ જરૂર જોઇએ. જૂઠું બોલવાને હલકું ગણે નહીં.

૨૪૮ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત બંદો અલ્લાહની રજામંદીની એક વાત કહે છે અને દિલમાં તે તેને મોટી ચીજ સમજતો નથી અને જુઓ તો તેને લીધે તેનો મરતબો અલ્લાહ બોલંદ કરે છે. અને ખચીત બંદો અલ્લાહની નારાજીની વાત કહે છે અને દિલમાં તેને મોટી ચીજ જાણતો નથી અને જુઓ તો તેને લીધે જહન્નમમાં પડે છે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે મઅ્‌મુન પગર સોંચે દરેક વાત બકયા નહીં કરે.

૨૪૯ મુસલિમમાં અબુ સઇદ તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત બંદો એક વાત બોલે છે જેને લીધે તે દોજખમાં મશરેક મગરેબના ફાસલા કરતાં વધુ દુરથી પડે છે. *

૨૫૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા તથા અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નજરની તાસીર સત્ય છે.

**ફાયદો** એટલે કેટલીક નજર લાગી જાય છે. ખોદાએ એમાં તાસીર રાખી છે.

૨૫૧ બોખારી તથા મુસલિમમાં ઓબૈ બીન કઅબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જે છોકરાને ખદેર + (અલે) માર્યો હતો તેની પેદાએશ

---

*તિરમેજી તથા અબુ દાઉદની હદીસમાં છે કે જો કોઈથી શરૂ ખાણું ખાતા બિસમિલ્લા કહેવામાં ભૂલ થાય તો ફરી કહે "બિસમિલ્લાહે અવ્વલહુ વ આ ખેરહુ" એટલે જ્યારે યાદ આવે ત્યારે કહે કે બરકત મળે ગુ. મો.

* આ હદીસમાં થોડું બોલવાની શીખામણ છે. એક હકીમનું વચન છે કે અલ્લાહે માણસને કાન બે આપ્યા અને જીભ એક આપી કે બોલવા કરતાં સાંભળવું બેવડું થાય. ગુ. મો.

+ લોકો ખીદર કહે છે પણ શુદ્ધ ખબદ ખદેર છે. ગુ. મો.

કુફ્ર ઉપર હતી. જો તે જીવતો રહેતે તો પોતાના માબાપને નાફરમાની તથા કુફ્રની બલામાં નાખતે*

**ફાયદો** હજરત મુસા તથા ખદેરનો કિસ્સો કુરઆનમાં વર્ણાયો છે તેની તરફ હજરતે ( સલ ) ઇશારો કર્યો. એટલે ખદેરે ( અલે ) જે છોકરાને ખોદાના હુકમથી માર્યો હતો તે વગર હિકમતે નહોતું.

૨૫૨ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર ( રદી ) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ફીતનો આ જગ્યા છે, જ્યાંથી શેતાનનું શિંગડું ( એટલે આફતાબ ) નીકળે છે. આ કિતાબનો કર્તા સગાની કહે છે કે મેં આ હદીસને ખ્વાબમાં હજરત (સલ) થી સાંભળી છે. અને પૂર્વની તરફ ઇશારો કરતાં આ હદીસ કહી છે.

**ફાયદો** બીજી હદીસમાં આવેલું છે કે જ્યારે સુર્ય નીકળે છે તો શેતાન પોતાના બંને શિંગડાં એમાં લગાડે છે કે જેથી કાફેરોનો સિજદો એની તરફ થાય. તો હજરતે પૂર્વની તરફ ઈશારો કર્યો. એટલે જે મુલક મદીનાથી પૂર્વની તરફ છે ત્યાં મોટા મોટા ફસાદ થશે, યાજુજ માજુજ અને દજ્જાલ તે તરફથી નીકળશે ખારજી અને રાફજી પૂર્વના તરફથી નીકળશે એટલે એરાકના મુલકથી. *

૨૫૩ મુસલિમમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત જ્યારે કાફેર સારૂં કામ કરે છે તો તેને લીધે દુન્યામાં તેની રોજી કોશાદા થાય છે. પણ ઇમાનદાર તો ખચીત અલ્લાહ તેને માટે તેની નેકીઓને આખેરતમાં જમા રાખે છે અને તેની બંદગી ઉપર તેને દુન્યામાં પણ રોજી આપે છે.

**ફાયદો** એટલે ખોદા કોઇની નેકીને બરબાદ કરતો નથી. તે આદેલ છે. પણ કાફેરને તો આખેરતમાં કંઇ સવાબ નથી. માટે તેનો બદલો દુન્યામાં કરી આપે છે. અને ઇમાનદારનો બદલો બંને જહાનમાં છે.

૨૫૪ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર તથા અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત કરીમ ( બુજરગ ) તેનો બાપ કરીમ દાદો કરીમ પરદાદો કરીમ તે યુસોફ બીન યાકુબ બીન ઇસહાક બીન ઇબરાહીમ છે.

**ફાયદો** એટલે હજરત યુસોફ ( અલે ) સિવાય આ ખાનદાની બુજુરગી કે જેની ચાર પેઢી પેગમ્બર થઇ હોય એ કોઇને મળી નથી. +

---

* દરેક છોકરૂં ઇસ્લામ ઉપર જન્મે છે એ બીજી હદીસમાં ખુલ્લું કહેવાયું ફરી આ છોકરો કુફ્ર ઉપર પેદા કેમ થયો ? આ શંકાનો જવાબ આ છે કે છોકરૂં ઈસ્લામ ઉપર ઉત્પન્ન થાય છે તેની મતલબ આ છે કે તેમાં ઇસ્લામ સ્વીકારવાની લાયકાત હોય છે. તો લાયકાત ઇસ્લામની હોય અને તબીઅત કુફ્ર ઉપર હોય એમાં કશી વિરૂદ્ધતા નથી. અથવા ઈસ્લામ ઉપર હોય છે એની મતલબ આ છે કે બરજખના બલાના ઇકરાર ઉપર હોય છે હવે ઈકરાર તોહીદનો હોય અને તબીઅત કુફ્રનો હોય એ બનવા જોગ છે. ગુ. મો.

* હિન્દુસ્થાન પણ મદીના શરીફથી પૂર્વે છે અને અહીંઆં પણ ઘણા રીતના ફેસાદ બિદઅતો નીકળી છે. હિન્દુઓના ચલણો થાય છે. ખોદા સિવાય બીજાઓથી મદદ માંગવી તથા હિન્દુઓની જેમ વાંસ લાકડી તથા છો ઈંટ પૂજવી ચાલુ છે. તો એ ઈશારો હિન્દુસ્થાન તરફ હોય એ પણ બનવા જોગ છે. ગુ. મો.

\+ આ હદીસથી જણાયું કે દરેક પેગમ્બરને એક બુજુરગી અને માન જે અલ્લાહે ખાસ કર્યું હોય તે તેમાંજ હોય છે. બીજા પેગમ્બર જો મરતબામાં તેથી વધારે હોય તો એ તેમાં તે ખાસ્સો હોતો નથી. જેમકે હજરત સુલેમાનની ખાસ હોકુમત હજરત યુસોફની ખાનદાની બુજુરગી વગેરે. અને હનફીયોનો એજ મજહબ છે. વાંચો બહરૂર્રાએકનો હાશયો મનહતુલ ખાલેક જીલદ ૫ પૃષ્ઠ ૧૩૧ ગુ. મો.

૨૫૫ મુસલિમમાં વાસેલા બીન અસકા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે ઈસ્માઇલ (અલે) ની ઓલાદથી કેનાનાને ચૂંટીયો અને કેનાનાથી કોરેશને ચૂંટીયો અને કુરેશમાંથી બની હાશેમને ચૂંટયા અને બની હાશેમમાંથી મને ચૂંટયો..

**ફાયદો** કેનાના હજરત (સલ) ની ચઊદમી પેઢીમાં છે તેનાથી અરબના ઘણા ટોળાં ઉત્પન્ન થયાં. અને નદર બીન કેનાનાનો લકબ કોરેશ છે. એ હજરત ( સલ ) ની ચઊદમી પેઢીમાં છે અને હાશેમ હજરતના પરદાદ છે. તો હજરતે ( સલ ) ફરમાવ્યું કે કેનાનાની ઓલાદ હજરત ઇસમાઇલ ( અલે ) ની બીજી ઓલાદથી શરાફતમાં અફજલ છે. ફરી તેમાંથી કોરેશ અફજલ છે અને કોરેશમાંથી બની હાશેમ અફજલ છે. અને બની હાશેમથી હજરત ( સલ ) અફજલ છે. તો જાણે સઘળા અરબોનો હજરત સત છે. આ હદીસથી જણાયું કે હસની તથા હોસેની સૈયદો શરાફતમાં સર્વ જહાનથી અફજલ છે. કારણ કે હજરત (સલ) ની ઓલાદમાં હજરત ફાતેમા (રદી) ની ઓલાદ સિવાય બીજા કોઈની રહી નથી. હજરત ( સલ ) ની વંશાવળી આ છે. મોહમ્મદ ( સલ ). બીન અબદુલ્લાહ બીન અબદુલ મુત્તલેબ બીન હાશેમ બીન અબ્દે મનાફ બીન કોસે બીન કેલાબ બીન મુર્રા બીન કઅબ બીન લોવૈય બીન ગાલેબ બીન ફહર બીન માલિક બીન નદર બીન કેનાના બીન ખોજેમા બીન મુદરેકા બીન ઇલયાસ બીન મોજર બીન નજાર બીન મઅદ બીન અદનાન. અહલે હદીસ તથા તવારીખ વાળાઓનો અદનાન સુધી ઇત્તેફાક છે આગળ ઇખતેલાફ છે.

૨૫૬ બોખારી તથા મુસલિમમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મને હુકમ કર્યો છે કે હું તારી આગળ **લમ યકોની-લલજીન કફરૂ** ( ની સુરા ) પઢું. આ ઓબૈ બીન કઅબને હજરતે ( સલ ) કહ્યું હતું. ફરી ઓબૈએ ( રદી ) કહ્યું કે શું અલ્લાહે મારૂં નામ લીધું છે. હજરતે ( સલ ) ફરમાવ્યું કે હા. ફરી ઓબૈ રડયા. ( ખુશીને મારે. )

**ફાયદો** ઓબૈ બીન કઅબ અનસારી સહાબી છે કુરઆનના મોટા કારી છે. તો હજરતે તેમની ઉસ્તાદીની સનદ આપી કે બીજા મુસલમાનો તેમને ઉસ્તાદ જાણીને શીખે. આ હદીસથી તેમની મોટી બુજરૂગી સિદ્ધ થઇ.

૨૫૭ બોખારીમાં અબુદ-દરદા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મને પેગમ્બર કરીને તમારી તરફ મોકલ્યો. ફરી ( પ્રથમ ) તમે કહ્યું કે તેં જૂઠ કહ્યું પણ અબુબકરે સાચવ્યો અને તેણે જાન માલથી મારી મદદગારી કરી. તો શું તમો મારે લીધે મારા સાથીને છોડશો ! એટલે કોઈ તરેહનો તેને રંજ નહીં પોહોંચવો.

**ફાયદો** બોખારીમાં અબુદ-દરદા ( રદી ) થી રિવાયત છે કે એક વાર અબુબકર સિદ્દીક તથા ઓમર ફારૂકમાં કંઇક વાતચીતથી રંજ આવી ગયો. સિદ્દીકે અકબર ( રદી ) હજરત ( સલ ) ની પાસે હાજર થયા. અને અરજ કરી કે ઓ રસૂલુલ્લાહ મારે અને ઓમર વચ્ચે કંઇક વાત ચીત થઇ ગઇ છે. મેં તેમના પર ગુસ્સો કર્યો ફરી હું શરમિન્દો થયો. અને ઓમરથી મારી કસુર માફ કરાવી. પણ તેમણે માફ કરી નહીં, જેથી હું આપની ખિદમતમાં હાજર થયો છું. હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખોદા માફ કરશે અને તને બખ્શશે. ફરી

ઓમર પણ આ વાતચીતથી પસ્તાઇ માફ કરાવવા હજરત સિદ્દીકે અકબર (રદી) ને ઘેર ગયા. ત્યાં સાંભળ્યું કે તેવણુ હજરત (સલ) ની પાસે ગયા છે. જ્યારે ઓમર (રદી) હજરત (સલ) ની પાસે આવ્યા તો હજરત (સલ) ના ચેહરાપર ગુસ્સો જાહેર થયો. સિદ્દીકે અકબર (રદી) ડર્યા અને ઘુંટણુને બળે આજેજીથી ઉભા થયા, અને અરજ કરી કે ઓ રસૂલુલ્લાહ ઓમરની કંઇ કસુર નથી મારી તરફથી જીયાદતી થઇ હતી. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. ફરી તે દિવસથી હજરતના સહાબીઓ સિદ્દીકે અકબર (રદી) નો ઘણો ખીયાલ રાખતા હતા. કોઇએ તેમને આજુરદા કર્યા નહીં. આ હદીસથી સિદ્દીકે અકબરની મોટી ફજીલત સિદ્ધ થઇ. અને હજરત (સલ) ના ફરમાવ્યાથી જણાયું કે મરદોમાં પ્રથમ તેવણુજ ઇમાન લાવ્યા. અને પોતાના જાન માલથી હજરત (સલ) ઉપર ફિદા રહ્યા. તો જેણે હજરત અબુબકર સિદ્દીકથી (રદી) અદાવત રાખી તેણે ખચીત હજરતને દુઃખ આપ્યું.

૨૫૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મારી ઉમ્મતના દિલમાં જે ખીયાલ ગુજરે છે તેની જ્યાં સુધી વાત નહીં કરે કે તે પર અમલ નહીં કરે ત્યાં સુધી અલ્લાહે તેની માફી કરી છે.

ફાયદો એટલે બુરાં કામનો જે ખતરો દિલમાં આવે તે માફ છે. પણ જો તેને મોંથી કહાડે અથવા તેવું કરે તો ગુનોહ સિદ્ધ થાય છે.

૨૫૯ મુસલિમમાં અબુદ-દરદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે કુરઆનના ત્રણ ભાગ કર્યા છે. ફરી કુલ હોવલ્લાહો અહદ ને કુરઆનના ભાગોમાંનો એક ભાગ ઠેરાવ્યો છે.

ફાયદો તમામ કુરઆનની મતલબ ત્રણ ભાગમાં વેહેંચાઇ છે. એક ભાગમાં ખોદાની વહદાનીયત તથા તેની સિફાત છે. બીજા ભાગમાં કિસ્સા છે. ત્રીજા ભાગમાં હલાલ હરામના હુકમ છે. આ હિસાબથી કુલ હોવલ્લાહ કુરઆનનો ત્રીજો ભાગ ટર્યો. કેમકે એમાં તૌહીદ તથા અલ્લાહની સિફાતનું બયાન છે.

૨૬૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મક્કાથી હાથીવાળાઓને રોકયા અને તેના ઉપર તેના રસૂલને તથા ઇમાનવાળાઓને ગાલેબ કર્યા. * અને તે મારી આગળ કોઇને માટે (લડવું) હલાલ થયું નથી. અને તે મારે માટે (પણ) દિવસની એક કલાક હલાલ થયું. અને મારી પછી (કિયામત સુધી) કોઇને હલાલ થશે નહી. તો તેનું શીકારી જાનવર હંકારાય નહીં અને તેનો કાંટો કપાય નહીં + અને તેમાં પડેલી ચીજ તેના માલિકને

* આ કીસ્સો ટુંકથી આવી રીતનો છે કે યમનનો બાદશાહ અબરહાએ સનઆમાં એક દેવલ બાંધ્યું કે મકકે જતા હાજીઓ તેની તરફ આવે. ફરી તે મકકે કાબાને તોડવા નીકળ્યો અને તેની સાથે હજાર હાથી હતા. તેમાં એક હાથી મોટો હતો જે સર્વને દોરનાર હતો. ફરી જ્યારે તેઓએ તે હાથીને હરમની સામે કર્યો તો બેસી પડયો. અને જ્યારે તેને બીજી તરફ ફેરવતા તો દોડતો હતો. તેઓ એવી હાલતમાં હતા એટલામાં અલ્લાહે તેઓ તરફ પંખીઓ મોકલી દરેકની ચાંચમાં એક પત્થરી અને પગોમાં બે પત્થરી. ફરી તે પત્થરી તેઓ પર નાખી જેથી તેઓ હલાક થયા. સૂરા અલમતરામાં એનું બયાન છે. ગુ. મો.

+ મતલબ આ કે મકકાનું કોઈ ઝાડ કપાય નહીં કારણ કે કાંટો જે ઈજા કરનારો છે તેનું ઝાડ કાપવાની મનાઈ થઇ તો બીજાની મનાઇ આ હદીસથી ખુલ્લી રીતે પ્રગટ થઇ. ગુ. મો.

હુંઢીને પોહોંચાડનાર સિવાય બીજાને લેવું હલાલ નથી. અને જે માણસનો આદમી મરાઈ જાય તેને બે વાતોમાંથી જે ભલી લાગે તે પસંદ કરે. યા તો ખુનનો બદલો લ્યે અથવા ખુનને બદલે ખુન લ્યે. ફરી (હજરતના કાકા) અબ્બાસે ( રદી ) કહ્યું કે પણ ઇજખેર હલાલ થવી જોઇએ યા રસૂલુલ્લાહ. કેમકે અમો તેને અમારી કબરોમાં તથા અમારા ઘરો ( નીછત ) માં વાપરીએ છીએ. હજરતે (સલ) ફરમાવ્યુ, પણ ઇજખેર ( દુરૂસ્ત છે. ) ફરી અબુ શાહી યમનનો રહેવાશી ઉઠયો ને કહ્યું કે એ રસૂલુલ્લાહ એને લખી આપો. તો હજરતે ( સલ ) કહ્યું કે શાહી માટે એને લખી આપો.

**ફાયદો** આ હદીસથી જણાયું કે હદીસોને લખવી દુરૂસ્ત છે. એટલુંજ નહીં પણ સુંનત છે.

૨૬૧ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે શરાબને હરામ કરી છે. તો જે કોઇને આ આયત પોહોંચે અને તેની પાસે એમાંની કોઇ ચીજ હોય તો તે તેને પીએ નહીં અને વેચે નહીં.

**ફાયદો** જ્યારે શરાબના હરામ થવાની આયત ઉતરી ત્યારે હજરતે ( સલ ) આ હદીસ ફરમાવી.

૨૬૨ મુસલિમમાં આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ તઆલાએ જંનતને ઉત્પન્ન કરી અને જહન્નમને ઉત્પન્ન કરી. ફરી એને માટે પણ લોક ઉત્પન્ન કર્યા, અને આને માટે પણ ઉત્પન્ન કર્યા.

**ફાયદો** આ હદીસથી જણાવ્યું કે જંનત તથા જહન્નમ ઉત્પન્ન થઇ ચુકી છે. અને સુંનત જમાઅતનો આજ મજહબ છે.

૨૬૩ બોખારી તથા મુસલિમમાં અબુહોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મખલુકને ઉત્પન્ન કરી ફરી જ્યારે તેથી ફારેગ થયો તો આદમીની કરાબતે ( એટલે ખેશાઇએ અલ્લાહની નજદીક ) ઉભી થંઇને કહ્યું કે આ જગ્યા સગાઇ તોડવાની પનાહ ( તથા ફરયાદ ) માંગવાની છે. અલ્લાહે ફરમાવ્યું કે હા, શું તું આથી રાજી નથી કે જે તારેથી મીલાપ રાખશે તેનાથી હું મીલાપ રાખીશ અને જે તારાથી કાટટી રાખશે તેનાથી હું કાટટી રાખીશ ! તેણે કહ્યું કે કેમ નહીં. ( હું રાજી છું ) ફરી રસૂલુલ્લાહે કહ્યું જો ચાહો તો ( આ આયત ) પઢો. ( અલ્લાહે મુનાફેકો વિષે કહ્યું છે ) " જો તમો હાકેમ થાઓ તો જમીનમાં ફીસાદ કરો અને સગાઓના હકને કાપી નાખો. આ તે લોક છે કે ખોદાએ તેમના ઉપર લાનત કરી. ફરી તેઓને બેહરા કર્યા અને તેઓની આંખોને આંધળી કરી. "

**ફાયદો** આ હદીસથી જણાયું કે ખોદાએ જ્યારથી દુન્યા બનાવી ત્યારથી સગાંઓ સાથે ભલાઇ કરવી ફરજ છે.

૨૬૪ મુસલિમમાં આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે જંનતને માટે લોકોને ઉત્પન્ન કર્યા. તેઓ પોતાના બાપની પીઠમાં હતાં તેવી હાલતમાં તેઓને તેને માટે ઉત્પન્ન કર્યાં. અને તેણે જહંનમને માટે લોકો ઉત્પન્ન કર્યા. અને તેઓ પોતાના બાપની પીઠમાં હતાં + તેવી હાલતમાં તેઓને તેને માટે ઉત્પન્ન કર્યા.

**ફાયદો** એટલે રોજે અજલથી અલ્લાહની નજદીક જંનતી તથા જહંનમી ઠરી ચુકયાં છે

+ રોજે અજલમાં થએલાં કામોને કહેવાયું કે તેઓના બાપની પીઠમાં હતા ત્યારે થયાં. કેમ જે એ લોકોની સમજમાં જલદી આવે તેમ છે. ગુ. મો.

મુસલમાનને જોઇએ કે તકદીર પર ઇમાન લાવે તેના ભેદને દુન્યામાં તલાશ કરે નહીં. આખેરતમાં તેનું કારણ જણાશે. દુન્યા અંધારી રાત છે અંધારામાં કંઇ દેખાતું નથી.

૨૬૫ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે ( પોતાના ) બંદાને દુન્યા વિષે તથા જે ચીજ કે તેની પાસે છે ( આખેરત ) તેના વિષે અખત્યાર આપ્યો છે. તો ખોદાની પાસે જે છે તેને તે બંદાએ પસંદ કરી છે.

**ફાયદો** અબુ સઇદ ( રદી ) થી પૂરી રિવાયત બોખારી તથા મુસલિમમાં આવી રીતે છે કે એકવાર હજરતે ( સલ ) ખુતબો પઢયો * અને આ હદીસ ફરમાવી તો અબુબકર ( રદી ) રડવા લાગ્યા. અમને તેમના રડવાથી તઅજ્જુબ લાગ્યું કે આ રડવાની કયી જગ્યા છે? જ્યારે જલદીથી હજરત ( સલ ) નું ઇનતેકાલ થયું ત્યારે અમો તેની મતલબ સમજ્યા. એટલે હજરતે ( સલ ) પોતાના મોતની ખબર આપી હતી. અને સહાબામાંથી સિદ્દીકે અકબર ( રદી ) સિવાય કોઇ એ ભેદને સમજ્યા નહીં. અમો સર્વથી તેવણુ વધારે આલેમ હતા. જ્યારે સિદ્દીક રડયા ત્યારે હજરતે ( સલ ) ફરમાવ્યું કે એ અબુબકર નહીં રડ. સર્વથી વધારે સાથ તથા માલની રૂએ તારો મારાપર આભાર છે. જો ખોદા સિવાય બીજા કોઇથી જાની દોસ્તી હું કરતે તો તારાથી કરતે પણ તારે મારે ઇસ્લામનું ભાઇપણું તથા મોહબ્બત છે.

૨૬૬ મુસલિમમાં આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ નરમીનો ઉત્પન્ન કરનાર છે તે નરમીને પસંદ કરે છે. તે નરમી પર જે આપે છે તે સખતી કરવાથી આપતો નથી. તેમ બીજી કોઇ ચીજથી પણ આપતો નથી.

* ૨૬૭ મુસલિમમાં સોબાન ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મારે માટે જમીનને સમેટી જેથી મેં તેના પૂર્વ પશ્ચિમ જોયાં. અને તેમાંથી જેટલું મેં જોયું છે ત્યાં સુધી મારી ઉમ્મતની સલતનત પહોંચશે. †

**ફાયદો** મદીનામાં જ્યારે ખંદકની લડાઇ થઇ ત્યારે એક દિવસ ઘણી સખત લડાઇ થઇ. અસરની નમાઝ કજા થઇ. એથી હજરત ( સલ ) ને ઘણું દુઃખ થયું. ત્યારે જ્યાં સુધી ઇસ્લામ પેહોંચવું મુકદ્દર હતું ત્યાં સુધી અલ્લાહે જમીન દેખાડી, ત્યારે હજરતે ( સલ ) આ હદીસ ફરમાવી. આ હજરતનો મોટો મોઅજેજો છે કે આવતા વખતની ઇસ્લામની ફતેહની ખબર કરી, અને વગર કંઇ ફેર પડે તેવીજ તરેહ તે થઇ.

૨૬૮ મુસલિમમાં જાબેર બીન સમોરા ( રદી )થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મદીનાનું નામ તાબા રાખ્યું છે. એટલે તે પાક છે. તેમાં નાપાકી નથી.

**ફાયદો** એક ગમાર મુસલમાન થયો. ફરી જ્યારે તે બીમાર થયો તો મુરતદ થઇને મદીનાથી નીકળી ગયો. ત્યારે હજરતે ફરમાવ્યું કે મદીના પાક છે નાપાકને રહેવા દેતું નથી.

* આ હજરતનો છેલ્લો ખુતબો છે. મોત વિષેનો અખત્યાર દરેક નબીને અપાય છે. હજરત આએશા [ રદી ] થી રિવાયત છે કે કોઈ પણ નબી તેમની જંનતની જગયા દેખાડાયા સિવાય વફાત પાંતા નથી. ફરી તેમને અખત્યાર અપાય છે " આ અખત્યાર તેઓના માન માટે તથા તેઓના દિલ ખુશ કરવા માટે છે. નહીં તો પેગંબરો તો આખેરતનેજ પસંદ કરશે. ગુ. મો.

† આથી ખુલ્લું જણાય છે કે જેટલી જમીન હજરતની ઉમ્મતના હાથમાં આવવાની હતી તેટલીજ દેખાડેલી. ગુ. મો.

૨૬૯ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત એના પોતાના જીવ ઉપર તકલીફ આપ્યાથી અલ્લાહ બેપરવા છે.

**ફાયદો** હજરતે (સલ) એકવાર જોયું કે એક બુઢ્ઢો પોતાના બે છોકરાઓને ખાંધે હાથ મુકીને ઘસડાતો ચાલે છે હજરતે (સલ) પૂછયું કે આ આવી રીતે કેમ તકલીફ ઊઠાવે છે? ફરી જણાયું કે તેણે ચાલતાં હજ્જ કરવાની માનતા લીધી હતી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તેણે જે પોતાની જાત ઉપર તકલીફ નાખી તેની ખોદાને કશી ગરજ નથી. એટલે જે ચાલનાર ચાલી નહીં શકે અગર જો તેણે માનતા લીધી હોય તો પણ તે સ્વાર થાય. *

* ૨૭૦ બોખારીમાં અબુ કતાદા હારેસ બીન રિબઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે જ્યારે ચાહ્યું ત્યારે તમારી રૂહને કબજ કરી, અને જ્યારે ચાહી ત્યારે છોડી. ઓ બીલાલ ઉઠ ને લોકોને નમાઝની ખબર કર. એટલે અઝાન કહે.

**ફાયદો** એકવાર હજરતે (સલ) રાતના સફર કરી. જ્યારે થોડી રાત રહી તો સહાબીઓએ અરજ કરી કે જો હજરત થોભે તો લોક જરા સુઇ લીએ. હજરતે (સલ) ફરમાવ્યું કે કેથે નમાઝ કજા નહીં થાય.? ત્યારે બિલાલે કહ્યું કે ઓ રસૂલુ-લ્લાહ હું જાગતો રહીશ. નમાઝને વખતે જગાડીશ. ફરી લોકો સુઇ ગયા. બિલાલ (રદી) પ્રથમ તો જાગતા રહ્યા. જ્યારે નીંદનું જોર થયું તો કજાવાને ટેકો આપીને બેઠા. ફરી ઉંઘી ગયા. સર્વ લોકોની ફજરની નમાઝ કજા થઇ. જ્યારે ધુપ નીકળી તો સર્વથી પેહેલાં હજરત (સલ) જાગ્યા. ફરી ફરમાવ્યું કે ઓ બિલાલ તેં કહ્યું હતું તે કયાં ગયું? બિલાલે અરજ કરી કે ઓ રસૂલુ-લ્લાહ આવી ઉંઘ કદી મને આવી નથી. હું નાચાર છું. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે સર્વ અયાંથી ઉઠો આ શેતાનની જગ્યા છે, કે લોકો સર્વ ગફલતમાં પડયા. ફરી આગળ ચાલીને જમાઅતની સાથે નમાઝ કજા પઢી. * આ રાતને લેલતુત-તઅરીસ કહે છે.

૨૭૧ મુસલિમમાં અબદુ-લ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે તેણીને તેથી પાક કરી છે. એટલે અસમા બીનતે ઓમેસ અબુબકર (રદી) ની બીબીને. (રદી.)

**ફાયદો** એકવાર સિદ્દીકે અકબર (રદી) પોતાના ઘરમાં ગયા. જોયું કે કેટલાક બની હાશેમ બાબીને પાસે બેઠા છે. સિદ્દીક (રદી) ને બુરૂં લાગ્યું. આ હાલ હજરત (સલ) ને કહ્યો. ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે

---

* એવા માણસને સ્વાર થવાનો હુકમ છે. છતાં તેને હનફી મજહબ પ્રમાણે એકદમ આપવો પડશે. ગુ. મો.

* હજરત મોહમ્મદ (સલ) તથા બીજા સર્વ પેગમબરોની આંખ ઉંઘે છે પણ દિલ જાગતાં રહે છે. તેમ જાણી બુજીને કદી કજા નમાઝ કરે નહીં ફરી નમાઝ કજા કેમ થઈ.? એ શંકાનો જવાબ આ છે કે જે વસ્તુઓ ઇંદ્રિગમ્ય (હીસ્સીયાત) છે તેને માટે જરૂર છે કે તેને લાગતી ઇંદ્રિ વાપરી હોય તોજ દિલ તેને જાણે છે. એક માણસ જાગતો છે છતાં આંખોને ખોલ્યા વગર તેની સામેની વસ્તુઓને જોશે નહીં. તેમ હજરત જાગતા હતા પણ સુર્યોદય અજવાળું વગેરે તે આંખથી જણાય છે અને આંખ ઉંઘમાં હતી અને દરેક વસ્તુના. કંઈ હજરત જાણનાર નથી જેથી નમાઝ કજા થઈ. ઈબને મલક કહે છે કે દિલનું જાણવું હંમેશ નહોતું તો થઈ શકે છે કે આ વેળા દિલ પણ સુતું હોય. જેથી નમાઝ કજા થઈ. ગુ. મો.

અલ્લાહે અસમાને બદકારીથી પાક કરી છે. આ હદીસ તે વેળાની છે કે જયારે ઓરતોને પડદાનો હુકમ થયો નહોતો. અસમા પ્રથમ જાફર તૈયાર (રદી) ના નિકાહમાં હતાં. જ્યારે તેવણ શહીદ થયા તો સિદ્દીક (રદી) ના નિકાહમાં આવ્યાં ફરી તેમના બાદ અલી મુરતજા (રદી) ના નિકાહમાં આવ્યાં.

* ૨૭૨ બોખારી તથા મુસલિમમાં ઝૈદ બીન અરકમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે તને સાચવ્યો છે. જ્યારે સુરા મોનાફેકીન ઉતરી ત્યારે હજરતે ઝૈદ બીન અરકમને આ કહ્યું હતું: અને ઝૈદ બીન અરકમે હજરત (સલ) ને અદુલ્લાહ બીન ઓબૈની વાતની ખબર કરી હતી, તે કહેતો હતો કે "જે કોઇ રસૂલુ-લ્લાહની પાસે છે, તેઓને તમો કંઇ આપો નહીં કે તેઓ વીખરાઇ જશે" અને તેનું કહેવું હતું "જો અમો મદીનામાં પાછા જઇશું તો ઇજતવાળો ત્યાંથી જીલ્લતવાળાને કહાડશે" (પોતાને તેણે ઇજતવાળો કહ્યો અને હજરત (સલ) ને જલીલ કહ્યા.)

**ફાયદો** ઝૈદ બીન અરકમ (રદી) થી રિવાયત છે કે બની મુસતલેક કાફેરોની એક કોમ હતી. તેની સાથે હજરત (સલ) લડવા ગયાં. ‡ ત્યાં પાણી ઉપર મક્કાવાળા અને મદીનાવાળાઓને ઝઘડો થયો. અબ્દુલ્લાહ બીન ઓબ મદીનાનો સરદાર મોનાફેક હતો. તે મક્કાવાળાઓપર ઘણો ગુસ્સે થયો. કહેવા લાગ્યો કે અમારી તથા તમારી એવી મિસાલ છે કે "કુતરાને પાળ કે તને કરડે" અને પોતાના લોકોને કહ્યું કે મોહમ્મદના સાથીઓને ખાણું પાણી તમો નહીં આપો કે તેઓ નહાસી જાય. અને કહ્યું કે જો હવે અમો મદીને પાછા જઇશું તો હજરત (સલ) ને કહાડી મુકીશું. ઝૈદ બીન અરકમ કહે છે કે મેં આ ખબર હજરત (સલ) ને સંભળાવી. ઓમર ફારૂકે (રદી) કહ્યું કે ઓ હજરત જો હુકમ હોય તો હું તે મોનાફેકની ગરદન ઉડાવું. હજરતે (સલ) ફરમાવ્યું કે હું ચાહતો નથી કે લોક કહે કે મોહમ્મદ પોતાના સાથીઓને મારી નાખેછે. ફરી અબદુલ્લાહ બીન ઓબે અને તેના સાથીઓ એ હજરત (સલ)ની સામે કસમ ખાધી કે અમોએ આ કહ્યું નથી. હજરતે (સલ) તેઓને સાચા ગણ્યા અને મને જૂઠો જાણ્યો. એ વાતનું મને ઘણું દુઃખ થયું ફરી જયારે અમો મદીનામાં પોહોંચ્યા તો અલ્લાહે સુરા મુનાફેકુન ઉતારી અને તેમાં તે સર્વ હાલ મોફસ્સલ બયાન કર્યો. ફરી હજરતે (સલ) મને બોલાવ્યો અને આ હદીસ ફરમાવી.

૨૭૩ મુસલિમમાં શદ્દાદ બીન ઔસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે દરેક ચીજ ઉપર એહસાન કરવાનું ફરજ કર્યું છે, તો જયારે તમો કતલ કરો તો સારી રીતે કતલ કરો (એટલે જો ખુનને બદલે ખુન કરો તો જલદીથી ફરાગત કરો રીબાવી રીબાવીને નહીં મારો) અને જયારે કોઇ જાનવરને જુબહ કરો તો સારી રીતે જુબહ કરો. અને પોતાની છરીને તેજ કરી લેવી જોઇએ અને જુબહ કરવાના જાનવરને રાહત આપવી જોઇએ. *

**ફાયદો** એટલે અલ્લાહે દરેક ચીજની સાથે એહસાન કરવું ફરજ કર્યું છે તે એટલા સુધી કે કતલ તથા જુબહમાં પણ એહસાન કરવું જોઇએ કે જલદીથી ફરાગત કરી નાખે.

‡ તિરમેજી તથા નસાઇથી જણાય છે કે આ બનાવ તબુકની લડાઈમાં બનેલો. ગુ. મો.

* આ ઉપરથી ફિકહની કીતાબોમાં છે કે કેસાસ તલવારથીજ થાય. અને જાનવર ઠંડું થયાં પહેલાં ખાલ ઉતારવી મકરૂહ છે. ગુ. મો.

અને છરીને પ્રથમથી તેજ કરી લીયે કે જેથી વધારે તકલીફ થાય નહિં.

૨૭૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે બની આદમ ઉપર જીનાનો ભાગ ઠેરાવ્યો છે, તે તેને જરૂર મળશે. તો આંખોની જીના પારકી ઓરતને જોવું છે અને જીભની જીના (તેનાથી હરામ કારીની) વાત કરવી છે અને જીવ (હરામ કારીની) આરજુ તથા ખાહેશ રાખે છે અને શરમગાહ (નગનતા) તેને કદી સાચવે છે (જો તેણે જીનાકારી કરી હોય તો) અને કદી જુઠવે છે (જો તેણે જીનાકારી નહીં કરી હોય તો.)

**ફાયદો** શહવતથી જોવાને તથા વાત કરવાને જીના એટલાં માટે કહ્યાં કે એ જીનાના કારણો તથા સાધન છે.

૨૭૫ મુસલિમમા આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ ગાલિ આપવાને તથા ગાળનો જવાબ વધારો કરી આપવાને પસંદ કરતો નથી.

**ફાયદો** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ની પાસે કેટલાક યહુદી આવ્યા અને હજરતને અસસલામો અલૈક ને બદલે જુબાન દબાવીને અસ્સામો અલેક કહ્યું. એટલે તારા પર મોત આવે. હજરત આએશા (રદી) એ ગુસ્સે થઈને તેઓને કહ્યું અસ્સામો અલૈકુમ વલ લઅનતો. એટલે તમારાપર ખોદાની માર તથા લઅનત પડે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ગાળને બદલે તેં કેમ ગાળ આપી? અને વધીને લઅનત કેમ કરી! ખુદાને એ પસંદ નથી.

૨૭૬ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન અમર (રદી) રિવાયત કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ ઇલમને લોકોથી ખેંચીને કબજે કરશે નહીં પણ આલમાને ઉઠાવીને કબજે કરશે. તે એટલી સુધી કે જ્યારે તે આલેમ દીનદારને નહીં રહેવા દેશે તો લોકો જાહેલોને સરદાર (એટલે આલેમ તથા પીર મુરશેદ) ઠેરવશે ફરી તેઓથી સવાલ થશે (મસલો પૂછાશે) તો તેઓ વગર ઇલમે ફતવો આપશે. તો તેઓ ગુમરાહ થયા અને બીજાઓને ગુમરાહ કર્યા.

૨૭૭ મુસલિમમાં અબુ મુસા અશઅરી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ સુતો નથી. અને સુવું તેને છાજતું પણ નથી. તે તરાજવાને નમાવે છે અને ઉપર કરે છે (એટલે બંદાના અમલો તોલે છે કેટલાંક કબુલ કરે છે અને કેટલાંક રદ કરે છે. અથવા રોજી વધારે ઘટાડે છે.) તેની આગળ દિવસના કામ રાતના કામોથી આગળ કરાય છે અને રાતના કામ દિવસના કામોથી આગળ કરાય છે. અલ્લાહનો પડદો નુર છે જો તે તેને ખોલી દે તો તેની જાતની રોશનીઓ જહાનને જ્યાં સુધી તેની નજર પોહોંચે છે. બાલી નાંખે એટલે તમામ જહાનને.

---

† આ હદીસમાં ઇલમની સંભાળનો ઈશારો છે. અને તે ઈલમ તથા આલેમોને માન આપવાથી થાય છે. કારણ કે જો તેઓને માન નહીં અપાશે તો લોકો ઇલમ શીખવું તજી દેશે જેથી ઈલમ જતો રહેશે. અને આ જગ્યા ઈલમથી મતલબ દીની ઈલમ છે. અને સરદાર બનાવવાને લાએક તે આલેમજ છે. જાહેલને અગર જો ગાદીવાળો કે ખાનદાની કેમ ન હોય વગર જાણે મસલો બયાન કરવો કે કોઈ બાબતમાં લવાદ થવું દુરસ્ત નથી. જાહેલ વગર જાણે જો ઠીક મસલો બયાન કરે તો એ તે ગુનેહગાર છે. બુઢ્ઢા જાહેલ સૈયદ કરતાં જુવાન આલેમ અફજલ છે અને તે આગળ ચાલવાને કે ઉંચે બેસવાને હકકદાર છે. જેમકે કન્જદુર્રે મુખતાર, શીર અતુલ ઈસ્લામમાં છે. મુ. મો.

ફાયદો આ હદીસમાં ખોદાનો ઇલમ તથા તેની અજમત અને જલાલનું બયાન છે.

૨૭૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે "ખચીત અલ્લાહ તમારી સુરતો તથા માલોને જોતો નથી. પણ તમારા દિલોને તથા તમારા કામોને જુએ છે.

ફાયદો એટલે દિલની સફાઇ તથા ચોખ્ખી નૈયત સિવાય જાહેરની સફાઇનો કશો ઇતબાર નથી. આ હદીસમાં તકવો (પરહેજગારી) તથા દરવેશીના મજમુન ભરેલાં છે માણુસ ઉંડે ઉતરશે તો સમજી જશે.

૨૭૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે ( સલ) ફરમાવ્યું કે ખચીત જે માણુસ ઇજારને ગરૂરથી લટકાવે છે તેની તરફ અલ્લાહ (રહમતની નીગાહે ) જોતો નથી

ફાયદો એટલે જે કોઇ મોટાઇથી ઇજાર અથવા લુંગીને ઘુંટીથી નીચે લટકાવશે તે ખોદાની રહમતથી દુર થશે. ઇજાર લુંગી નીચી કરવી બડાઇથી હોય કે ન હોય તે હરામ છે જેમકે બીજી હદીસમાં ખુલ્લી રીતે બયાન થયું છે. *

૨૮૦ બોખારીમાં અબુ હોરેરા ( રદી)થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે જયારે મખલુકને ઉત્પન્ન કરી તો તેણે પોતાની પાસે અરશ પર લખ્યું કે "ખચીત મારી રહમત મારા ગુસ્સાથી આગળ વધેલી છે."

ફાયદો એટલે ગુસ્સા કરતાં ખોદાની રહમત વધારે છે. એજ માટે અલ્લાહ કાફેરોને તથા ગુનેહગારોને જલદી પકડતો નથી અને અજાબ કરવામાં જલદી કરતો નથી. ગુનાહ જુએ છે અને પડદો નાખે છે. રોજી બંધ કરતો નથી. †

૨૮૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે અમને હુકમ કર્યો નથી કે અમો પથ્થર અને માટીને કપડું ઓઢાવીએ.

ફાયદો હજરત આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરત ( સલ ) એકવાર લડાઇમાં તશરીફ લઇ ગયાં અને મેં દરવાજાને કપડું મઢયું. જયારે હજરત પધાર્યા તો તેને આપે ફાડી નાખ્યું. ફરી આ હદીસ ફરમાવી. આ હદીસથી સાફ જણાયું કે કબરો પર ચાદર ઓઢાવવી તથા તેની ચોતરફ બીછાણા કરવાં શરીઅતે મોહમ્મદીમાં સારૂં નથી. §

૨૮૨ મુસલિમમાં આએશા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે મને સખતી કરનાર મોકલ્યો નથી, પણ શીખવનાર આસાની કરનાર કરીને મોકલ્યો છે.

---

*આ મનાઈમાં દરેક કપડું કુડતો જોખો વગેરે દાખલ છે. અને આ મનાઇ માત્ર પુરૂષો માટે છે સ્ત્રીઓને નીચાં કપડાં પહેરવાની મનાઇ નથી એટલુંજ નહીં પણ સુંનત છે. સહાબાની ઓરતો એક હાથ સુધી કપડું લટકતું પેહેરતી હતી. ગુ. મો.

† રહમત તેના ગજબ કરતાં વધેલી છે કારણ કે રહમત વગર કારણે તેના ફજલથી મળે છે, અને ગજબ અને કોપ કારણથી થાય છે. વળી રહમત અને મેહેર કારણથી પણ મળે છે પણ કોપ ને ગજબ તો કારણ છતાં પણ ઘણી વાર આવતા નથી. અને જલદી પકડ કરતો નથી, અને તે પાલણ પોશણ કરતો જાયછે. ઓ અલ્લાહ જો તું મારા કામો પર પકડ કરે તો એક ડગલું ભરી શકું નહીં પણ કરમ અને ફજલ હમેશ મારી સાથે રહ્યા છે તેમ હમેશ રાખ. અને મારા કામને નહીં જો. તું જેમ ફોકટમાં રોજી આપે છે તેમ ફોકટમાં તારી રહમત પણ આપ. **આમીન.** ગુ. મો.

§ બેત "ખાક એસી ખુજપર પત્થર પડે" "ખાક પેહેને, આદમી નંગે ફીરે." ગુ. મો.

ફાયદો એકવાર હજરત ( સલ ) ની પાક બીબીઓએ ફરાગતની સાથે ખરચો માંગયો ત્યારે આયત ઉતરી, બીબીઓને હુકમ થયો કે દુન્યા કબુલ કરો અથવા આખેરત, અલ્લાહ, અને રસૂલને. તો પ્રથમ હજરતે આએશા ( રદી ) ને આ પેગામ પોહોંચાડયો અને ફરમાવ્યું કે જવાબમાં જલદી નહીં કરો પોતાના માબાપથી સલાહ લ્યો. આએશા સિદ્દીકા ( રદી ) એ અરજ કરી કે એ રસૂલુ-લ્લાહ આપની બાબતમાં માબાપને પૂછવાની શી જરૂર ? મેં દુન્યાને છોડી અને અલ્લાહ, રસૂલ, અને આખેરતને કબુલ કર્યાં. પણ અરજ આટલી છે કે બીજી બીબીઓને એની ખબર કરવી નહીં. ત્યારે હજરતે ( સલ ) આ હદીસ ફરમાવી. એટલે મારૂં કામ તો આ છે કે હું સેહેલાઇથી શીખવું. અને સખતી કરૂં નહીં. જે બીબી મને પૂછશે કે આએશાએ કબુલ કર્યું ? હું બતાવીશ, કે જેથી તે પણ કબુલ કરે.

૨૮૩ મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ ( રદી ) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે જે કોમને હલાક કરી અથવા અજાબ કર્યો તેની નસલ રાખી નથી. અને ખચીત વાંદરૂં અને ભુંડ એથી પ્રથમ પણ હતાં.

ફાયદો એક શખ્સે પૂછ્યું કે આગલી ઉમ્મતને ખોદાએ વાનર તથા ભુંડ બનાવી હતી તો શું આ વાનર તથા ભુંડ તેની ઓલાદ છે ? ત્યારે હજરતે ( સલ ) આ હદીસ ફરમાવી.

૨૮૪ બોખારીમાં અબુ હોરેરા તથા નોઅમાન બીન મોકર્રેન ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ આ દીનને ગુનેહગાર આદમીથી § મદદ કરે છે.

ફાયદો હોનેનની લડાઇમાં એક શખ્સ કાફેરોથી સારી રીતે લડયો. ફરી જયારે તેને જખમોમાં ઘણું દરદ થયું તો પોતાનું પેટ ચીરીને મરી ગયો ત્યારે હજરતે ( સલ ) આ હદીસ ફરમાવી. અને જે બાદશાહ કે નામ અને લાલચથી મુલક ફતેહ કરે છે, અથવા ફકીર અને આલિમ કે જે પોતાની બડાઇને માટે મખલુકમાં વઅજ અને નસીહત કરે છે, તેઓના હકમાં પણ આ હદીસ સમજવી જોઇએ.

૨૮૫ મુસલિમમાં અનસ ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ તે બંદાથી રાજી થાય છે કે જે કંઇ ખાય તો તેપર અલ્લાહની હમ્દ કરે અથવા કંઇ પીએ તો તે પર તેની સ્તુતિ કરે ( અલ હમ્દો લિલ્લાહ પઢે. ) *

૨૮૬ બુખારી તથા મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ બે મરદોથી હસે છે ( રાજી થાય છે ) તેમાંનો એક પોતાના સાથીને મારે ને ફરીને તે બંને જંનતમાં જાય. એક રિવાયતમાં " યદહકો મિર રજોલેને " ની જગ્યામાં "યદહકો-લ્લાહો

---

§ આ જગ્યા ગુનેહગારથી મતલબ કાફેર છે કારણ કે તે શખ્સ મુનાફેક હતો. અને શરહઈબને મલકથી જણાય છે કે આ હદીસ ખૈબરની લડાઈમાં કહેલી. ગુ. મો.

* કેટલાક માણસો ભેગા ખાતા હોય તો ખાધા પછી જો તેના સાથીઓ ખાઇ ચુકયા ન હોય તો એ જોરથી અલહમ્દ કહે છે તેઓને સુંનત આ છે કે જોરથી અલહમ્દ કહે નહીં કારણ કે તેઓ ખાતા અચકાશે. શરહ ઈબ્ને મલક. ગુ. મો.

એલા રજોલૈન " આવેલુ છે પણુ બંને ઇબારતની મતલબ એક છે.

ફાયદો સહાબાએ પૂછ્યું કે એ કેવી રીતે થશે કે કતલ કરનાર તથા મરાયલો બંને જંનતમાં જાય ? હજરતે ફરમાવ્યું કે કાફેર મુસલમાનને મારે ફરી તે કાફેર તોબા કરીને મુસલમાન થાય. ફરી તે ખોદાના માર્ગમાં માર્યો જાય. તો તે બંને જંનતી થશે.

૨૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ જાલેમને ઢીલ આપે છે ફરી જ્યારે તેને પકડે છે તો તેને છોડતો નથી. ફરી કુરઆનની આયત પઢી (તેના અર્થ) અને એવીજ રીતે તારા પરવરદિગારની પકડ છે જ્યારે તેણે જુલમગાર વસ્તીઓના લોકોને પકડયા. બેશક તેની પકડ સખત દરદવાળી છે.

ફાયદો એટલે જાલેમને ખોદા ફુરસત આપે છે કે જેથી સારી રીતે જુલમ સિદ્ધ થાય, અથવા તે સમજે અને તોબા કરે. અને જ્યારે તેણે પકડયો ફરી છોડતો નથી. આખેરતનો અજાબ તો થનારજ છે પણુ દુન્યામાં પણુ કાલી માટી થાય છે. *

૨૮૮ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે તથા તેના રસૂલે શરાબને, મુડદાને, ભુંડને અને બુતોને વેચવાની મના કરી છે. આ હદીસ મક્કામાં ફરમાવી હતી જે વર્ષે મક્કા ફતેહ થયું ત્યારે, એટલે હીજરી આઠમે વર્ષે.

૨૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ તથા તેના રસૂલ તમને સાચવે છે તથા તમારા ઉજરને કબુલ રાખે છે. આ વાત તેવણે અનસારને કહેલી.

ફાયદો જ્યારે મક્કા શરીફ ફતેહ થયું તો હજરતે (સલ) ફરમાવ્યું કે જે અબુ સુફયાનના ઘરમાં ગયો તેને પનાહ છે. તેઃ કેટલાક અનસારીયોએ કહ્યું કે હજરતને પોતાના વતની ભાયોની મોહબ્બત વધી પડી. એ વાતની અલ્લાહે હજરતને ખબર કરી. ત્યારે હજરતે અનસારીઓને બુલાવ્યા અને ફરમાવ્યું કે તમો કહો છો કે મને સગાંઓની મોહબ્બત વધી પડી છે. હું ખોદાનો બંદો છું અને તેનો રસૂલ છું. મેં પોતાનું વતન છોડયું અને તમારી વસ્તીમાં આવ્યો. મારી જીન્દગી તમારી જીન્દગીની સાથે છે. અને મારૂં મોત તમારા મોતની સાથે છે. અને અનસારીઓએ અરજ કરી કે એ રસૂલુલ્લાહ ખોદાની કસમ અમારી વાત તાનાની રૂએ નહોતી. માત્ર અમને આ બીક હતી કે કદાચ અમારી વસતી મદીનાને છોડીને હજરત (સલ) મક્કામાં વસશે. તો હવે અમને ખાતરી થઇ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તમો સાચા છો તમારી વાત બનાવટી નથી.

૨૯૦ મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ રાતના પોતા (ની રહમત) ના હાથ ફેલાવે છે કે દિવસનો ગુનોહ કરનાર તોબા કરે. તે એટલાં સુધી કે સુર્ય પશ્ચિમથી નીકળે.

ફાયદો એટલે જ્યાં સુધી સુર્ય પશ્ચિમથી નહીં ઉગે ત્યાં સુધી તોબાનો દરવાજો ખુલ્લો છે. રાત દિવસ જે વેળા ચાહે તોબા કરે.

* આ હદીસમાં મજલુમને દિલાસો અપાયો છે અને જાલેમને ડરાવ્યો છે કે તે મગરૂર થાય નહીં. ગુ. મો.

૨૯૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ યમન તરફથી હવા મોકલશે, * કે જે રેશમથી નરમ છે. ફરી જેના દિલમાં એક દાણા બરાબર અને એક રિવાયતમાં છે કે રજ બરાબર ઇમાન હશે તો તેને વગર રૂહ કબજ કરે છોડશે નહીં." એટલે સર્વ ઈમાનવાળા મરી જશે.

**ફાયદો** આ કિયામતની નજદીક થશે જેમકે બીજી હદીસમાં છે કે બદકાર માણસો પર કિયામત કાએમ થશે તે વેળા ઈમાનવાળો કોઇ રહેશે નહીં.

૨૯૨ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ દરેક બાબતમાં નરમીને પસંદ કરે છે.

**ફાયદો** આ હદીસનો કિસ્સો આગળી હદીસમાં આવી ગયો છે. (વાંચો ના. ૨૭૫) એટલે યહુદીઓનું સખ્ત કહેવું અને હજરત આએશા (રદી) નું ઉત્તર આપવું ફરી હજરત (સલ) નું મના કરવું અને આ હદીસ ફરમાવવી.

૨૯૩ મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ પરહેજગાર માલદાર છુપો રહેનાર બંદાને પસંદ કરે છે.

**ફાયદો** એટલે માલદારીની સાથે પરહેજગારી તથા ગુમનામી અને ગોશો (ખુણો) પકડવો ઘણું મુશકેલ કામ છે એ માટે ખોદાને પસંદ છે. જ્યારે ઇસ્લામમાં ફીતનો ફસાદ ફેલાયો તો સઅદ બીન અબુ વક્કાસે શેહેર છોડી પોતાના ઉંટ બકરાં લઇને જંગલમાં જઈ વસ્યા. તેમના છોકરાએ કહ્યું કે તમે જંગલમાં કેમ ગયા? ત્યારે તેવણે આ હદીસ પઢી. આ હદીસથી જણાયુ કે ફેસાદના વખતે ખૂણો પકડવો બેહતર છે.

૨૯૪ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ છીકને પસંદ કરે છે અને બગાસા (બકાઈ) ને ના પસંદ કરેછે ફરી જ્યારે છીક ખાએ અને અલ્લાહની હમ્દ કરે તો દરેક મુસલમાન ઉપર * કે જે તેને સાંભળે જરૂર છે કે તેના હક્કમાં દોઆ કરે એટલે યરહમોકલ્લાહ કહે. *

**ફાયદો** છીકવાથી બદન હલકું થાયછે તો માણસ અલ્લાહની બંદગી કરી શકે છે જેથી તે ખોદાને પસંદ છે. અને બગાસું સુસતીથી આવે છે, અને તે ગફલત તથા સુસતી લાવે છે જેથી તે ખોદાને ખરાબ લાગે છે.

૨૯૫ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ મુમીનને પાસે કરશે (એટલે કિયામતમાં) ફરી તે પોતાની બાજુને તેના ઉપર

* એક હદીસમાં છે કે શામ તરફથી હવા આવશે અને તે ઈમાનવાળાઓની રૂહને કબજે કરશે. તો થઈ શકે છે કે એવી હવા યમનથી પણ નીકળે અને શામથી પણ નીકળે. અથવા બે જગ્યામાંની એક જગ્યાથી પ્રથમ તે હવા ચાલશે અને બીજી જગ્યાની હવા સાથે મળીને ફરી સઘલે ફેલાશે જેથી બંને જગ્યા કહેવાઈ ગુ. મો.

* આ ઉપરથી કેટલાકનો મત આ છે કે દરેક સાંભળનારને "યરહમમોક—લ્લાહ" કહેવું ફરજ છે. પણ ઘણાઓનો મત આ છે કે એ ફરજે કેફાયા છે. એટલે જે કહે તેને સવાબ અને બીજાઓને માથેથી ફરજ ઉતરી જાય છે. છીકથી ફુરતી આવે છે જે ખોદાની નેઅમત છે. માટે છીક ખાનાર તેનું શુંકર કરી અલ હમ્દો કહે છે તો તેને માટે યરહમોકલ્લાહ કહેવું જોઈએ. ગુ. મો.

* અર્થ અલ્લાહ તારા ઉપર રહમ કરે ગુ. મો.

મુકીને તેને છૂપાવશે અને કહેશે. શું તું તારો ફલાણો ગુનોહ ઓલખે છે ? શું ફલાણી તકસીર તને યાદ છે ? તો તે કહેશે હા ! ઓ મારા પરવરદિગાર ! અને કહેતાં તે પોતાના ગુનાહોનો એકરાર કરશે અને પોતાના જીવમાં જાણશે કે તે હવે નાશ થયો. ખોદા કહેશે કે મેં તારા ગુનાહને દુન્યામાં છૂપાવ્યા હતા. અને હું આજે તેને તારાથી માફ કરૂં છું. ફરી તે તેને નેકીનું દફતર આપશે પણ કાફેરો અને મુનાફેકો તો તેઓના ગવાહ ( પેગમ્બર ફિરશતા અને તેઓના હાથ પગ) કહેશે કે આ લોકો ખોદા વિષે જૂઠી વાત કહેતા હતા. તમો જાણી લો કે અલ્લાહની લાનત જાલેમો ઉપર છે. એટલે જે હદથી વધી બંદગીને બદલે નાફરમાની કરે તે પર.

૨૯૬ મુસલિમમાં અબુ હોરેરા ( રદી ) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ તમારે માટે ત્રણ ચીજ પસંદ કરે છે § અને તમારે માટે ત્રણ ચીજ નાપસંદ કરે છે. અને એક રીવાયતમાં છે કે ત્રણ ચીજથી ગુસ્સે થાય છે. તમારે માટે પસંદ કરી છે કે (૧) તમો તેની બંદગી કરો અને કોઇને તેનો શરીક કરો નહીં અને (૨) એ કે તમો બધા મલીને ખોદાની દોરડીને પકડો ( એટલે હદીસ કુરઆન ઉપર ચાલો ) અને ફુટ ન નાખો ( કુરઆન હદીસ વિરૂદ્ધ કોઇ બીજો માર્ગ ન કાઢો. ) અને (૩) એ કે તમારા મામલામાં અલ્લાહે જેને હાકેમ ઠેરાવ્યા હોય તેની ખેરખાહી કરો. ( એટલે ઇસલામના હાકેમની તાબેદારી કરો) અને તમારે માટે ના પસંદ કરી છે (૧) બેફાયદા ગુફતગો કરવી અને (૨) વગર હાજતે ઘણો સવાલ કરવો અથવા નાહક વાતો પુછવી અને (૩) માલને જાએ કરવો. × ( જેમ કે વગર હાજતે ઘણી ઇમારત બાંધવી નાચ રંગ અને આતશબાજીમાં માલ બરબાદ કરવો. )

૨૯૭ મુસલિમમાં ઓમર (રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત આ કુરઆનને લીધે કેટલાક લોકોને વધારે છે ( ઊંચે ચઢાવે છે ) અને એને લીધે કેટલાકને ઘટાડે છે (નીચા કરે છે )

**ફાયદા** એટલે જે લોકોએ કુરઆનને પઢયું અને તે પર અમલ કર્યો તેમનો મરતબો ઊંચો થયો અને જે લોકોએ તે પર અમલ નહીં કર્યો તેનો મરતબો નીચો થયો. *

૨૯૮ મુસલિમમાં હિશામ બીન હકીમ બીન હેજામ [ રદી ] થી રિવાયત છે કે ખચીત જે લોકો દુન્યામાં લોકો ઉપર અજાબ કરે છે તેમને અલ્લાહ અજાબ કરશે. ÷

૨૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહ જંનતવાળાઓને કહેશે કે ઓ જંનતવાળાઓ ! તો તેઓ કહેશે કે લબ્બૈક ઓ અમારા પરવરદિગાર અમો તારી ખીજમતમાં હાજર છીએ

§ એટલે ત્રણ ચીજની આજ્ઞા કરે છે. અને ત્રણ ચીજની મનાઈ કરે છે. અને તમારે માટે ના શબ્દ કહેવામાં આ ઈશારો છે કે આ બંને બાબતોમાં તમારોજ લાભ સમાયલો છે. ગુ. મો.

× માલ ને અલ્લાહે કુરઆન શરીફમાં કેથે "ખેર" કહ્યો છે. અને કેથે ખોદાનું ફજલ કહ્યો છે. અને કેથે કહ્યું છે કે એ તમારા બંદોબસ્ત અને પુષ્ટીની ચીજ, માટે એને બરબાદ કરવો નહીં. નકામો ખરચ કરનારને ખોદાએ કુરઆનમાં શૈતાન નો ભાઈ કહ્યો છે.

* આ હદીસ નીચ ઉંચ જાણવાની કસોટી છે. એક ઘેડો મુસલમાન થઈ કુરઆનપર અમલ કરનાર ઉંચો અને ભારી છે. પણ એક સૈયદ એટલુંજ નહીં પણ ગાદીએ બીરાજનાર કુરઆન શરીફ ઉપર નહીં ચાલવાથી તે નીચો અને હલકો છે. આ ઈસ્લામની ખુબી છે.

÷ એટલે નાહકક દુઃખ આપનારને અલ્લાહ દુઃખ આપશે. ગુ. મો.

અને તારી મદદ માગીએ છીએ અને સર્વ ભલાઇ તારા હાથમાં છે. ફરી તે કહેશે કે શું તમો રાજી થયા છો? તો તેઓ કહેશે કે અમો કેમ રાજી નહીં થઇએ ઓ અમારા પરવરદિગાર! અને જુઓ તો તેં અમને એવું આપ્યું છે કે તેવું તેં તારી મખલુકમાંથી કોઇને આપ્યું નથી. ફરી તે કહે છે કે શું હું તેથી ચઢતું (અફ્ઝલ) તમને નહીં આપું? તો તેઓ કહેશે કે ઓ અમારા પરવદિગાર એથી ચઢતી કયી ચીજ હશે? ફરી અલ્લાહ ફરમાવશે કે મેં મારી રજામંદી તમો ઉપર ઉતારી છે. હવે એ પછી તમારા પર કદી ગુસ્સે થઇશ નહીં.

**ફાયદો** આથી જણાયું કે જંનતની સર્વ નેઅમતોમાં ઉમદા ખોદાની રજામંદી છે * જે સર્વ નેઅમતોની પાછળ મળશે.

૩૦૦ મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહે તેના પીવાને તથા તેના વેચવાને હરામ કર્યા છે એટલે શરાબના.

**ફાયદો** એક માણુસ હજરત (સલ) માટે મશકક ભરીને દારૂ લાવ્યો. હજરતે ફરમાવ્યું કે શું તને ખબર નથી કે શરાબ હરામ છે? તેણે કહ્યું કે હું એટલા માટે લાવ્યો છું કે આપ તેને વેચી લ્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૩૦૧ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જે લોકો ચાંદીના વાસણમાં પીએ છે તો તે પોતાના પેટમાં જહંનમની અગની ગટ ગટ ઉતારે છે (વાંચો નં. ૧૦૨)

* કુરઆનમાં છે ખોદાની પ્રસન્નતા સૌથી મોટી છે અને એજ મોટી મતલબ મેળવવી છે. સુરા તોબા ૯;૭૨. ગુ. મો.

૩૦૨ મુસલિમમાં અબુદ દરદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત લઅનત કરનાર કિયામતને દિવસે શાક્ષીઓ તથા શફાઅત કરનાર થશે નહીં. §

**ફાયદો** નામ લઇને મુસલમાનો પર લઅનત કરવી કોઈ પણ રીતે દુરસ્ત નથી. તો જે લોકોને લાનત કરવાની ટેવ પડી છે તેઓની શાક્ષી તથા શફાઅત કિયામતમાં માતબર થશે નહીં. કારણ કે જ્યારે માણુસની ટેવ લાનત કરવાની થઇ તો તે ફાસેક થયો. અને ફાસેકની ગવાહી માતબર નથી. અને શફાઅત કરવા માટે રહમત (મહેર) ની જરૂર છે પણ એઓમાં રહમત કયાં? એઓને તો લાનતની ટેવ પડી છે.

૩૦૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મુમીન (ઈમાનદાર) જ્યારે નમાઝમાં હોય છે તો તે પોતાના પરવરદિગારથી વાતચીત કરે છે. તો તે પોતાની આગળ તથા પોતાની જમણી બાજુએ થુંકે નહીં પણ તે પોતાની ડાબી તરફ પગની નીચે થુંકે.

**ફાયદો** પ્રથમ તો નમાઝમાં થુંકવું મુનાસેબ નથી. અને જો થુંક આવી જાય તો આગળ થુંકે નહીં. કારણ કે કિબલો છે. અને જમણે ફિરશતો છે * તો ડાબા પગની નીચે થુંકે જો જંગલમાં હોય તો. પણ જો મસજીદમાં હોય અથવા ડાબી તરફ નમાજી ઉભો હોય તો પોતાના કપડામાં થુકે.

* ૩૦૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે તે હજર

§ આથી જણાયું કે નેક બખ્ત લોકો પણ શફાઅત કરશે. ગુ. મો.

* એટલે રહમતનો ફિરસ્તો છે. અને અઝાબના ફિરશતા કરતાં તેનું માન વધારે છે. કારણ કે હદીસ શરીફમાં છે કે જમણી બાજુનો ફિરસ્તો ડાબી બાજુના ફિરશતા ઉપર હાકેમ છે. ગુ. મો.

( સલ ) ફરમાવ્યું કે ખચીત મુમીન નાપાક થતો નથી.

**ફાયદો** અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે મને એકવાર નહાવાની હાજત થઇ. માર્ગમાં હજરત ( સલ ) મળ્યા. હું તે માર્ગથી હટી નહાઇને હજરતની પાસે હાજેર થયો હજરતે પૂછ્યું કે તું કયાં હતો. ? મેં અરજ કરી કે મને ગોસલની હાજત હતી, અને વગર ગોસલે આપની ખીજમતમાં હાજર થવું મને બુરૂં લાગ્યું. ત્યારે હજરતે ફરમાવ્યું કે સુબ્હાનલ્લાહ ઇમાનદાર નાપાક થતો નથી. એટલે નમાઝ પઢવી અને મસજીદમાં જવું બેશક વગર ગોસલે દુરૂસ્ત નથી પણ મુલાકાત દુરૂસ્ત છે.

૩૦૫ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત સ્ત્રી શેતાનની સૂરતમાં આગળ આવે છે.

**ફાયદો** પૂરી હદીસ આવી રીતે છે કે સ્ત્રી શેતાનની સૂરતમાં આગળ આવે છે અને શેતાનની સૂરતમાં ફરે છે તો જે કોઇ સ્ત્રીને જુએ તો તે પોતાની બાયડીથી સમ્ભોગ કરે. કે જેથી દિલમાંનો તેનો ખતરો નીકળી જાય. સ્ત્રીને શેતાનની સૂરત એટલા માટે ફરમાવી કે જેવી રીતે શેતાન માણુસને બેહકાવે છે તેમ ઓરત પણુ બેહકાવે છે.

૩૦૬ બોખારી તથા મુસલિમમાં અબુ મસઉદ ઉકબા બીન અમર અનસારી ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત મુસલમાન જ્યારે પોતાના બાલ બચ્ચાં સ્ત્રી ઉપર કંઇ ખરચ કરે છે અને તે તેમાં સ્વાબની નૈયત કરે છે તો તે તેને માટે સદકો થાય છે.

**ફાયદો** એટલે પોતાના ઘરના ખરચમાં જો આવી રીતે નૈયત કરે કે ખોદાએ મારા પર આ ફરજ કર્યું તેના હુકમથી હું ખરચ કરૂં છું. તો તેમાં પણુ ખેરાતની બરાબર સવાબ મળે છે અને જો વગર નૈયતે ખરચ કર્યો તો ન પુણ્ય છે ન પાપ.

૩૦૭ મુસલિમમાં અબદુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અદલ કરનાર નુરના મીન્બરો ઉપર રહમાનને જમણે હાથ તરફ થશે * અને તેના બંને હાથ જમણા છે. (એટલે ખોદાના કરમમાં નુકસાન નથી.) ઇનસાફ કરનાર તે લોકો છે કે જેઓ પોતાના હુકમમાં તથા પોતાના સગાઓમાં અને જે પર તેઓ હાકેમ થયા તેમાં ઇનસાફ કરે છે.

**ફાયદો** એટલે ઇનસાફ કરનાર તે લોકો છે કે જેઓ ભાઇ બીરાદરોની રૂ રીઆયત કરતા નથી. પોતીકાં તથા પરાયાંમાં બરાબર ઇનસાફ કરે છે.

૩૦૮ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત ફિરશતા અનાન કહેતાં વાદળમાં ઉતરે છે ફરી જે બાબતનો આસમાનમાં હુકમ થયો હોય તેને તેઓ યાદ કરે છે. તો શેતાનો ચુપકીથી સાંભળી લે છે. ફરી તેને કાહેનો એટલે ગેબની વાતો જેઓ બતાવતા હોય તેની તરફ તેઓ નાખે છે. ફરી તેઓ પોતાની તરફથી સો જૂઠ જોડીને કહે છે.

**ફાયદો** અરબમાં કેટલાક લોક હતા તે જીન તથા શેતાનથી મીલાપ રાખતા હતા. તેઓથી કંઇક હાલ દરયાફત કરીને લોકોને

* જમણે હાથ તરફ બેસશે એથી અદલ કરનારની મોટાઈ તથા માન બ્યાન થયાં છે. કારણુ કે બાદશાહની જમણી બાજુએ ખુરશી ઉપર બેસનાર વધારે માનીતો હોય છે. અને જમણો હાથ કહેતાં કોઈ એમ ન સમજે કે ખોદાને આપણા જેવા હાથ છે માટે કહેવાયું કે અલ્લાહના બંને હાથ જમણા છે. ગ્રા. મો.

કહેતા હતા. લોકો તેઓને ઘણું માનતા હતા. તો લોકોએ હજરત ( [redacted] થી તેમનો હાલ પૂછયો. હજરતે ( સ[redacted]ફરમાવ્યું કે તેની કંઇ હકીક્ત નથી. ( એ[redacted]યા કહે છે ) ફરી લોકોએ અરજ કરી કે તેઓની વાત કદી સાચી થાય છે. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૩૦૯ બોખારીમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મોત ડરવાની વસ્તુ છે. તો જ્યારે તમો જનાજાનો જુઓ તો તમો ઉભા થાઓ. &

**ફાયદો** જનાજાને જોઇને ઉભું થવું પ્રથમ સુંનત હતું ફરી તે મનસુખ થયું. હવે જનાજો જોઇને ઉભું થવું સુંનત નથી.

૩૧૦ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મૈયત જ્યારે કબરમાં મુકાય છે તો તે લોકોના ફરતી વેળા તેઓના જોડાનો અવાજ સાંભળે છે. *

૩૧૧ બોખારીમાં § અબદુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જીવતાનાં રડવાથી મૈયતને જરૂર અજાબ થાય છે.

**ફાયદો** આ તે વેળા છે કે મુડદું પોતે રડવા પીટવાની વસીયત કરી ગયું હોય. જેમકે એવું બયાન ગુજર્યું છે. (વાંચો ના. ૧૮૩)

૩૧૨ બોખારીમાં અબદુ-લ્લાહ બીન અબ્બા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અગ્નિથી ખોદા સિવાય કોઇ અજાબ કરે નહી. (એટલે અગ્નિથી જાનદારને બાળવું કદી દુરસ્ત નથી. એ ખોદાને માટે ખાસ છે.)

**ફાયદો** હજરતે (સલ) એકવાર કેથે લશ્કર મોકલ્યું અને ફરમાવ્યું કે જો ફલાણો શખ્શ મળેતો તેને બાળી નાખવો. ફરી જ્યારે તે ચાલુ થયો તો તેને બુલાવ્યો અને બાળવાની મના કરી. ફરી આહદીસ ફરમાવી અને તેને કતલનો હુકમ કર્યો.

૩૧૩ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત લોકોએ નમાઝ પઢી અને સુઇ ગયા. અને તમોએ જ્યાં સુધી નમાઝની ઇનતેજારી કરી ત્યાં સુધી તમો હમેશા નમાઝમાં છો. +

**ફાયદો** એકવાર હજરતે (સલ) ઇશાની નમાઝ મોડેથી પઢી હતી. ત્રીજો ભાગ અથવા અડધી રાત વીતી હતી ત્યારે સહાબીઓને આ હદીસ ફરમાવી.

૩૧૪ બોખારી તથા મુસલિમમાં મોજાશેઅ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હિજરત કરવી હિજરત કરનારા ઉપર ખતમ થઇ. પણ ઇસ્લામની, જેહાદની, અને સારાં કામની બેઅત કરવી છે.

---

& બોખારીમાં પૂરી રિવાયત આવી રીતે છે. એક જનાજો ગયો તો રસૂલુ-લ્લાહ તેને માટે ઊભા થયા અને અમો તેમની સાથે ઊભા થયા. ફરી અમે કહ્યું કે આ તો એક યહુદેણ છે ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે ઊઠવાનું કારણ યહુદેણને માન આપવું નથી પણ મોતનો ડર છે. ગુ. મો.

* કબરસ્થાનમાં જોડા પેહેરીને ચાલવાનું દુરૂસ્ત થવું આ હદીસથી જણાય છે. શરહ મશારેક ગુ. મો.

§ શરહ મશારેકમાં છે કે આ હદીસ આજ રાવીની રિવાયતથી મુસલીમમાં છે. ગુ. મો.

+ આ હદીસથી ઈશાની નમાઝ મોડેથી પઢવાની ફજીલત, તથા નમાઝની ઈનતેજારીથી તેટલા વખત સુધી નમાઝના સવાબની બશારત જણાય છે. ગુ. મો.

ફાયદો મોજાશેઅ (રદી) થી રિવાયત છે કે જ્યારે મક્કા ફતેહ થયું તો મેં હીજરત કરવા માટે બેઅત કરવાનું વિચાર્યું ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે ઇસ્લામ ગાલેબ થયું હવે તેવી તરેહની હીજરત કરવી ફરજ રહી નથી.

૩૧૫ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત યહુદ તથા નસારા રંગતા નથી માટે તમો તેઓથી ઉલટું કરો.

ફાયદો એટલે તમો ખિજાબ કર્યા કરો મેંદીનો ખિજાબ કરવો કૉલી સુંનત છે વસમો પણ દુરૂસ્ત છે પણ બીજો ખિજાબ જે કાળા વાળ કરે તે દુરૂસ્ત નથી.§

૩૧૬ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારી આગળ (એટલે કેયામતમાં) એક હોજ છે (એટલે હોજે કોસર છે.) તે જરબા તથા અજરાહના વચ જેટલો (મોટો) છે.

ફાયદો જરબા તથા અજરાહ આ બંને શામના ગામો છે. તે બંનેની વચ્ચે ત્રણ દિવસનો રસ્તો છે. આ હદીસની મતલબ આ છે કે તે હોજ ઘણો મોટો છે. ‡

૩૧૭ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ચીજથી તમો દવા કરો છો તેમાં બેહતર દવા રૂમડી ખેંચાવવી, તથા દરયાઇ કુસત છે.

ફાયદો કુસટને ઉરદુમાં કુટ કહે છે એ હિન્દુસ્થાનમાં ઉત્પન્ન થાય છે માટે તેને ઊદે હીન્દી પણ કહે છે. એ હીન્દુસ્થાનથી વહાણુમાં અરબ સ્થાન જતું હતું માટે તેને હજરતે દરયાઇ ફરમાવ્યું. તેની તબીયત ગરમે ખુશક છે. એ હોજરી દિલ તથા ભેજાને ફાયદો કરે છે. અને સરદીની બીમારીઓને દુર કરે છે. અને રૂમડી ખેંચવાથી બગડેલું ખુન નીકળી જાય છે માટે તેની તારીફ હજરતે (સલ) કરી. બીજી હદીસમાં છે કે જેના માથામાં દરદ થતું હોય તેને રૂમડી હજરત (સલ) ફરમાવતા હતા. અને તેરમી તથા એકવીસમી તારીખે તથા મંગળ બુધ અને સનીવારના ખુન કહાડવાની હદીસ શરીફમાં મનાઇ થઇ છે. આ હદીસથી જણાયું કે ઇલાજ (ઓષધી) કરવો દુરસ્ત છે. અને તે તવક્કોલને વિરૂદ્ધ નથી.

૩૧૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત એક બદકાર ઓરતે એક કુતરાને ગરમીના દિવસમાં જોયું કે તે કૂવાને આસપાસ ફરે છે તેની જીભ તરસથી લટકી પડી છે. તો તેણીએ તેને માટે પોતાનો મોજો કહાડયો. (એટલે પાણી પાવા) જેથી તેના ગુનાહ બખશાયા. અને બોખારીમાં આવી રીતે રિવાયત છે કે તેણીએ પોતાનો મોજો કહાડયો અને પોતાની ઓઢણીથી બાંધ્યોને ફરી તેને માટે પાણી કહાડયું. જેથી તેના ગુનાહ બખ્શાયા. *

§ એટલુંજ નહીં પણ એક હદીસમાં છે કે કાળા ખિજાબ કરનારનું મોં અલ્લાહ કાળું કરશે. ભુરા રંગનો ખિજાબ કે ઉદા રંગનો ખિજાબ એ મનાઇમાં દાખલ નથી ગુ. મો.

‡ એટલે આ હદીસથી તેની મોટાઇ બયાન કરવી છે તેનો ખરો માપ બયાન કરવાનું નથી એજ માટે એક હદીસમાં છે કે તે મદીના તથા સંનઆ જેટલો છે. બીજી હદીસમાં છે કે તે એેલા તથા મક્કા જેટલો છે વગેરે. આ સર્વમાં તેની મોટાઈનું માત્ર બયાન છે. ગુ. મો.

* આ હદીસ સુંનત જમાઅતના મતને પુષ્ટી આપે છે કે ગુનાહ કબીરા કદી અલ્લાહના ફજલથી વગર તોબા કરે પણ માફ થાય છે. ગુ. મો.

ફાયદો આ હદીસથી જણાયું કે સખ્તીની વેળા જાનવરોની સાથે એહસાન કરવું ખોદાની નજદીક મોટી ચીજ છે. કહી "દિલબદસ્તઆવુર કે હજજે અકબરસ્ત" §

૩૧૯ બોખારી તથા મુસલિમમાં ફાતેમા બીનતે કૈસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ઊમ્મે શરીકની પાસે આગલા મોહાજેરો આવ જા કરે છે. જેથી તું ઇબને ઊમ્મે મકતુમ આંધળાને ઘેર જા. કારણ કે જ્યારે તું તારી ઓઢણી કહાડશે તો તે તને જોશે નહીં. ફાતેમા બીનતે કૈસના ધણી અબુ અમર હફસે તેણીને બાએન તલાક આપી અને તેણીએ ઇદ્દત ગુજારવાનો વિચાર કર્યો ત્યારે હજરતે તેણીને આ હદીસ કહી.

ફાયદો ફાતેમા બીનતે કૈસને તેણીના ધણીએ તલાક આપી. હજરતે (સલ) પ્રથમ ફાતેમાને કહ્યું કે તું ઉમ્મે શરીકના ઘરમાં ઇદ્દત ગુજાર. ફરી હજરતે ફરમાવ્યું કે તેના ઘરમાં લોકો આવ જા કરે છે ત્યાં નહીં, પણ અબદુલ્લાહ આંધળો છે તેના ઘરમાં જા. એટલે તેને કંઇ સુજતું નથી. તું આરામથી ત્યાં રહેશે.

* ૩૨૦ બોખારી તથા મુસલિમમાં * અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત બની ઇસરાઇલના એક ટોલાની શિકલ બદલાયલી (મસખ થએલું તો પણ હું જાણુતો નથી કે તેઓ કયા જનાવરની સુરતમાં થએલા.

ફાયદો બોખારી તથા મુસલિમમાં પૂરી રિવાયત આવી રીતે છે કે એક ગામડિયો હજરત (સલ) ની પાસે આવ્યો તેણે કહ્યું કે એ હજરત (સલ) હું એવા જંગલમાં રહું છું કે ત્યાંના લોકોનો ખોરાક પાટલા ઘો છે. હજરતે (સલ) તેનો જવાબ કંઇ આપ્યો નહીં. ફરી તેણે પૂછ્યું. ફરી પણ હજરત ચુપ રહ્યા. ત્રીજી વેળા હજરતે (સલ) ફરમાવ્યું કે બની ઇસરાઇલના એક ટોલા ઉપર ખોદાએ લાનત કરી અને તેની સૂરત બદલી નાખી. હું જાણુતો નથી કે તેઓ પાટલા ઘોની શિકલમાં થયલા અથવા બીજા કોઇ જાનવર થયલા. તો હું તો તેને ખાતો નથી. અને મના પણ કરતો નથી. ઇમામે આજમ (રહ) ની નજદીક પાટલા ઘો ખાવી દુરૂસ્ત નથી. આજ દલીલથી. પણ ઇમામ શાફેઇ (રહ) ના મજહબમાં દુરૂસ્ત છે.

૩૨૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જ્યારે તેઓમાં કોઇ સારો માણસ મરી જતો તો તેઓ તેની કબર ઉપર મસજીદ બનાવતા અને ત્યાં તેની સૂરતો ચીતરતા. તે લોકો ખોદાને નજદીક કેયામતને દિવસે બુરી મખલુક છે. હબશમાં એક ગીરજો બનેલો હતો જેને મારયા કહેતા. તે લોકો માટે આ ફરમાવ્યું છે.

ફાયદો હજરત આએશા (રદી) થી રિવાયત છે કે જ્યારે હજરતને મોતની બીમારી થઇ ત્યારે એક બીબીએ હબશના ગીરજાની તારીફ કરી. એટલે જો હુકમ થાય તો હજરત (સલ) ની કબર ઉપર તેમ બનાવાય. ત્યારે

§ અર્થ-દિલ હાથમાં લાવ કે એ મોટી હજ્જ છે. ગુ. મો.

* શરહ મશારેકમાં છે કે આ હદીસ મુસલિમમાં નથી. બોખારી અબુ દાઉદ તથા નસાઈમાં છે. હા, મુસલિમમાં એને મળતી હદીસ છે. ગુ. મો.

હજરતે તક્યાથી માથું + ઉપાડીને આ હદીસ ફરમાવી. એટલે તેઓ બુરૂં કરે છે તમારે મારી કબરને સિજદાની જગ્યા ઠેરવવી નહીં.

૩૨૨ મુસલિમમાં અબદુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત (કેયામતની) પરગટ થતી નીશાનીઓમાંથી પ્રથમ નીશાની સુર્યનું પશ્ચિમથી ઊગવું છે. અને ચાશતને વખતે (દહાડો ચઢે) લોકો આગળ જમીનના જાનવરનું નીકળવું છે. અને આ બેમાંથી જે પ્રથમ થશે તેની પાછળ બીજી પણ ઉતાવળે જાહેર થશે.

**ફાયદો** કેયામતની દસ નીશાનીઓ પ્રથમ બ્યાન થઇ છે (વાંચો ના. ૨૪૦)

૪૨૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જે ટોલું પ્રથમ જંનતમાં દાખલ થશે તેઓ પૂનમના ચંદ્ર જેવી સૂરતના થશે. અને જે તેની પાછળ જશે તેઓ આસમાનના મોટા ચમકતા સીતારાની બરાબર થશે. તેઓમાંના દરેક પુરૂષને માટે બે બાયડીઓ * છે કે જેની પીંડલીનું ગદ્દદ ગોશત પાછળથી દેખાશે અને જંનતમાં કોઇ કુંવારૂં રહેશે નહીં.

**ફાયદો** એટલે તેની પીન્ડલીઓ બીલ્લોર જેવી સાફ છે. જેથી અંદર સુધી ખુલ્લી રીતે નજરે પડશે. અને જયારે પીન્ડલીનો હાલ આવી રીતનો છે તો તે બાયડીના બદનની ખુબીનું તોલ એના ઉપર કરવું જોઇએ.

૩૨૪ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જંનતવાળા પોતાના ઉપર ઉંચે મેહેલવાળાઓને જોશે જેવી રીતે તમો આસમાનના કીનારા ઉપર આથે ચમકતા તારાને જુઓ છો. ફરી તે પૂર્વમાં હોય અથવા પશ્ચિમમાં હોય. તેઓના મરતબાને લીધે (આ ફેર છે.) સહાબીઓએ કહ્યું કે ઓ રસૂલુ-લ્લાહ તે સારા મેહેલો તો નબીઓના છે ત્યાં બીજા પોહોંચી શકશે નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે કેમ નહીં. (પોહોંચશે)? જેના હાથમાં મારો જીવ છે તેની કસમ કે (ત્યાં પોહોંચનારા) તે મરદો છે કે જેઓ અલ્લાહ પર ઇમાન લાવ્યા અને રસૂલોને સાચવ્યા.

૩૨૫ બોખારી તથા મુસલિમમાં નોમાન બીન બશીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત દોજખીયોમાં ઘણા હલકા અજાબવાળો તે શખ્સ છે કે જેના બે જોડા તથા બે:તસમા અગ્નિના છે જેથી તેનું ભેજું હાંડીની જેમ ઉભરાશે. અને તે જાણશે કે મારેથી વધુ અજાબવાળો કોઇ નથી. અને જુઓ તો તે ઘણો હલકા અજાબનો છે.

૩૨૬ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મદીનામાં કેટલાક જીન્નો છે કે તેઓ મુસલમાન થયા. તો જયારે તમો તેઓમાંથી કંઇ જુઓ (એટલે તેઓ સાપ બની જાય) તો તેને ત્રણ દિવસ ખબર કરો. & ફરી

---

+ આ માથું ઉપાડવું ગુસ્સાને લીધે હતું. હજરત સમજ્યા કે કદાપી મારી સૂરત ચિત્રાશે માટે આપે ગુસ્સામાં આવી એવું કરનારની બુરાઈ બ્યાન કરી. કેમ જે મૂર્તી પૂજાનું મુળ એજ છે. અને જ્યારે પેગમ્બરની તસવીર બનાવવી મનાઈ થઈ તો બુજરૂગોની શી ગણતરી! મુસલમાનોએ એથી બચવું જોઈએ. એટલુંજ નહીં પણ જ્યાં એવી તસવીરો સમારેલી હોય ત્યાં જવું પણ નહીં જોઇએ અગર જો તે મોટા લોકોનું ઘર ગણાતું હોય ગુ. મો.

* એટલે આવી ખુબીની બે બાયડીઓ થશે અને બીજી હુરોમાં એ ખુબી હશે નહીં. અને એ બેની સાથે દરેકને ૭૨ બાયડીઓ મળશે. ગુ મો.

& અને તેને કેવી રીતે ખબર કરવી તે ફાયદામાં બ્યાન થયું છે. ગુ. મો.

જો તે તે પછી જાહેર થાય તો તેને મારી નાખો કારણ કે તે શૈતાન છે. એટલે તે કાફેર જીંન છે.

ફાયદો મદીનામાં એક સહાબીની નવી શાદી થઇ હતી તેવણ પોતાને ઘેર ગયા જુએ છે કે બીબી દરવાજા પાસે ઊભી છે. તેવણે કારણ પૂછયું તેણીએ કહ્યું કે ઘરમાં સાપ નીકળ્યો છે. તે સહાબીએ તેને મારી નાખ્યો. ફરી સહાબી પણ પડી ગયા અને મરી ગયા. ફરી જ્યારે હજરતે (સલ) આ કિસ્સો સાંભળ્યો તો આ હદીસ ફરમાવી. અને બીજી હદીસમાં આવી રીતે છે કે જ્યારે સાપને પોતાના ઘરમાં જુઓ તો ત્રણ દિવસ આવી રીતે કહો કે હમો નુહ તથા સુલેમાન (અલે) ના કરારના વચનને આધારે તારાથી માગીએ છીએ કે અમને દુઃખ ન આપ. ફરી તે પછી જો સાપ નીકળે તો મારી નાખો.

૩૨૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત બિલાલ રાતમાં બાંગ દે છે, માટે તમો અબદુલ્લાહ બીન ઊમ્મે મકતુમ અઝાન કહે ત્યાં સુધી ખાઓ અને પીઓ.

ફાયદો હજરત બિલાલ (રદી) કેટલીક રાત રહેવા છતાં બાંગ દેતા હતા કે જેથી લોકો ઉઠીને તહજજુદની નમાઝ પઢે. અને જે જાગતા હોય તેઓ સુઇ જાય. અને અબદુલ્લાહ (રદી) સુબ્હની અઝાન કહેતા હતા. તેવણ આંધળા હતા જ્યાં સુધી ફજર થવાનું લોક નહીં કહેતા ત્યાં સુધી અઝાન કહેતા નહોતા. તો હજરતે (સલ) ફરમાવ્યું કે રોઝાવાળો ખાયા પીયા કરે, બિલાલની અઝાનનો ખીયાલ કરે નહીં.

૩૨૮ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કયામતની આગળ કેટલાક દિવસ થશે કે જેમાં જહાલત ઉતરશે (એટલે ફેલાશે) અને ઇલમ ઉપડી જશે અને કતલ ઘણી ચાલશે. *

ફાયદો એટલે દુન્યાનો લોભ એટલો વધશે કે લોકોને દીનનો ઇલમ શીખવાની પરવા રહેશે નહી. રાત દિવસ દુન્યા કમાવા સિવાય બીજી કંઇ ગરજ તેઓની રહેશે નહીં. એટલુંજ નહીં પણ કયામત તો આ છે કે જો ઇલમ પણ શીખશે તો પણ દુન્યાનેજ માટે, એટલે ખરૂં જોતાં તે ઇલમ નથી પણ તે જહાલત છે. કારણ કે ઇલમ તો તેજ છે કે જેથી દુન્યા ભુલાય અને આખેરત યાદ આવે.

૩૨૯ મુસલિમમાં ‡ જાબેર બીન સમોરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કયામતની આગળ કેટલાક

---

* ઈલમ જે અલ્લાહનું ફજલ છે જેથી ખોદાનો ખોફ ઉત્પન્ન થાય છે અને તેથી ભલુ બુરૂં સમજાય છે અને તેથી સવભાવ સુધારાય છે. અને આ સર્વ લડાઇ ફીસાદને રોકનાર છે. પણ જ્યારે ઈલમ ઉપડી જશે તો તેના લાભ રહેશે નહીં જેથી લડાઇ ફીસાદ વધશે. માટે ઇલમે દીનનો બનતી કોશીશે વધારો કરવો. ઈલમને ઈલમવાળાઓને માન આપવું દરેક ભાષામાં અલ્લાહના કલામ ને રસૂલના કલામને ફેલાવવામાં કોશીશ કરવી. કારણ કે એજ ઈલમથી દીન દુન્યા બંને સુધરે છે. ગુ. મો.

‡ શરહ મશારેકમાં છે કે આ હદીસ મુસલિમમાં નથી પણ બીજી હદીસની કિતાબોમાં છે. ગુ. મો.

જુદાઓ થશે તો તમારે તેઓથી બચતા રહેવું. +

**ફાયદો** આ હદીસની મતલબ મોસૈલેમા કજ્જાબ, અસવદ, સજાહ, તલીહા, તથા મુખ્તાર છે. જેઓએ પેગમ્બરીનો ખોટો દાવો કર્યો હતો. ફરી ખુદાએ તેઓને હલાક કર્યા. અથવા તે લોક છે કે જેઓએ મોજુ હદીસ બનાવી, અને હજરત ( સલ ) ના તરફ લગાડી. અને ઓલમાએ હદીસે તેને વિણી વિણીને કહાડી.

૩૩૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે બની ઇસ્રાઇલમાં † ત્રણ માણસ હતા. કોઢી, ગંજો, આંધળો. ફરી અલ્લાહે તેઓની પરીક્ષા કરવાનું ધાર્યું ને તેઓની પાસે એક ફિરશતો મોકલ્યો તો તે કોઢીની પાસે આવ્યો ને કહ્યું કે તને કયી ચીજ પીયારી છે? તેણે કહ્યુ કે સારો રંગ તથા ઉમદા ચામડી. અને લોકો જે ચીજની મારાથી સૂગ રાખે છે તે મટી જાય હજરતે ( સલ ) ફરમાવ્યું કે ફિરશતાએ તેના ઉપર હાથ ફેરવ્યો અને તેની સૂગ દુર થઇ અને તેને સારો રંગ તથા સારી ચામડી અપાઇ. ફિરશતાએ કહ્યું કે તને કયો માલ પસંદ છે? તેણે કહ્યું કે ઊંટ અથવા ગાય. આ હદીસના રિવાયત કરનારમાંનો એક રાવી ઇસહાક બીન અબદુલ્લાહે શક કર્યો છે. પણ કોઢી અથવા ગંજા બેમાંના એકે ઊંટ કહ્યું અને બીજાએ ગાય કહી છે. ફરી તેને દસ મહીનાના ગાભવાળી ઉંટણી આપીને કહ્યું કે અલ્લાહ તને એમાં બરકત આપે. હજરતે ( સલ ) કહ્યું કે ફરી તે ગંજાની પાસે આવ્યો. અને કહ્યું કે તને કયી ચીજ ઘણી પસંદ છે? તેણે કહ્યું કે સારાં વાળ અને જે ચીજની લોકો મારેથી સૂગ રાખે છે તે મારેથી દુર થાય. ફરી તે પર તેણે હાથ ફેરવ્યો. અને તે સાજો થયો અને તેને સારા વાળ અપાયા. ફિરસ્તાએ કહ્યું કે તને કયો માલ પીયારો છે? તેણે કહ્યું કે ગાય. ફરી તેને ગાભણુ ગાય અપાઇ ને તેને કહ્યું કે અલ્લાહ તને એમાં બરકત આપે. હજરતે ( સલ ) ફરમાવ્યું કે ફરી તે આંધળા પાસે આવ્યો ને કહ્યું કે કયી ચીજ તને વધારે પ્રિય છે? તેણે કહ્યું કે અલ્લાહ મારી આંખને દેખતી કરે તેથી હું લોકોને જોઉં. ફરી તે પર હાથ ફેરવ્યો. ને અલ્લાહે તેને આંખ આપી. ફિરશતાએ તેને કહ્યું કે તને કયો માલ પીયારો છે? તેણે કહ્યું કે બકરી. ફરી તેને જણવાની બકરી અપાઇ. ફરી ઉંટણી ગાય જણી અને બકરી પણ વિવાઇ. ફરી કોઢી માટે ઊંટનું જંગલ થયું અને ગંજા માટે ગાયનું જંગલ થયું. અને આંધળા માટે બકરાંનું જંગલ થયું. હજરતે ( સલ ) ફરમાવ્યું કે ફરી તે કોઢી પાસે તેના રૂપમાં તથા તેની હાલતમાં તે આવ્યો ને કહ્યું કે હું એક મીસકીન પુરૂષ છું. મારી સફરમાં અસબાબ ખુટી ગયો. આજને દિવસે અલ્લાહ સિવાય ફરી તારે

---

+ આ હદીસથી જણાયું કે ઈલમે દીન હાંસલ કરવામાં વઅજ નસીહત સાંભળવામાં ભરોસેદાર માણસ જોઈએ કે જે ઈલમમાં પૂરો હોય નેકબખત હોય કે જેથી તે ખોદાનો ખોફ રાખી લોકોની બીમારીને માફક દવા આપે. માટે એવા માણસને ગનીમત જાણવું. પણ જે માણસ અન જાણ્યો હોય ચલણ સારા ન હોય લોકોની મરજીની માફક કહેતો હોય બિદઅતી હોય અથવા ખોટો ઈલમનો દાવો કરતો હોય તેથી બચતાં રહેવું જોઇએ. રંગુનમાં એક યહુદી ત્યાંના મુસલમાનોને ઠગી કેટલીક મુદત ઈમામ બનેલો એ ધ્યાનમાં રાખવાનું છે. ગુા. મો.

† ઈસરાઇલ એ હજરત યાકુબ (અલે) નો ખેતાબ છે. અને બની ઈસ્રાઈલ એટલે યાકુબ ( અલે ) ની ઓલાદ. ગુા. મો.

સિવાય * મારૂં પોહોંચવું બની શકતું નથી. જેણે તને સારો રંગ તથા સારી ચામડી આપી અને માલ આપ્યો તેના નામ પર × તારાથી માગું છું કે હું તેના પર (બેસીને) મારી સફરમાં પુગી જાઊં. ફરી તણે કહ્યું કે લોકોના ધણા હક્કો મરા પર છે (એટલે કરજદાર છું. અથવા ઘર બારના ખરચથી માલ વધારે નથી.) ફરી ફિરશતાએ કહ્યું કે કદાપી હું તને ઓલખું છું. શું તું કંગાલ કોઢી ન હોતો? લોકો તારી સુગ કરતા હતા. ફરી અલ્લાહે તને આપ્યું. તેણે કહ્યું કે હું તો આ માલને બાપ દાદાથી વારસામાં રાખુ છું. ફિરશતાએ કહ્યું કે જો તું જૂઠો હોય તો અલ્લાહ તને તેવો કરે. હજરતે ફરમાવ્યું કે ફરી તે ગંજા પાસે તેની સૂરતમાં તથા તેની હાલતમાં આવ્યો અને જેમ તેને કહ્યું હતું તેમ એને કહ્યું. અને જેમ તેણે જવાબ આપ્યો હતો તેમ એણે જવાબ આપ્યો. ફિરશતાએ કહ્યું કે જો તું જૂઠો હોય તો જેવો હતો તેવો તું થાય. હજરતે કહ્યું કે ફરી તે આંધળા પાસે તેની સૂરતમાં તથા તેની હાલતમાં આવ્યો. ને કહ્યું કે હું કંગાલ પરદેશી પુરૂષ છું સફરમાં મારૂં સાધન ખુટી ગયું છે. ખોદા સિવાય ફરી તારા સિવાય આજને દિવસે મારૂં ઘેર પોહોંચવું નથી. જેણે તને આંખ આપી તેના નામ પર હું તરાથી એક બકરી માગું છું કે જેથી હું મારી સફરમાં પુગી જાઊં. તો તેણે કહ્યુ કે ખચીત હું આંધળો હતો. અલ્લાહે મારી આંખ પાછી આપી. માટે તારે જોઇએ તે તું લે, અને જોઇએ તે રહેવા દે. ખોદાની કસમ જો તું ખોદાને નામે કંઇ લેશ તો હું તને મુશકેલીમાં નાખીશ નહીં. (એટલે તારો હાથ પકડીશ નહી.) અને એક રિવાયતમાં છે કે જો તું કોઇ ચીજ છોડશે તો હું તેંના વિષે તારી તારીફ કરીશ નહીં. (એટલે નહીં લેવાથી હું ખુશ થઇશ નહીં અને તારી બે પરવાઇની હું તારીફ કરીશ નહીં.) તે ફિરશતાએ કહ્યું કે તારો માલ રહેવા દે. તમારી પરીક્ષા થઇ હતી. તારાથી ખોદા રાજી થયો. અને તારા બંને સાથીઓથી નારાજ થયો. =

**ફાયદો** આ હદીસમાં શુકર કરનાર તથા ના શુકર બંદાઓનું બયાન છે. અને જો ઊંડો વિચાર કરો તો આ હદીસ સઘળા જગતના હાલમાં છે. એટલે અમો સર્વ લોકોની પ્રથમ કંઇ હકીકત નહોતી. માલ તંદુરસ્તી ઇલમ હોકુમત (વગેરે સર્વ) માત્ર તેના કરમથી સર્વને મળ્યાં છે. તો જે હુંશીયાર છે તે પોતાની હકીકત અને ખોદાનો કરમ સમજીને શુકર કરે છે (ખોદાનો આભાર માને છે,) અને જે અહમક છે તે પોતાની હકીકત તથા ખોદાનો ક-

---

*આ ઈબારત એક ઉમદા અદબ શીખવેછે. તે એ કે તે ફિરશતાએ "કહ્યું. અલ્લાહ સિવાય ફરી તારા સિવાય" અને શબ્દ "ફરી" નો વધાર્યો છે એવીજ રીતે બીજી હદીસોમાં પણ છે. માટે જે રીવાજ પ્રમાણે કહેવાય છે કે "અલ્લાહ સિવાય અને તારા સિવાય મારૂં કોણ છે" તો એમ કહેવું જોઇએ કે "અલ્લાહ સિવાય ફરી તારા સિવાય" એવીજ રીતે કાગલના સિરસ્તામાં અલ્લાહની સાથે બીજાની દોઆ તથા તોફેલ લગાડવામાં આવે છે ત્યાં પણ શબ્દ "ફરી" નો વધારવો જોઈએ. ગુ. મો.

× માગનારે અલ્લાહના નામ પરજ માગવું જોઇએ. કેટલાક માગનાર કહે છે. અલ્લાહ કે નામકી રોટી નબીકે નામકા પેસા હુસેન કે નામકા કપડા વગેરે. એ ખરાબ શબ્દો છે એથી તેઓએ બચવું જોઈએ. ગુ. મો.

=રાંદેરના વોહરાઓએ આ હદીસ ઉપર ધ્યાન આપી પોતાની આગલી હાલત યાદ રાખવી જોઈએ કે તેઓ પ્રથમ ખેડુત હતા, ફરી ખારવા ખલાસી થયા. ફરી વેપારી થયા. અને હાલમાં લાખોની સ્ટેટના માલિક થયા. ખોદાનું શુકર કરવું જોઇએ. આગલી હાલત યાદ રાખેથી મગરૂરી આવશે નહીં. કોઈને હલકા ગણશે નહીં. અને ખોદાનો શુકર વધારે થશે. ગુ. મો.

છેલ્લો તથા તમામ છું ) +

ફાયદો એટલે નબુવ્વતનું ઘર મારા વગર અધુરૂં હતું. મારા થવાથી સર્વ પુરૂં થયું. આમાં આ વાતનો ઇશારો છે કે હજરત ઇસા ( અલે ) જે કેયામતની નજદીક આવશે તે પોતાનું દીન જારી કરશે નહીં. હજરત ( સલ ) ના દીનને તાબે થશે, જેવી રીતે હજરત ( સલ ) ના બીજા ખલીફા થશે તેવાજ તેવણ પણ થશે.

૩૮૭ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા ( રદી ) થી રિવાયત છે કે હજરતે ( સલ ) ફરમાવ્યું કે ખચીત મારી તથા જે ચીજની કે જે અલ્લાહે મારી સાથે મોકલી છે તેની મિસાલ એક મરદની મિસાલ સરખી છે કે જે એક કોમની પાસે આવ્યો ને કહ્યું કે ઓ લોકો હું લુટનાર લશકરને મારી આંખે જોઇ આવ્યો છું અને હું નાગો બીહવાડનારો છું. તો તમો નહાસો. ફરી એક ટોલાએ તેમાંથી તેની તાબેદારી કરીને સાંજનાજ ચાલુ રહ્યા તેઓ તો અરામથી રહ્યા. અને તેમાંના એક ટોળાએ તેને જુઠવ્યો તે પોતાની જગ્યામાં સવાર સુધી પડી રહ્યા. તેઓ પાસે સવાર થતાં લશ્કર આવી પુગ્યું અને તેઓને હલાક કર્યા અને તદન નાશ કર્યા. તો આ મિસાલ તેની છે કે જે મારી પુઠે ચાલ્યો અને મારા લાવેલા કુરઆનની તાબેદારી કરી. તથા તેની મિસાલ છે કે જેણે મારી નાફરમાની કરી તથા જે હું ખુદા તરફથી લાવ્યો તેને તેણે જુઠવ્યું. §

ફાયદો અરબમાં દસતુર હતી કે જે કોઇ દુશમનના લશકરને લુટવા આવતાં જોતો તો તે નાગા થઇ પોતાના કપડાંને લાકડી ઊપર લટકાવી બુમો પાડતો અને પોતાની કોમને કહેતો કે નહાસો નાગા થવાથી મતલબ આ હતી કે લોકો તેને મોટી આફત સમજે અને તેને સાચો જાણીને જલદી નહાસે.

૩૮૮ બોખારી તથા મુસલિમમાં હોજેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તેની સાથે પાણી તથા અગ્નિ છે. પણ તેની અગ્નિ પાણી છે અને તેનું પાણી અગ્નિ છે.

ફાયદો કેયામતની નજદીક એક કાફેર યહુદી નીકળશે. અને તે ખોદાઇનો દાવો કરશે તેનું નામ દજ્જાલ છે. તેની સાથે અગ્નિ તથા પાણી થશે. નજર બંધીથી અગ્નિ પાણી જણાશે અને પાણી અગ્નિ જણાશે, અગ્નિનું નામ દોજખ રાખશે અને પાણીનું નામ જંનત રાખશે. જે તેને તાબે થશે તેને જંનતમાં નાખશે અને નકાર કરનારને જહંનમમાં નાખશે. તો હજરતે (સલ) ફરમાવ્યું કે તે વખતના મુસલમાનો તેની અગ્નિથી ડરે નહીં. કારણ કે તેની અગ્નિ ખરૂં જોતાં પાણી છે અને તેનું પાણી અગ્નિ છે.

૩૮૯ બોખારી તથા મુસલિમમાં અબુ શારેહ ખોજાઇ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મક્કાને અલ્લાહે હરામ બનાવ્યું છે માણસે તેને હ-

+ હજરતે જ્યારે પોતાને ખાતેમુન નબીયીન કહ્યા તો પેગમ્બરીનો દરવાજો બંધ થવાનો. કાફેરોએ તાજ્જુબ કર્યું તો રસૂલુલ્લાહે તેને મિસાલ દઇને સમજાવ્યા.. ગુ. મો.

§ આમાં આ વાતનો ઈશારો છે કે હજરત ( સલ ) ની માત્ર ના ફરમાની કર્યાથી તદન નાશ થતો નથી ( કાફેર થતો નથી ) પણ ના ફરમાનીની સાથે કોઈપણ દીની વાતને જુઠવ્યાથી પૂરો નાશ થાય છે, અને ઈમાનથી નીકળી જાયછે. મુસલમાનોને જોઈએ કે પ્રખીયાત અને ચાલુ અકાએદની કિતાબો પ્રમાણે પોતાનો અકીદો ઠીક કરે કે જેથી જરૂરી દીની કોઇ વાતનો નકાર થાય નહી. ગુ. મો.

રામ કર્યું નથી. તો જે કોઇ અલ્લાહ પર તથા આખેરત પર ઇમાન રાખતો હોય તે તેમાં ખૂન વેહવે નહીં. (એટલે કોઇને મારી નાખે નહીં) અને મક્કાના ઝાડ કાપે નહીં. તો જો કોઇ રસૂલુલ્લાહ (સલ) ના કીતાલ ચલાવ્યાથી આધાર પકડી ખૂન કરવાને દુરસ્ત જાણતો હોય તો તેને કહો કે ખચીત અલ્લાહે પોતાના રસૂલને હુકમ આપ્યો હતો અને તમને હુકમ આપ્યો નથી. અને મને પણ દિવસની એક કલાકનો હુકમ મળેલો. ફરી કાલે જેવી રીતે હરામ હતું તેનું હરામ આજે પાછું થયું છે. અને હાજર રહેનાર લોકોને જોઇએ કે જે અત્રે હાજેર નથી તેઓને આ હુકમ પોહોંચવી દે.

૩૯૦ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કેયામતની નીશાનીયોમાંથી છે કે ઇલમ જતો રહેશે (એટલે ઓલમા મરી જશે) અને જહાલત પ્રગટ થશે અને જીના ફેલાશે અને શરાબ પીવાશે અને પુરૂષો મરી જશે અને સ્ત્રીઓ રહી જશે. તે એટલાં સુધી કે પચાસ સ્ત્રીઓ માટે એક ખબર લેનાર રહેશે. §

૩૯૧ બોખારીમાં વાસેલા બીન અસકા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કોઇ પુરૂષનું પોતાના બાપ સિવાય બીજા તરફ મનસુબ થવું × તથા જે ચીજ નહીં જોઇ હોય તો તે પોતાની આંખોને દેખાડવું (એટલે જુઠો ખ્વાબ બનાવીને કહેવો.) ‡ અથવા પેગમ્બરની નહીં કહેલી હદીસ તેમના તરફ લગાડવી (એટલે હજરત (સલ) તરફ બનાવટી હદીસને લગાડવી) એ જૂઠ મોટાં બોહતાન છે.

૩૯૨ બોખારીમાં અલી + (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કેટલુંક બયાન જાદુ છે. એટલે જેવી રીતે જાદુથી માણુસ લોટ પોટ થાય છે તેવી જ રીતે કેટલાક માણુસની તકરીરથી થાય છે.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે પૂર્વ તરફથી બે માણુસો આવ્યા તેઓએ હજરત (સલ) ની સામે ખુતબો પઢયો, તેની સારી તકરીરથી લોકો ઘણા તાજુબ થયા, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ઓલમાએ હદીસે ફરમાવ્યું છે કે જો ખોટી વાતમાં જાદુ ભરી તકરાર કરે તો હરામ છે અને હક્ક વાતમાં સારૂં છે.

૩૯૩ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત ઝાડોમાંનું એક ઝાડ એવું છે કે તેનું પાંદડું ખરતું નથી અને તે ઝાડ મુસલમાનની મિસાલ છે.

**ફાયદો** અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે એક વાર હજરતે (સલ)

---

§ આ નીશાનીયોમાંની કેટલીક તો પ્રગટ થઇ છે. જીનાનું બજાર લાગ્યું છે શરાબ તાડી મોટા હરખની સાથે પીવાય છે જાહેલોએ મૌલવીઓનો ડોળ ઘાલ્યો છે. અને ઇલમે દીન દિન પર દિન ઓછો થાય છે. ખરા રાસખુલ ઓલમા તો બાપડા સંતાઈ ગયા છે અને જુઠા રાસખુલઓલમાં પ્રગટ થયા છે. ગુ. મો.

× પોતાના બાપને મુકી બીજાનો દીકરો થવું જાહેર કરવું એ જાણે એમ કહેવું છે કે અલ્લાહે મને ફલાણાના પાણીથી ઉત્પન્ન કર્યો માટે તે મોટું બોહતાન છે. ગુ. મો.

‡ સ્વપ્નામાં જે જોવાય છે તે ફિરશતાના દેખાડવાથી થાય છે. તો તે વિષે જૂઠ કહેવું તે ખોદા ઉપર જૂઠ કહેવું થયું માટે તે મોટું બોહતાન. ગુ. મો.

+ શરહ મશારેકમાં છે કે 'આ હદીસ બોખારીમાં હજરત અલી (રદી) થી નથી પણ અબદુલ્લાહ બીન અમરથી રિવાયત થઈ છે. ગુ. મો.

પૂછ્યું કે તે કયું ઝાડ છે કે જેના પાંદડાં ખરતાં નથી. સહાબાઓનું ધ્યાન જંગલી ઝાડ તરફ ગયું. મારા દિલમાં આવ્યું કે તે ખજુરનું ઝાડ છે પણ શરમથી કહી શકયો નહીં. ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તે ઝાડ ખજુરી * છે અને તેની મતલબ મુસલમાન છે કે તેનું કદી નુકસાન થતું નથી. રાહત પોહોંચે છે તો શુકર કરે છે અને દુઃખ થાય છે તો સબર કરે છે. તો તેને બંને રીતે સવાબ છે.

૩૯૪ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત રાતમાં એક ઘડી છે કે મુસલમાન બંદો અલ્લાહથી બેહતરીની માંગણી કરે અને તે ઘડીને માફક પડી જાય તો અલ્લાહ તેને તે આપેજ આપે. અને એક રિવાયતમાં છે કે દુન્યા તથા આખેરતની બેહતરી માંગે તો તે તે આપેજ આપે. અને તે (ઘડી) દરેક રાતમાં છે.

**ફાયદો** એટલે જે ઘડીમાં દોઆ જરૂર કબુલ થાય છે તે દરેક રાતમાં થાય છે. કેટલાકોએ કહ્યું છે કે તે ઘડી પાછલી રાતના સવારને લગભગ થાય છે. કેટલાકોએ કહ્યું છે કે જ્યારે ત્રીજો હિસ્સો રાતનો રહે છે ત્યારે થાય છે. હજરતે (સલ) ખુલ્લી રીતે એટલા માટે નહીં ફરમાવ્યું કે તેના શોખમાં લોકો આખી રાત ઇબાદત કરે.

૩૯૫ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત સંગમાં તથા માલમાં લોકો કરતાં મારા પર વધુ આભાર કરનાર અબુબકર (રદી) છે. અને જો હું અલ્લાહ સિવાય કોઇને જાની દોસ્ત કરત તો હું અબુબકર (રદી) ને કરત § પણ ઇસ્લામી ભાઈ ચારો તથા તેની મોહબ્બત અમારી વચ્ચે છે. ‡ અને અબુબકર (રદી) ના દરવાજા સિવાય કોઇનો દરવાજો બંધ કરવા સિવાય રહેવા દેવો નહીં. =

* જે ઝાડના પાંદડાં ખરતાં નથી તે ખજુરી છે આ અરબસ્થાનના ઝાડોને જોતાં કહેવાયું છે. નહીં તો હિન્દુસ્થાનમાં પાંદડાં નહીં ખરે તેવાં ઝાડ બીજાં પણ થાય છે. જેમકે તાડ પોયણી (બજર બટનું ઝાડ) વગેરે. ગુ. મો.

§ એટલે મારૂં દિલ અલ્લાહની મોહબ્બતથી ભરપૂર છે કોઈની તેમાં જગ્યા નથી. નહીંતો અબુબકરની મારા દિલમાં પૂરતી જગયા થતે. ગુ. મો.

‡ આમાં ઈશારો હજરત અબુબકરના સર્વથી પ્રથમ મુસલમાન થવાની તરફ છે. અને તેથી વધુ મોહબ્બત સિદ્ધ થઈ છે. નહીં તો માત્ર ઈસ્લામ તથા તેથી ઉત્પન્ન થતી મોહબ્બતતો સર્વ સહાબામાં છે. ગુ. મો.

= એટલે હજરત અબુબકરનો દરવાજો માત્ર ખુલ્લો રહે અને સર્વના દરવાજા બંધ થાય. આમાં હજરત અબુબકર (રદી)ની ખીલાફતનો ઇશારો છે. આ જગયા દરવાજાની મતલબ ઝગડાનો કે દાવો કરવાનો દરવાજો અલંકાર રૂપે છે. કારણકે હજરત અબુબકરનું ઘર મસજીદ પાસે નહોતું કે તેમના ઘરનો દરવાજો ખુલ્લો રખાય. તો આ મતલબ થઈ કે દરેકનો ઝગડો અને દાવો બંધ કરાય અને અબુબકરનો ઝગડો તથા દાવો ચાલુ રખાય. અને એ વાતની પૂષ્ટી મસજીદના શબ્દથી વધારે થાય છે કારણ કે એ મસજીદ હજરતની હોકુમતની જગયા હતી. અયાં ફેસલો કરતા હતા નમાઝમાં ઇમામ બનતા હતા. આ હજરતે (સલ) પોતાના છેલ્લા ખુતબામાં કહેલું. કેમકે એ વેળા ખેલાફતના ઈશારાની જરૂર હતી. અને એજ માટે હજરતે આખરી વખતમાં હજરતે અબુબકરને ઈમામ બનાવ્યા હતા. અને હજરત (સલ) ની વફાત પછી તે દિવસ દરેક બેભાન થયા હતા પણ માત્ર હજરત અબુબકર હુશીયારીમાં હતા. અને જયારે તેમણે ખુતબો પડયો ત્યારે લોકોને હોશ આવ્યો જેમકે બોખારીમાં છે. આ પણ એમના ઈમામ થવાની નિશાની છે. કેમકે તે વખતે ઈમામે લોકોની સંભાળ કરવી જોઇએ. હવે કોઇના દિલમાં એવી શંકા આવે કે હજરત અલી (રદી) ને માટે પણ કહેવાયું છે કે હજરત

**ફાયદો** મસજીદના સેહનથી લગોલગ સહાબાના દરવાજા હતા. તો હજરતે (સલ) વફાતની કરીબ સર્વના દરવાજા બંધ કરાવ્યા માત્ર હજરત અબુબકર (રદી) નો દરવાજો ખુલ્લો રાખ્યો. ‡ આ હદીસથી હજરત અબુ બકર (રદી) ની બુજુરગી સર્વ સહાબા ઉપર સિદ્ધ થઇ. અને એમાં તેમની ખીલાફત નો ખુલ્લો ઇશારો છે.

૩૯૬ મુસલિમમાં આએજ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત (ઘેટાં બકરાંનો) બુરો ચરાવનાર માર મારી હાથ પગ તોડનાર છે.

**ફાયદો** આ હદીસની મતલબ જાલેમ હાકેમ છે જે રઇયતપર રહમ કરે નહીં.

૩૯૭ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અલ્લાહની નજદીક કેયામતને દિવસે મરતબાની રૂએ લોકોમાં ઘણો ભુંડો તે મરદ છે, અને એક રિવાયતમાં છે કે મોટી ખીયાનત કરનાર કેયામતને દિવસે અલ્લાહની નજદીક તે મરદ છે, કે પોતાની બાયડીથી મીલાપ (જીમા) કરે અને તેની બાયડી એનાથી મીલાપ કરે ને એ તેણીનો ભેદ પ્રગટ કરે.

**ફાયદો** એટલે લોકોથી બયાન કરે કે અમે આટલી વખત જીમા કરી, અથવા આટલી વાર કરી (અથવા આવી રીતે કરી) એ પૂરતી બેહયાય તથા મોટા ગુનોહ છે. §

૩૯૮ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આની નસલથી એક કોમ ઉત્પન્ન થશે જે કુરઆનને પઢશે પણ તેઓના ગળાને નીચે ઉતરશે નહીં (એટલે દિલમાં કુરઆનની તાસીર થશે નહીં. જુબાનથી પઢશે પણ તેપર અમલ કરશે નહીં.) તેઓ મુસલમાનોને કતલ કરશે અને બુત પરસ્તોને છોડશે જેવી રીતે તીર નિશાનથી તીકળે છે તેવી રીતે તેઓ ઇસ્લામથી નીકળી જશે. જો તેઓ મને મળશે તો હું જરૂર આદની કોમની જેમ તેઓને કતલ કરીશ આ હદીસ હજરતે (સલ) જીલ બોવેસેરાને કહી હતી. જયારે હજરત (સલ) કાચુ સોનું માટીમાં મળેલું જેને હજરત અલીએ યમનથી મોકલેલું તેને અકરઅ, ઓયૈના. અલકમાં, અને જેદ ખેલની † વચ્ચે વેહેંચતા હતા અને તેણે કહ્યું કે ઓ મોહમ્મદ ખોદાથી ડર ત્યારે.

---

અલીના દરવાજા સિવાય દરેકના દરવાજા બંધ થાય. તો તેને જવાબ આ છે કે પ્રથમ તો એ હદીસ બોખારી તથા મુસલિમના દરજાની નથી. અને એમ છતાં હજરત અલી [રદી] નું ઘર બીજા સહાબાના ઘરોની જેમ મસજીદથી લાગેલું હતું તો આ જગ્યા અલંકાર નથી. પણ ખરી રીતે દરવાજો ખુલ્લો રાખવાનું માન આપવું છે. અને એજ માટે આખરી વખતમાં હજરતે (સલ) અલી મુરતજાને [રદી] ઇમામ બનવાનો હુકમ કર્યો નહીં પણ હજરત અબુબકર (રદી) ને હુકમ કર્યો અને તેવણ ઇમામ બન્યા હતા ગુ. મો.

‡ ફાયદો લખનારે ઘરનો દરવાજો ખુલ્લો રાખવાના હકીકી અર્થ (જાહેરી અર્થ) લીધા છે તો હજરત અબુબકરનું ઘર એટલે હજરત આએશાનું છે જેમાં હજરત (સલ) રહેતા હતા તો તે ઘરના હજરત અબુ બકર (રદી) નું ઘર કહેવું કે જેમાં હોકુમત હતી. આ તેમની ખીલાફતનો ખુલ્લો ઈશારો છે. ગુ. મો.

§ પણ જો તે બયાન કરવામાં કોઈ સારી મતલબ હોય તો કંઈ દોશ નથી. વાંચો હદીસ ના. ૪૩૯ ગુ. મો.

† આ નામ જાહેલીયતના વખતનું છે. હજરતે (સલ) જેદ ખેલ ના નામને બદલી જેદ ખૈર રાખેલું છે. ગુ. મો.

**ફાયદો** આ ચારે અરબમાં સરદારો હતા. મુસલમાન થયા હતા માટે તે કાચુ સોનું તેઓ ના દિલ રાખવા માટે તેઓને આપ્યુ હતું. બની તમીમની કોમમાં એક શખ્શ મોનાફેક હતો તેનું નામ જુલ ખોવેસેરા હતું તેણે કહ્યું કે ઓ પેગમ્બર ખોદાથી ડર. અદલ કર બરાબર વેહેંચ. અમને પણ આપ ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ કમબખ્ત જો હું અદલ નહીં કરીશ તો દુન્યામાં ફરી કોણ અદલ કરનાર ઉત્પન્ન થશે. ઓમર ફારૂકે (રદી) કહ્યું કે ઓ હજરત જો હોકમ હોય તો હું તેની ગરદન કાપું આ મોનાફેક છે. હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં માર. લોકો બદનામ કરશે, કે પેગમ્બર પોતાના સાથીઓને મારે છે. જ્યારે તે ત્યાંથી ઉઠી ગયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તેની નસલથી બેદીન લોક ઉત્પન્ન થશે. અબુ સઇદ (રદી) આ હદીસના રાવીથી બોખારીમાં રિવાયત છે કે તે કોમ ખારજી ઉત્પન્ન થઇ. જેઓએ હજરત અલી (રદી) ની ઇમામત માની નહોતી. અને હજરત અલી (રદી) એ તેઓને કતલ કરેલા. અને હું પણ તે લડાઇમાં ભેગો હતો. હજરતે (સલ) જે નિશાની બતાવી હતી તે તેઓમાં મોજુદ હતી. આ હદીસથી જણાયું કે એવા પણ લોક થાય છે કે કુરઆન પઢે છે જાહેરની ઇબાદત કરે છે પણ તેઓના દિલમાં ઇમાન નથી. એટલે દિલમાં શિર્ક તથાં બિદઅત ભરેલાં છે તો તેઓની ઇબાદતની કશી ગણતરી નથી. દાના મુસલમાનને જોઇએ કે તેઓની જાહેરી ઇબાદત ઉપર ધોકો ખાય નહીં.

૩૯૯ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કેટલાક અલ્લાહના બંદા એવા છે કે જો તેઓ ખોદાને ભરોસે કસમ ખાય બેસે તો અલ્લાહ તેને નીભાવે છે. એટલે જે ચીજની કસમ ખાય કે ફલાણી વાત આવી થશે તો ખોદા તેવીજ કરે છે.

**ફાયદો** બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે અમારી ફુઇએ એક ઓરતનો દાંત તોડયો તેનાથી માફી માંગી પણ તેણે માફી બખ્શી નહીં. ફરી (દાંતનો) દંડ આપવાનો ઇકરાર કર્યો તેને પણ ન માન્યો, ફરી તેણીએ હજરત (સલ) થી ફરીયાદ કરી, હજરતે (સલ) તેને બદલે દાંત તોડવાનો હુકમ કર્યો ત્યારે અનસ બીન નદર અમારા કાકાએ હજરત (સલ) ને કહ્યું કે તે ખોદાની કસમ છે કે જેણે તમને સાચા નબી કર્યા છે મારી બેનનો દાંત કદી તોડાશે નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ અનસ ખોદાનો હુકમ તો બદલો લેવાનો છે. આખર તે ઓરતની કોમ દંડ લેવા રાજી થઇ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તેણે ખોદાના ભરોસા ઉપર કસમ ખાધી હતી તો ખોદાએ તેની કસમ સાચી કરી.

૪૦૦ બોખારીમાં અબુ મસઊદ ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આગળ પેગમ્બરોની વાતો લોકોને પુગી છે તેમાં એક વાત આ છે કે જ્યારે તું લાજ મુકે (ખોદાથી તથા લોકોથી) તો જે ચાહે તે કર *

**ફાયદો** એટલે હયા અને શરમ સર્વ પેગમ્બરોના દીનમાં પસંદ થયેલાં છે તેનો હુકમ કદી બંધ થયો નથી. આદમીની તબીઅત બુરાં કામોને ચાહે છે પણ શરમને લીધે

---

* ગુજરાતીમાં એને મળતી એક કહેવત છે કે "જેણે મુકી લાજ તેનું નાનું સરખું રાજ" ગુ. મો.

બુરાં કામોથી રૂકે છે માણુસમાં જો શરમ ન હોય તો જનાવર છે.

૪૦૧ બોખારી તથા મુસલીમમાં એબે બીન કઅબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મુસા (અલે) બની ઇસ્રાઇલમાં ખુતબો પઢવા ઉભા રહ્યા તો તેમને પૂછાયું કે લોકોમાં વધારે આલેમ કોણ છે? મુસાએ (અલે) કહ્યું કે હું. જેથી અલ્લાહે તેમને ઠપકો આપ્યો, કારણ કે તેવણે અલ્લાહના ઇલમ તરફ સોંપ્યું નહીં- (એટલે એમ કહ્યું નહીં કે વલ્લાહો આલમો) ફરી અલ્લાહે તેમના તરફ વહી મોકલી કે ખચીત મજમઉલ બહરેનની પાસે મારો એક સેવક છે જે તારાથી વધારે જાણકાર છે, મુસા (અલે) એ કહ્યું. કે એ મારા પરવરદિગાર મારો તેની સાથે કેવી રીતે મીલાપ થાય? અલ્લાહે કહ્યું કે તું તારી સાથે એક માછલી લેશ ને તે માછલીને જંબીલમાં મુકશે ફરી જે જગ્યા માછલી તારાથી ગુમ થશે તે જગ્યા તે છે. તો મુસા (અલે) એ એક માછલી લીધી અને જંબીલમાં રાખી ને ચાલ્યા × અને તેમની સાથે તેમનો ખીજમતગાર યુશા બીન નુન પણ ચાલ્યો તે આખર એક પત્થર પાસે પહોંચ્યા અને તે બંને પોતાનું માથું તે પર મુકીને સુતા. ફરી તે માછલી જંબીલમાં ફફડીને તેથી નીકળી ગઇ અને દરીયામાં પડી, અને દરીયામાં સુરંગ બનાવીને પોતાનો માર્ગ લીધો. અને અલ્લાહે માછલીથી પાણીનું વહેવું બંધ કર્યું જેથી તે તેના ઉપર ગોખલા સરખું થયું હતું. ફરી જ્યારે મુસા જાગ્યા તો તેમનો ખાદેમ માછલીની વાત ભુલી ગયો. અને તે બંનેએ બાકીના રાત દિવસ ચાલ્યા, ફરી સવાર થઇ. મુસાએ પોતાના ખાદેમને કહ્યું કે મારો નાશતો લાવ આ સફરમાં મને થાક લાગી છે. હજરતે ફરમાવ્યું કે જે જગ્યાનો અલ્લાહે મુસા (અલે) ને હુકમ કર્યો હતો તેથી આગળ વધ્યા સુધી મુસાને થાક લાગી નહોતી. ખાદેમે તેમને કહ્યું કે આતો બતાઓ જ્યારે અમો પત્થર પાસે આવ્યા, તો હું માછલીને ભૂલી ગયો અને તેની જીકર કરવાને શૈતાન સિવાય કોઇએ. મને ભૂલાવ્યો નથી. માછલીએ દરયામાં અજાએબ રીતનો માર્ગ લીધો છે. તો તે માછલીને માટે સુરંગ થઇ અને મુસા તથા તેમના ખાદેમને માટે આશ્ચર્ય થયું. ફરી મુસાએ (એટલે) કહ્યું કે એનેજ અમો ચાહતા હતા. ફરી તે બંને કદમોની નિશાન પર પાછા ફર્યા. હજરતે (સલ) ફરમાવ્યું કે તે બંને પગલાં પર પગ નાખતા પાછા ફરયા, ને પત્થર પાસે પહોંચ્યા તો ત્યાં એક મરદ ચિંગોટી ઓઢેલો હતો. મુસા [અલ] એ તેને સલામ કરી તો ખદેરે કહ્યું આ જમીનમાં સલામ કયાં અથવા કેવી રીતે છે? [એટલે આ જગ્યા સલામ કરવાનો રિવાજ નથી.] મુસાએ (અલે) કહ્યું હું મુસા છું § ખદેરે કહ્યું બની ઇસ્રાઇલનો મુસા? તેવણે કહ્યું હા, હું તારી પાસે એટલા માટે આવ્યો છું કે જે સિદ્ધ માર્ગ તને શીખાવાયો છે તે તું મને શીખવે. ખદેરે કહ્યું કે ખચીત તું મારી સાથે કદી સબર કરી શકતો નથી. એ મુસા અલ્લાહે પોતાના ઇલમમાંથી જે મને શીખવ્યું છે તે પર હુ છું તેને તું

× આથી જણાયું કે સફરમાં ભાથું લઈ જવું સુંનત છે એત વક્કલને વિરૂધ્ધ નથી. અને ભાથામાં માછલી રાખવી ઠીક છે. કુરઆન શરીફમાં પણ સફર કરનારને માછલી ભાથામાં રાખવાનો ઇશારો બે જગ્યામાં છે. શરહ મુસલિમથી જણાય છે કે આ માછલી નીમકમાં આથેલી હતી. ગુ. મો.

§ મુસા (અલે) સમજ્યા કે આ સવાલથી તેમની મતલબ કાંઈ મારૂં સલામ કે મારી જમીન પુછવાની નથી પણ મારા વિષે સવાલ કરે છે માટે તેવણે કહ્યું કે હું મુસા છુ ગુ. મો.

જાણતો નથી. અને અલ્લાહે પોતાના ઇલમમાંથી તને શીખવ્યું છે તે પર તું છે જેને હું જાણતો નથી. મુસા (અલે) એ કહ્યું કે જો અલ્લાહે ઇચ્છયું છે તો તું મને સબર કરનારો જોશે અને તારા કામમાં નાફરમાની કરીશ નહીં. ફરી ખદેરે તેમને કહ્યું કે જો તું મારી પાછલ આવે તો જ્યાં સુધી હું તને કોઈ ચીજનું બયાન કરૂં નહીં, ત્યાં સુધી તારે મને કંઈ પૂછવું નહીં. ફરી તે બંને ચાલતા ચાલતા દરયા કિનારે પોહોંચ્યા તો એક નાવડી આવી. ફરી તેઓએ હોડીવાળાઓથી બેસડાવવા વિષે વાત ચીત કરી. તો તેઓએ ખદેરને ઓળખ્યા જેથી વગર નૂરે તેઓને બેસડાવ્યા. ફરી જ્યારે બંને સવાર થયા તો જરા વાર નહીં થઈ કે ખદેરે હોડીનો એક તખતો વાંસલાથી કહાડયો. મુસા (અલે) એ ખદેરને કહ્યું કે આ લોકોએ અમને વગર કિરાયે ચડાવ્યા અને તેં તેઓની નાવને ચીરી જેથી હોડીવાળાઓને તું ડુબાવે. તેં તો મોટું કામ કર્યું. ખદેરે કહ્યું કે શું મેં તને કહ્યું નહોતું કે તું મારી સાથે કદી સબર કરી શકતો નથી. મુસા (અલે) એ કહ્યું કે મારી ભૂલની બાબતમાં તું મારી પકડ નહીં કર, અને મારા કામમાં સખતાઇ નહીં નાખ. રાવીએ કહ્યું કે રસૂલુ--લ્લાહે (સલ) ફરમાવ્યું કે મુસાની આ પેહેલી ભૂલ હતી. હજરતે (સલ) ફરમાવ્યું કે એક ચલ્લી હોડીને કીનારે બેઠી ને દરયામાં ચાંચ મારી. તો ખદેરે (અલે) મુસાને (અલે) કહ્યું કે મારો ઇલમ અને તારો ઇલમ અલ્લાહના ઇલમ સામે એવો છે કે જેવો આ ચલ્લીએ આ દરયામાંથી ઓછો કર્યો. (એટલે અલ્લાહનો ઇલમ સમુદ્ર સમાન છે. અને તારો મારો ઇલમ ટીપા સરખો છે.) ફરી તે બંને હોડીથી ઉતર્યા અને તે દરીયા કીનારે ચાલતા હતા. એવામાં ખદેરે એક છોકરાને જોયો કે જે છોકરાઓ સાથે રમી રહ્યો છે તેનું માથું ખદેરે પોતાના હાથમાં પકડી તેનું ડોકું મચડયું અને તેને મારી નાખ્યો. તો મુસાએ (અલે) તેમને કહ્યું કે વગર કોઇ જાનને બદલે શું તેં એક પવિત્ર જાનને મારી નાખ્યો? * ખચીત આતો તારાથી નકાર પાત્ર કામ થયું છે. ખદેરે (અલે) કહ્યું શું મેં તને કહ્યું નહોતું કે ખચીત તું મારી સાથે સબર કરી શકતો નથી. હજરતે (સલ) ફરમાવ્યું કે આ (સવાલ) પેહેલાંથી વધારે સખ્ત હતો. હજરત મુસાએ (અલે) કહ્યું કે આ પછી જો હું તને કોઇ બાબત પૂછું તો તારે મને સાથે રાખવો નહીં. મારા તરફનો ઉજર તેં માન્યો છે. ફરી તે બંને ચાલ્યા, અને જ્યારે એક ગામમાં આવ્યા તો ત્યાં વાળાઓથી ખાણું માંગ્યું ÷ તો તેઓએ મેમાનદારી કરવાની ના પાડી. ફરી તેઓએ એક દિવાલ જોઇ જે પડવાને લગભગ હતી. રાવીએ કહ્યું કે તે ઝુકેલી હતી. તો ખદેરે હાથથી ઇશારો કર્યો ને તેને સીધી કરી. તો મુસાએ (અલે) કહ્યું કે આ લોકોની પાસે આપણે આવ્યા તેઓએ અમને ખવરાવ્યું નહીં, અને અમારી મેમાન દારી કરી નહીં, જો તું ચાહતે તો તેની મજહુરી લેતે. ખદેરે (અલે) કહ્યું તારી વચ્ચે અને મારી વચ્ચે આ જુદાઇ છે, જેના વિષે તું સબર કરી શકતો નથી. તેની હવે હું તને ખબર આપું છું. રસુલુ-લ્લાહે (સલ) ફરમાવ્યું કે અમારો જીવ ચાહે છે કે મુસા (અલે) સબર કરતે (અને તેના કારણો પૂછતે નહીં.) તો તે બંનેના કિસ્સા અલ્લાહ અમને બયાન કરતે.

**ફાયદો** પૂરો કિસ્સો કુરઆન શરીફમાં આવી રીતે છે કે હજરત ખદેરે (અલે) મુસા (અલે] ને કહ્યું કે હોડીની બાબત તો આ છે કે તે હોડી કંગાલ લોકોની હતી દરયામાં મેહનત કરીને તેના નૂરથી ગુજરો કરતા હતા તો મેં તેને એબદાર કરવાનું ઇચ્છયું. કારણ કે ત્યાં એક જાલેમ બાદ

---

* એટલે એણે કોઇનું ખૂન કર્યું નથી કે તેના બદલામાં તેં તેને માર્યો છે. ગુ. મો.

÷ આથી જણાયું કે જરૂરતની વખતે ખાણું માગવું દુરસ્ત છે. ગુ. મો.

શાહ હતો તે સાજી સમી હોડીને જબરદસ્તી છીણવી લેતો હતો. તો તેને ભાંગેલી સમજીને ન લ્યે. અને છોકરાને મારવાનું કારણ આ હતું કે તે છોકરો પેદાયશથી કાફેર હતો * અને તેના મા બાપ ઇમાનદાર હતાં તો અમો ડર્યા કે પોતાના કુફર તથા બદજાતીથી કેથે તે બાપડાઓને બલામાં સપડાવે નહીં. તો અમોએ ધાર્યું કે ખોદા તેને બદલે તેથી સારો નેક છોકરો તેઓને આપશે. અને દિવાલનો કિસ્સો આ છે કે તે દિવાલ એ યતીમ છોકરાઓની હતી. અને તેને નીચે ઘણો માલ હતો. અને તેઓનો બાપ સારો માણસ હતો. × ખોદાએ ચાહયું કે તે જ્યારે પોતાની જુવાનીએ પોહોંચશે તો તેનો માલ કહાડીને ખરચ કરશે. જો હમણા દિવાલ પડી જતે તો બીજા લોકો તે માલને લઇ જતે. અને આ કામ મેં પોતાથી કર્યું નથી. (એટલે ખોદાના હુકમથી કર્યું છે.) મારો કશો દખલ નથી ખ્વાજા ખદેરનું નામ ઇલયા બીન મલકાન છે અને ખદેર તેમનો લકબ છે * કેમકે સુકી જમીન તેમના પગને નીચે લીલી થતી હતી. ફરીદુન બાદશાહના વખતમાં હતા. અને સિકંદર ની સાથે પણ રહ્યા હતા. કેટલાક કહે છે કે તેવણ બની ઇસ્ત્રાઇલની કોમમાં હતા. કેટલાક કહે છે કે શાહજાદા હતા. દુન્યા છોડીને ફકીરી અખત્યાર કરી હતી. તેમની પેગમ્બરીમાં ઇખતેલાફ છે પણ કામેલ વલી થવામાં તો કશો શક નથી. અને હજરત યુશા બીન નુન બીન અફ્રાએમ બીન યુસોફ બીન યાકુબ (અલે) હજરત મુસા (અલે) ના ઉમદા શાગરીદ હતા. હંમેશ તેમની સાથે રહેતા હતા. તેમના મરવા પછી ખલીફા થયા હતા. અને પેગમ્બર પણ હતા. હજરત મુસા તથા હજરત ખદેર (અલે) ના કિસ્સામાં ઘણા ફાયદા છે **પ્રથમ આ** કે ઇલમને માટે સફર કરવી મુસ્તહબ છે. **બીજો** આ કે ઇલમના હાસેલ કરવામાં સબર કરવો, સખતીઓ બરદાશત કરવી અને તકલીફો જીલવી જરૂર છે * એ વગર ઇલમ આવતો નથી. જલદી કરવાથી આદમી ઇલમથી અભાગ્યો રહે છે **ત્રીજો** આ કે આલેમને કેટલો પણ મોટો હોય ગરૂર કરવો નજ જોઇએ. કારણ કે દુન્યામાં એકથી એક વધારે છે. **ચોથો** આ કે ઉસ્તાદ શાગીરદની ત્રણ ભૂલો સુધી માફ કરે તે પછી તેને અખત્યાર છે જોઇએ તો સાથે રાખે અને જોઇએ તો જૂદો પાડે. **પાંચમો** ઘણી ઉમદા વાત આ છે કે યકીન કરે કે ખોદાનું કોઇ કામ હીકમતથી ખાલી નથી અગર જો તે હીકમત અમારી સમજમાં નહીં આવે. જેમકે હોડીને તોડવી, છોકરાને મારી નાખવો, અને પડતી દિવાલ ઉભી કરવી, એમાં પુરતી રીતે હીકમત હતી. તો મુસલમાનને લાજેમ છે કે તે ખોદાનાં કામ પર રાજી રહે તેની મરજી પ્રમાણે હોય તોએ અને ન હોય તોએ. કારણ કે તેનું કોઈ કામ વગર ડહાપણનું નથી.

૪૦૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત તમારામાંના કેટલાકની ધારણા છે કે લૈલતુલ કદર (પાછલા દાયકાની) પેહેલી સાત રાતોમાં છે અને કેટલાકનો ગુમાન છે કે તે પાછલી સાત રાતોમાં છે તમો તેને પાછલી દસ રાતોમાં ઢુંઢો.

**ફાયદો** એટલે એવું કામ કરો કે જેમાં શકક શુબ્હ રહે નહીં. જો દસ રાતમાં તલાશ કરશો તો સાતે રાતો પણ એમાં આવી જશે ફરી તે પેહેલી હોય કે પાછલી હોય.

---

* વાંચો નં. ૨૫૧ ની હદીસ. ગુ. મો.

× આથી જણાયું કે નેક બખત બાપની બરકત તેની ઓલાદને પુગે છે. ગુ. મો.

* અને તેમની કુન્યત અબુલ અબ્બાસ છે. ગુ. મો.

* અરબીમાં એક કહેણી છે તેના અર્થ— "દરેક ચીજને માટે એક આફત છે પણ ઇલમ માટે તો ઘણીજ આફતો છે." ગુ. મો.

૪૦૩ બોખારી તથા મુસલિમમાં અદી બીન હાતેમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તારો તકયો ઘણો ચોડો છે (એટલે તું અહમક છે. ખોદાની મતલબ સફેદ કાલા દોરાથી તો) તે રાતની કાળક તથા દિવસની સફેદીજ છે.” આ હજરતે (સલ) અદીને ફરમાવ્યું હતું.

**ફાયદો** બોખારીમાં અદી બીન હાતેમ (રદી) થી રિવાયત છે કે જ્યારે કુરઆનની આ આયત ઉતરી કે “ જ્યાં સુધી સફેદ દોરો કાળાથી જૂદો પડે ત્યાં સુધી ખાયા પીયા કરો ” તો મેં ઉંટ બાંધવાની રસી એક કાળી બીજી સફેદ પોતાના તકયાને નીચે રાખી. ફરી પાછલી રાતમાં મેં તેને જોઇ પણ મને સાફ રીતે દેખાઈ નહીં. સવારના મેં હજરત (સલ)થી અરજ કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે તું નાદાન છે. જે તું સમજ્યો છે એ ખોદાની મતલબ નથી કાળા ઉજળા દોરાની મતલબ રાતની કાળક તથા દહાડાની સફેદી છે. એટલે જ્યાં સુધી રાતની કાળકથી સવારની સફેદી જાહેર થાય નહીં, ત્યાં સુધી સેહેરી ખાવી દુરૂસ્ત છે.

૪૦૪ બોખારી તથા મુસલિમમાં અબ-દુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ બંને નમાઝો આ જગ્યામાં પોતાના વખતથી ફેરવાયો છે ” એટલે મગરેબની નમાઝ તથા ફજરની નમાઝ મુજદલફામાં.

**ફાયદો** મુજદલફા એક જગ્યાનું નામ છે જે મક્કાથી છ કોસ પર છે. તો હજરતે (સલ) હજ્જની મોસમમાં ત્યાં મગરેબની નમાઝ એશા સાથે પઢી અને ફજરની નમાઝ ઘણાંજ અંધારામાં ફજર થતાંજ પ્રથમ વખતમાં પઢી. તે પછી આ હદીસ ફરમાવી. તો મગરેબનો વખત તો તદન જતો રહ્યો હતો. અને ફજરનો વખત દર રોજની આદત વિરૂદ્ધ થયો હતો. જો કે સવારની નમાઝ પોતાના વખતમાં થઈ હતી પણ આદતથી ઉલટી થઇ દરરોજ એટલી જલદી થતી નહોતી માટે ફરમાવ્યું કે મગરેબ અને ફજર પોતાના વખતથી ટલી ગયા. હજ્જમાં સુંનત એવીજ રીતે છે, કે જેથી હજ્જના બીજાં કામો કરી શકે.

૪૦૫ બોખારી તથા મુસલિમમાં અબુ મસઉદ ઉકબા બીન અમર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ અમારી સાથે થયો છે. માટે જો તું ચાહે તો એને પણ (ખાણું ખાવાની) ઇજાજત આપ, અને જો તું ચાહે તો તે પાછો ફરે. તેણે કહ્યું કે એ રસૂલુ-લ્લાહ હું તેને ઇજાજત આપું છું.” આ વાત હજરતે (સલ) અબુ શોએબ અનસારીને કહી હતી. જ્યારે તેવણે હજરત સહીત પાંચ માણસોની દાવત કરેલી અને એક પુરૂષ હજરત (સલ) ની સાથે થઈ ગયો હતો ત્યારે *

**ફાયદો** આ હદીસથી જણાયું કે જેટલા માણસોની દાવત હોય તેટલાજ જાય તેથી વધારે

* આથી જણાયું કે દાવતથી વધારે માણસ જાય તો તે વગર દાવતવાળા માટે ઇજાજત લેવી જોઇયે વગર ઈજને ખાવા બેસે અને ઘરવાળો ચુપકો રહે એને ઇજાજત સમજવી નહી. કદાપી તે શરમાઈ ને બોલતો ન હોય. રાંદેરના વોહરાઓમાં એક રિવાજ છે કે જ્યારે વેસવાળ તરફથી સામેવાળાને અમુક ગણતરીના માણસો લઈ ખાવા બુલાવે છે તો તેઓ ઘણીવાર કહેલી ગણતરીથી વધારે લઇ જાય છે. તો તેઓએ વધેલા માણસોની ખુલ્લી ઇજાજત લેવી જોઇએ. નહીં તો હરામ થશે. એવીજ રીતે કેટલાક પીરજાદાઓની ટેવ છે કે જ્યારે તેઓને દાવત આવે છે તો કેટલાક માણસોને લઈ જમવા આવે છે. એઓને જોઈએ કે દાવત આપનારને કહે કે મારી સાથે આટલા માણસો આવશે. ફરી દાવત આપનારને જોઇએ તો કબુલ રાખે અને જોઇએ ના પાડે. અને તે ના પાડે તો બુરૂ સમજે નહીં, તેનું હક્ક છે. ગુ. મો.

જાય નહીં. જો કોઇ સાથે ચાલ્યો જાય તો દાવત કરનારને તેની ખબર કરવી જોઇએ. તે જોઇએ આવવા દે, અને જોઇએ આવવા નહીં દે.

૪૦૬ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આણે મારા ઉપર તલવાર ઉગામી હતી અને હું સુતેલો હતો. ફરી હું જાગયો અને જોઉ છું કે તેના હાથમાં નાગી તલવાર છે. ફરી તેણે કહ્યું કે મારાથી તને કોણ બચાવશે? મેં ત્રણ વાર કહ્યું કે અલ્લાહ (બચાવશે).

**ફાયદો** અરબમાં નજદ એક મુલક છે હજરત (સલ) ત્યાં જેહાદ માટે ગયા હતા. જ્યારે ત્યાંથી પાછા ફર્યા તો એક જંગલમાં જ્યાં છુટાં છુટાં ઝાડો હતાં ત્યાં ઉતર્યા. હજરત (સલ) એક ઝાડની નીચે તેમાં તલવાર લટકાવીને સુતા. અને હજરત (સલ) ના સહાબી બીજાં ઝાડો નીચે જઇને સુતા. એટલામાં એક કાફેર આવ્યો અને હજરતની તલવાર ખેંચીને હજરત (સલ) ને કહેવા લાગ્યો કે હવે તને કોણ બચાવશે? હજરતે (સલ) ફરમાવ્યું કે અલ્લાહ બચાવશે, તો ડરને મારે તેના હાથથી તલવાર પડી ગઈ. હજરતે (સલ) તેને ઉપાડી અને તેને કહ્યું કે હવે તને કોણ બચાવશે વારૂ? તો તેણે આજીજી અને નમનતાઈ કરી. હજરતે (સલ) તેને માફ કર્યો. ફરી સહાબીઓને બુલાવીને આ હદીસ ફરમાવી. *

૪૦૭ બોખારીમાં મોઆવેયા બીન અબુ સુફયાન (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ બાબત (એટલે ખેલાફત તથા સરદારી) કોરેશમાંછે. જ્યાં સુધી એઓ દીન ઉપર કાએમ રહેશે. જે કોઇ એઓની સાથે દુશમની રાખશે તેઓને અલ્લાહ ઉંધે મોં ફેંકશે.

* આ હદીસથી હજરત (સલ) નો પૂરતી રીતના ખોદાપર ભરોસો જણાય છે. તથા કુરઆનમાં છે કે "અલ્લાહ તને લોકોથી બચાવશે" તેનું સાચ પણ એમાં છે. તથા બુરાઇનો બદલો ભલાઈ કરવાનું મુરતહબ આથી જણાય છે શ્રા. મા.

**ફાયદો** એટલે સરદારી કુરેશનું હકક છે બીજી કોમને દીનની સરદારી × દુરૂસ્ત નથી. તો હજરત (સલ) નું કહેવું સાચું થયું કારણ કે જ્યાં સુધી તેઓ દીન ઉપર કાએમ રહ્યા કોઇએ તેઓ પર જીત મેળવી નહીં. હીજરી સન છસો સુધી બની અબ્બાસીયાના ખલીફાની સલતનત કાએમ રહી હતી. જ્યારે તેઓ દીનમાં સુસ્ત થયા તો હલાકુ ખાનને હાથે તેઓને બરબાદ કર્યા.

૪૦૮ બોખારી તથા મુસલિમમાં ઓમર ફારૂક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ કુરઆન (અરબની) સાત બોલ્યોમાં ઉતર્યું છે માટે જે તમને સેહેલુ (સુલભ) લાગે તેમાં પઢો.

**ફાયદો** ઓમર ફારૂક (રદી) થી રિવાયત છે કે મેં હેશામ બીન હકીમને સુરે ફુરકાન બીજી રીતે પઢતાં સાંભળી અને મને બીજી તરેહ યાદ હતી, તો હું તેને હજરત (સલ) ની પાસે લાવ્યો, કે મને આપે સુરા ફુરકાન આવી રિતે શીખવી છે તેની વિરૂધ્ધ હેશામ પઢે છે. હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ હેશામ તું પઢ. તે જેવી રીતે જાણતો હતો તેમ પઢી. હજરતે (સલ) ફરમાવ્યું કે એવીજ તરેહ કુરઆન ઉતર્યું છે. ફરી મને ફરમાવ્યું કે તું પઢ. હું જેવી રીતે જાણતો હતો તેવી રીતે પઢી. હજરતે (સલ) ફરમાવ્યું કે એવીજ રીતે કુરઆન ઉતર્યું છે. તે પછી આ હદીસ ફરમાવી. અરબની સાત બોલી ઉમદા છે તેમાં કુરઆન ઉતર્યું છે તે આ છે (૧) કોરેશની બોલી (૨) હોજેલની બોલી

× આ સરદારીથી મતલબ માત્ર ખીલાફતે કુબરા, તથા ઈમામતે કુબરા છે. એટલે સર્વે મુસલમાનનો ખલીફ થવું એ માત્ર કોરેશનું હકક છે. એ સિવાય બીજી દીનની સરદારી કાજી મુફતી થવું આલેમ થવું નમાઝમાં ઈમામ બનવું મોદર્રેસ થવું વગેરે એ કોઈ પણ કોમનો થઈ શકે છે. અને હજરતના વખતથી તે અત્યાર સુધી થતા આવ્યા છે. શ્રા. મા.

(૩) હવાજેનની બોલી (૪) યમનની બોલી (૫) તૈની બોલી (૬) સકીફની બોલી અને (૭) બની તમીમની બોલી. આ હદીસની મતલબમાં બોલમાં મતફેર પડયા છે. કેટલાક કહે છે કે એથી સાત કેરાઅતો મતલબ છે. અને કેટલાક બીજી રીતે કહે છે. પણ ઠીક વાત આ છે કે આથી મતલબ સાત બોલ્યો છે.

* ૪૦૯ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ (હેજ) એક વસ્તુ છે જેને અલ્લાહે આદમ (અલે)ની છોકરીઓ ઉપર મુકરર કરી છે (એટલે એમાં કંઇ અખત્યાર નથી પૈદાએશી વાત છે.) તો હાજીઓ જે કંઇ કરે છે તે તું અદા કર. પણ આટલું કે ગોસલ કર્યા વગર બૈતુ-લ્લાહનો તવાફ કરે નહીં. હજ્જતુલ-વેદાઅમાં સરેફમાં જ્યારે હજરત આએશા (રદી.) હેજવાળાં થયાં ત્યારે તેમને આ હદીસ ફમાવી.

**ફાયદો.** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ની સાથે હજમાં અમો ચાલ્યાં. જ્યારે સરેફની મનજેલમાં પોહોંચ્યાં તો મને હેજ આવ્યું. હું રડવા લાગી કે મારી મહેનત બર બાદ ગઇ આવી હાલતમાં હું હજ્જ કેવી રીતે કરીશ. હજરતે (સલ) મને પૂછ્યું કે તું કેમ રડે છે. મેં એ હાલ કહયો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હેજની હાલતમાં તવાફ સિવાય હજ્જના સર્વ કામ દુરૂસ્ત છે. અને તવાફને ગોસલ પછી કરી લેજે.

૪૧૦ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ શખ્સે બશારતને પાછી ફેરવી છે માટે તમો બંને તેને કબુલ કરો" આ વાત હજરતે (સલ) અબુ મુસા તથા બિલાલને કહી હતી. જ્યારે એક ગામડિયાએ હજરત (સલ) ને કહયું. કે તું તો મને **અબશેર** એટલે બશારતલે શબ્દજ ઘણો કહે છે ત્યારે.

**ફાયદો.** અબુ મુસાથી રિવાયત છે કે એક ગામડિયાએ હજરત (સલ) ને કહ્યું કે જે આપવાનો વાયદો કર્યો હતો તે પૂરો કરો. હજરતે (સલ) ફરમાવ્યું કે તું જંનતની બશારત લે. તેણે કહ્યું. કે બશારત ઘણી આપો છો કંઇ માલ આપો. ત્યારે હજરતે (સલ) આ હદીસ અબુ મુસા તથા બિલાલને ફરમાવી. તે બંનેએ કહ્યું કે ઓ હજરત (સલ) અમે બશારતને કબુલ કરી. ફરી હજરતે એક પાણીનો પ્યાલો માંગયો, અને તેમાં હાથ મોં ધોયાં, અને તેમાં કોગળો નાંખ્યો. અને આબંનેને ફરમાવ્યું કે પીઓ. હજરત ઉમ્મે સલમાએ (રદી) પડદાની અંદરથી કહ્યું કે એમાંનું થોડું તબરૂક તમારી માને પણ આપો. ફરી જે બાકી રહ્યું હતું તે તેમને પણ આપ્યું.

* ૪૧૧ મુસલિમમાં જૈદ બીન સાબેત (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) નો ગુજર મુશરેકોની કબર ઉપર થયો ત્યારે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ ઉમ્મત પોતાની કબરોમાં બલામાં સપડાયલી છે. તમો મુડદાંને દફન નહીં કરો * એવી બીક મને નહોત તો જે હું સાંભળી રહયો છું તે કબરનો અજાબ તમને સંભળાવતે.

**ફાયદો.** મદીનામાં હજરત (સલ) ખચ્ચર ઉપર સવાર થઇને એક બાગમાં જતા હતા. કબરોની પાસે કબરનો અજાબ જોઇને ખચ્ચર ભડકયું. હજરતે (સલ) ફરમાવ્યું કે આ કોની કબરો છે? એક આદમીએ કહ્યું કે આ કાફેરોની કબર છે. ત્યારે આ હદીસ ફરમાવી.

૪૧૨ મુસલિમમાં અબુ બસરા ગેફારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) અસરની નમાજ વિષે ફરમાવ્યું કે ખચીત આ એક નમાઝ

* એટલે મૈયતની એહાનત કરીને અથવા તેની દેહશતથી શકતી નહીં રહેવાને લીધે દફન નહીં કરો. અથવા જો તમો સાંભળો તો ફજીહત થવાને લીધે દફન નહીં કરો અને દુર જંગલમાં ફેંકો. ગુ. મો.

છે જે તમારા આગલાઓની આગળ કરી હતી. (તેઓપર ફરજ કરી હતી) તો તેઓએ તેને જાએઅ કરી (એટલે દુન્યાના કાર બારમાં રહયા અને એને પઢી નહીં.) તો જે કોઈ એની સંભાળ રાખશે તેને એનો બેવડો સવાબ મળશે. અને તારો નીકલ્યા સુધી એ નમાઝ પછી કોઈ નમાઝ નથી +

૪૧૩ મુસલિમમાં મોઆવેયા બીન હકમ સોલમી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ નમાઝમાં લોકોની વાતચીતમાંથી કોઈ ચીજ મુનાસેબ નથી. એમાતો ફકત તસબીહ તકબીર અને કુરઆનનું પઢવું છે.

**ફાયદો.** મસાબીહમાં મોઆવેયા બીન હકમ (રદી) થી રિવાયત છે કે અમો હજરત (સલ) ની સાથે નમાઝ પડતા હતા. એટલામાં એક આદમીએ છીંક ખાધી. મેં તેને **યરહમોક-લ્લાહ** કહ્યું. લોકોએ મને ઘુરકાવ્યો. મેં તેનને કહ્યું કે તમને શું થયું કે મને ઘુરકો છો? તો તેઓ પોતાની જાંગ ઠોકવા લાગયા કે હું ચુપકો રહું ફરી હું છાનો રહયો. ફરી જ્યારે હજરત (સલ) નમાઝ પઢી રહયા, તો હજરત (સલ) પર કુરબાન મેં એવોં નરમીથી બતાવનાર કોઇ જોયો નથી. ખોદાની કસમ ન મને માર્યો ન ગાલી આપી ન મને ઝણકી આપી, નરમીથી આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે છીંકનો જવાબ અપાતો વાત કરવી નમાઝમાં દુરૂસ્ત નથી.

* ૪૧૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ કબરો કબરવાળાઓ ઉપર અંધારા થી ભરપુર છે. અને ખચીત તેઓ માટે મારી દોઆ કરવાથી ખોદા તેને રોશન કરે છે.

**ફાયદો.** એક આદમી રાતમાં મરી ગયો. સહાબીઓએ તેની હજરત (સલ) ને ખબર કરી નહીં. સવારે જ્યારે આપે તેની કબરને જોઈ તો પુછ્યું કે આ કોની કબર છે. * લોકોએ બયાન કર્યું કે ફલાણા આદમીની છે. હજરતે (સલ) ફરમાવ્યું કે અમને કેમ ખબર કરી નથી? તે પછી આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે મુડદાની નમાઝ માટે લોકોને બોલાવવા મુસ્તહબ છે.

૪૧૫ બોખારી તથા મુસલમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ મસજીદો પીશાબ કે નાપાકીને માટે લાએકાત રાખતી નથી. એ માત્ર અલ્લાહની યાદ, નમાઝ અને કુરઆન પઢવા માટે છે.

**ફાયદો.** એક ગમાર મસજીદમાં આવ્યો અને નમાઝ પછી મસજીદના ખુણામાં પેશાબ કરવા લાગ્યો. સહાબાએ તેને ધમકાવ્યો. હજરતે (સલ) સહાબાઓને મના કર્યા એટલે તેણે નાદાનીથી કરી છે. ફરી ફરમાવ્યું કે તમો આસાની કરવા માટે ઉત્પન્ન થયા છો સખતીને માટે નહી. ફરી પાણીથી તે જગ્યાને ધોવડાવી ને તે ગમારને બુલાવીને આ હદીસ ફરમાવી. સુબ્હાન—લ્લાહ! હજરત [સલ] ની જાત શું રહમત હતી. આ હદીસથી જણાયું કે મસજીદને પાક રાખવી જોઇએ અને મસજીદમાં ઇબાદત સિવાય બીજું કંઇ લાએક નથી. અને આ પણ જણાયું કે જે મસલો નહીં જાણતો હોય તે પર ગુસ્સો કરવો નહીં જોઇએ.

૪૧૬ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ અગ્નિ તો તમારી દુશમનજ છે. માટે જ્યારે તમો સુઇ જાઓ તો તમારી પાસેથી તેને ઠંડી કરો.

---

+ આ નમાઝની મતલબ નફલ નમાઝ છે. એટલે અસર પછી અને સુર્યનો રંગ બદલા પેહેલા કઝા નમાઝ પઢવી દુરૂસ્ત છે. નફલ દુરૂસ્ત નથી. શુ. મો.

* શરહ મશારેકમાં છે કે એક આદમી મસજીદમાં ઝાડુ દેતો હતો એક દિવસે તેને હજરતે (સલ) નહીં જોયો તો તેના વિષે પૃછા કરી. તો લોકોએ કહયું કે તે મરી ગયો અને અમે તેને દફન કર્યો. ત્યારે આ હદીસ ફરમાવી. શુ. મો.

**ફાયદો** એકવાર મદીનામાં એક ઘર તે ઘરવાળાઓ સહીત બળી ગયું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે સુતીવેળા અગ્નિ હોય અથવા દીવો હોય બુઝાવવો સુંનત છે. પણ જો દીવો ફાનુસ (કે હાંઢી) માં હોય અને તેમાંથી અગ્નિ નીકળવાનો ડર ન હોય તો બુઝાવવાની કંઇ જરૂર નથી.

૪૧૭ મુસલિમમાં અબદુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે, ખચીત આ પોશાક કાફેરોનો છે * માટે તેને તું નહીં પેહેર." આ હદીસ હજરતે (સલ) અબદુલ્લાહ બીન અમરને કહી હતી. જ્યારે તેમના ઉપર કોસંબી રંગના બે કપડાં જોયાં હતા ત્યારે. અને એક રિવાયતમાં છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શું તારી માએ તને એનો હુકમ કર્યો છે? અબદુલ્લાહ બીન અમરે કહ્યું કે હું એને ધોઉં. હજરતે (સલ) ફરમાવ્યું કે નહી. પણ એને બાલી નાખ. +

**ફાયદો** બાલવાનો હુકમ કોઇ મસલેહતને લીધે કર્યો હતો. કે જેથી તેની બુરાઇ સારી રીતે જમી જાય (નહીંતો) બાળવાની કંઇ જરૂર નથી બીજી રિવાયતમાં આવેલું છે કે તેં તેને શા માટે બાળી નાખ્યું પોતાની ઓરતોને આપતે. આ હદીસથી જણાયું કે કોસંબી રંગનું કપડું મરદોને હરામ છે. ઓરતોને નહીં. ×

* કોસંબી રંગવાળા કપડાની મનાઈ કરતાં હજરતે (સલ) ફરમાવ્યું છે કે "આ પોશાક કાફેરોનો છે" આથી જણાયું કે જે પોશાક કાફેરોનો ખાસ હોય તે પહેરવો દુરૂસ્ત નથી. કાફેરોના ચલણ તથા તેઓની રીત રિવાજથી અલગ રહેવામાં ઈમાનની સલામતી છે. લોકોની હાલત તપાસ કરતાં જણાય છે કે જે લોકો પોતાનો પોશાક જાળવી રાખે છે તેઓ પોતાના ધર્મમાં ચુસ્ત છે. અને સોએ નવ્વાણું ટકા પોશાક બદલ નારા પોતાના ધર્મ ઉપર ચુસ્ત નથી. એજ માટે ઈરાન જ્યારે ફતેહ થયું તો હજરત ઓમરે (રદી) ફતેહ કરનારાઓ ઉપર એક પત્ર લખ્યો જેમાં પોશાક નહીં બદલવાની ચેમવણી કરી હતી. કોઈ જાતનાં કપડાં પેહેરવામાં કશી હરકત નથી તો ધાધરો સાડી પુરૂષે પેહરવામાં એબ કેમ ગણો છો? ગુ. મો.

+ આ બાળી નાખવાની મતલબ અગ્નિમાં બાળવાની નથી પણ દુરકરવાની છે. એટલે એને વેચ અથવા કોઈને ભેટ આપ. એજ માટે સહાબીએ જ્યારે તેને બાળ્યું તો તેને ઠબકો આપ્યો. ગુ. મો.

× એવીજ રીતે જાફરાની રંગનું કપડું પેહેરવું પણ મરદોને મનાછે. આ બે રંગ ઓરતો માટે ખાસ છે. માટે એ રંગના કપડાં પેહેરવા જાણે ઓરતો જેવા બનવું છે. ઓરતોને મરદો જેવું થવું મના છે. ગુ. મો.

## ફસલ ઈન્ની.

આ ફસલમાં તે હદીસો છે કે જેના માથાપર **ઈન્ની**નો શબ્દ છે.

૪૧૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું પાછલો પેગમ્બર છું. અને ખચીત મારી મસજીદ (સર્વ પેગમ્બરોની મસજીદોથી) પાછલી મસજીદ છે.

**ફાયદો** એટલે હું સર્વ પેગમ્બરોને બાદ આવ્યો છું. મારા પછી કોઈ પેગમ્બરનું દીન જારી થશે નહીં. તો મારૂં દીન તથા મારી મસજીદની બુજુરગી કેયામત સુધી રહેશે.

૪૧૯ મુસલિમમાં જુનદોબ બીન અબ્દુલ્લાહ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું અલ્લાહની રૂબરૂ ઇનકાર કરૂં છું કે તમારામાંથી કોઇ મારો જાની દોસ્ત થાય. કારણ કે અલ્લાહે જેવી રીતે ઇબરાહીમને (અલે)

ખલીલ ( પ્યારો દોસ્ત ) કર્યો છે તેવી રીતે મને પોતાનો ખલીલ બનાવ્યો છે.

**ફાયદો** ખલીલ તે દોસ્તને કહે છે કે જેની મોહબ્બત તદન દિલમાં જમી ગઇ હોય. તો એવી રીતની મોહબ્બત પેગમ્બરોના દિલમાં ખોદા સિવાય કોઇની નથી. પણ ઉમ્મત ઉપર મેહેરબાની અને શફકત એ હિસાબ હતી. એક રિવાયતમાં આવ્યું છે કે જ્યારે હજરત (સલ) ની વફાતને પાંચ દિવસ બાકી રહ્યા તો કોઇએ કહ્યું કે ઓ રસૂલુલ્લાહ હું આપને ઘણું ચાહું છું આપ પણ મને કંઈ ચાહો છો? ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

૪૨૦ મુસલિમમાં સઅદ બીન અબી વકકાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું મદીનાની બે તરફની પત્થરેલી જમીનને હરામ કરૂં છું આથી કે તેનું ઝાડ કપાય અથવા તેનો શિકાર મરાય."

**ફાયદો** એટલે જેવી રીતે મકકામાં ઝાડનું કાપવું, શિકાર કરવું દુરૂસ્ત નથી, તેવીજ રીતે મદીનામાં પણ દુરસ્ત નથી. કેટલાક આલેમોનો એજ મત છે. પણ ઇમામ આજમ (રહ) ની નજદીક આ હદીસથી મતલબ મદીનાની તાજીમ છે. ત્યાંના ઝાડ કાપવાં તથા શિકાર કરવો મકકાની તરહ હરામ નથી. એમના મજહબની બીજી દલીલો છે. *

* તેમાંની એક આ કે હજરત અનસના નાના ભાઈ અબા ઓમેર પાસે નોગેર નામનું પક્ષી શિકાર હતું અને હજરત (સલ) ને તેની ખબર હતી એટલુંજ નહીં પણ ઘણીવાર તેને કહેતા હતા કે તારૂં નોગેર શું કરે છે? તો જો મદીના ખરેખરૂં હરમ હોત તો આ શિકાર રહેતે નહીં. વાંચો આ કીનાબની હદીસ ના. ૯૮૦ વળી હજરત આએશા [રદી] ની રિવાયતમાં છે કે હજરતની આલ જંગલી જાનવરોને રોકી રાખતી હતી. વળી મુસલિમની હદીસમાં છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ચારા સિવાય બીજા એના પાંદડાં ન ખેરવ" તો જો એ હરમ હોત તો મકકાની જેમ ચારા માટે પણ ખેરવવાં દુરૂસ્ત થતે નહીં અને જ્યારે નબી સાહેબની આસપાસ મદીના તથા તેની લાગતી જમીન હનફી મજહબમાં હરમ નથી તો બુજરૂગોની કબરની આસપાસ હરમ ગણવું એ જહાલત છે. ગ્ા. મો.

૪૨૧ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ઉમ્મે સોલેમ અનસ બીન માલિકની મા માટે ફરમાવ્યું કે હું તેના ઉપર રહમ ખાઉં છું તેનો ભાઇ મારી સાથે કતલ થયો.

**ફાયદો** મદીનામાં હજરત (સલ) ઉમ્મે સોલેમ વગર કોઇ ઓરતને ઘેર જતા નહોતા કોઇએ તેનું કારણ પૂછ્યું, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ઉમ્મે સોલેમના ભાઇનું નામ હરામ બીન મલહાન હતું.

* ૪૨૨ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં પેહેલા દાયકામાં આ રાત (શબે કદર) ને ઢુંઢી હતી ફરી હું દરમીયાનની દસ રાતોમાં એતેકાફ બેઠો. ફરી હુકમ થયો કે શબે કદર પાછલી દસ રાતોમાં છે. તો જે કોઈ તમારામાંથી એતેકાફ કરવાને પસંદ રાખતો હોય તે એતેકાફ કરે.

**ફાયદો** શબે કદરનું બયાન પેહેલા બાબમાં થયું છે ( વાંચો ના. ૧૪૯ )

૪૨૩ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તને એક વાત કહું છું તેમાં તારા મા બાપથી મશવરો લીધા વગર જલદી કરવી મુનાસેબ નથી" આ વાત હજરતે (સલ) હજરત આએશા (રદી) ને કહી હતી.

**ફાયદો** હજરત (સલ) ની બીબીઓએ ખાણું કપડું એક વાર આદતથી વધારે માંગ્યું. હજરત [સલ] ને રંજ થયો. ત્યારે આ મજમુનની આયત ઉતરી કે બીબીઓ ચાહે દુન્યાને પસંદ કરે ચાહે દીનને. ત્યારે હજરતે (સલ) પ્રથમ એ વાત હજરત આએશા (રદી) ને કહી. હજ-

રત આએશાએ કહ્યું કે એ રસૂલુ-લ્લાહ એમાં મા બાપના મશવરાની શી જરૂર? મેં દુન્યાને છોડી અને અલ્લાહને રસૂલુ-લ્લાહને અખત્યાર કર્યા. હજરત [સલ] એ વાતથી ઘણાં ખુશી થયા. ફરી બીજી બીબીયોએ પણ એવીજ રીતે કહ્યું. [વાંચો ના. ૨૮૨]

* ૪૨૪ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું તમારામાંથી હોજ ઉપર આવનારને જોઇશ. ખોદાની કસમ કેટલાક લોકો મારી પાસે આવ્યાથી રોકાશે તો હું કહીશ કે એ મારા પરવરદિગાર એ મારા છે અને મારી ઉમ્મતમાંથી છે. તો તે કહેશે કે તેઓએ તારી પછી શું કર્યું છે તેને તું જાણતો નથી. + તેઓ હમેશ એડીઓને બલ પાછા ફર્યા છે." એટલે દીનથી ફરી ગયા છે.

**ફાયદા** આ હદીસની મતલબ અરબના કેટલાંક ટોલાં છે કે જેઓ હજરતની વફાત બાદ મુરતદ થયાં હતાં જેઓને હજરત અબુ બકર સિદ્દીક (રદી) કતલ કર્યાં હતાં. અથવા તે લોક મુરાદ છે કે જેઓએ દીનમાં નવી વાતો કહાડી. અને જગતમાં ફેલાવી.

૪૨૫ બુખારી તથા મુસલિમમાં ઉકબા બીન આમેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તમારે માટે ફરત (પ્રથમ જનાર) છું (એટલે મને આખેરતની સફર નજદીક છે. તમારી મગફેરતનો સામાન દુરૂસ્ત કરવા જાઉં છું.) અને હું તમારો શાક્ષી આપનાર છું. અને ખોદાની કસમ હું મારી હોજે કોસરને હમણા જોઇ રહ્યો છું. અને મને જમીનના ખજાનાનાં કુંચીઓ અપાઇ છે. અને એક રિવાયતમાં આવી રીતે છે "જમીનની કુંચીઓ" [એટલે મારી ઉમ્મતની સર્વ મુલકમાં હુકુમત થશે.) * અને ખોદાની કસમ હું આથી ડરતો નથી કે તમો મારી બાદ શિર્ક કરશો પણ આથી ડરૂં છું કે તમો તેમાં અદેખાઈ કરનાર થશો.

**ફાયદા** વફાતની કરીબ હજરતે (સલ) આ હદીસ મિન્બર ઉપર ફરમાવી હતી.

૪૨૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મને (મોનાફેકોની મગફેરત માંગવા માટે) અખત્યાર અપાયો છે તો મેં મગફેરત માંગવી પસંદ કરી. અને જો હું એમ જાણી લું કે સિત્તેર વારથી વધુ મગફેરત માંગવામાં તેઓની બખશીશ થાત તો હું તેથી વધારે કરત.

**ફાયદા** અબ્દુ-લ્લાહ બીન ઓબૈ મદીનામાં એક મોનાફેક હતો, હજરત (સલ) ને ઘણું દુઃખ આપતો હતો. જ્યારે તે મરી ગયો તો તેના છોકરાએ હજરત (સલ) નો કુડતો તેના કફન માટે માંગ્યો અને હજરતે (સલ) આપ્યો. ફરી તેણે જનાજાની નમાઝ માટે કહ્યું તો હજરત [સલ] નમાઝ માટે ઉઠયા. ત્યારે ઓમર ફારૂકે [રદી] હજરતનો છેડો પકડયો કે આપ નમાઝ

+ દરેક ચીજનો જાણનાર ખોદા સિવાય કોઈ નથી છતાં કેટલાક લોકો કહે છે કે દરેક ચીજ થઈ લી અને થનારીની હજરત (સલ) ને ખબર છે. જ્યારે તેઓને હદીસોના દાખલા આપવામાં આવે છે તો કહે છે કે હજરત (સલ) ને આખેરી વખતમાં દરેક ચીજનો ઈલમ દેવાયો. "પણ તેઓએ તારા પછી શું કર્યું છે તે તું જાણતો નથી" એતો કેયામતમાં કહેવાશે. જેથી સિદ્ધ થયું કે વફાત પછી પણ દરેક શખ્સનો હાલ જાણતા નથી, એ ખોદાની સિફત છે. એ હદીસ વિષેનો વધુ ખુલાસો મારા રિસાલા ઈલ્મુલ ગૈબ પૃષ્ટ ૧૭-૨૦ માં જુઓ. ગુ. મો

* એટલે ખજાનાની કુંચીઓ આપવાના જે ખુલ્લા અર્થ છે તે મતલબ નથી. પણ અલંકારરૂપી તમામ દુન્યાની ફતેહનું બયાન છે. જે ખજાનાનું કારણ છે. અને મને અપાઈની મતલબ મારી ઉમ્મતને અપાઈ છે. કારણ કે ઉમ્મતને જે ફતેહ થઈ અને થશે તે સર્વ હજરતના હુકમથી છે. એના એજ અર્થ છે કારણ કે કુરઆન સુરા અનઆમમાં છે "તું કહે [ઓ મોહમ્મદ] કે હું કહેતો નથી કે મારી પાસે અલ્લાહના ખજાનાની કુંચીઓ છે." ગુ. મો.

નો ઇરાદો કરો છો અને જુઓ તો અલ્લાહ કુરઆનમાં ફરમાવે છે (મોનાફેકો માટે) 'તમો તેઓ માટે મગફેરત માંગો અથવા મગફેરત નહી માંગો. જો તમો તેઓ માટે સિત્તેરવાર મગફેરત માંગશો તો પણ અલ્લાહ તેઓને કદી બખશશે નહીં." ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે અલ્લાહે મને આ આયતમાં મગફેરત માંગવાનો તથા નહીં માંગવાનો અખત્યાર આપ્યો છે. ખુલ્લી રીતે મના કરી નથી. આયતમાં તો આજ ફરમાવેલું છે કે સિત્તેરવાર મગફેરત માંગવાથી મગફેરત થતી નથી. જો હું જાણું કે સિત્તેર વારથી વધુ મગફેરત માંગવામાં તેની મગફેરત થશે તો વધુ માંગીશ. ફરી હજરતે (સલ) તે મોનાફેક ઉપર નમાઝ પઢી. ત્યારે આ આયત ઉતરી "તેઓમાંનો કોઈ પણ મરી ગયો હોય તે પર કદી નમાઝ નહીં પઢ" આથી જણાયું કે કાફેરના હકકમાં પેગમ્બરની દોઆ પણ કંઇ લાભ આપતી નથી. =

* ૪૨૭ મુસલિમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત (ખ્વાબમાં) એક ખજુરીવાળી જમીન મારી સામે કરવામાં આવી છે. (એટલે હું તે જમીનમાં જઇને રહીશ) હું તેને યસરબ ધારૂં છું × તો શું તું મારા તરફથી તારા જાત ભાયોને ખબર કરશે? (કે તેઓ ઇમાન લાવે) કદાપી અલ્લાહ તારે લીધે તેઓને લાભ આપે અને તને તેઓનો સવાબ મળે." આ વાત અબુ જરને તેમના ઘર જતી વેળા હજરતે કહી હતી.

**ફાયદો** અબુ જરની કોમનું નામ ગેફાર છે. તેમનો દેશ મકકા અને મદીનાની વચ્ચે છે. જ્યારે અબુ જરે હજરત [સલ] ની પેગમ્બરીની ખબર સાંભળી તો હજરત (સલ) ની પાસે મકકામાં આવ્યા અને ઇમાન લાવ્યા. જ્યારે ઘર જવાનો ઇરાદો કર્યો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી આથી જણાયું કે દરેક શખ્સને જરૂર છે કે તે પોતાના જાત ભાઇઓને ખોદાનો હુકમ સંભળાવે. ÷

* ૪૨૮ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં તમને હુકમ કર્યો હતો કે તમો ફલાણાને અને ફલાણાને બાળી નાંખો. પણ અગ્નિથી અલ્લાહ સિવાય કોઈ અજાબ કરે નહીં. તો જો તમને તે બંને મળે તો તમો તેને કતલ કરો." આ કિતાબનો રચનાર સગાની કહે છે કે તે બે આદમીઓમાંના એક હબ્બાર બીન અસવદ બીન અબદુલ—મોત્તલેબ છે. અને બીજો નાફે બીન અબદુલ—કૈસ છે.

**ફાયદો** આ હદીસથી જણાયું કે અગ્નિમાં બાળવું અથવા માણસને અથવા જાનવરને ડામવું મોટો ગુનોહ છે, પણ બીમારીમાં કોઈ બીજો ઇલાજ થઈ શકતો ન હોય તો નાચારીથી ડામવું દુરૂસ્ત છે.

૪૨૯ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તો હકકપરજ શાક્ષી થઇશ.

**ફાયદો** એક શખ્સે કહ્યું કે આ હજરત (સલ) આપ સાક્ષી થાઓ કે મેં પોતાના આ છોકરાને ગુલામ આપ્યો. હજરતે ફરમાવ્યું કે એના

---

= શરહ ઇબ્ને મલકમાં એક રિવાયત છે કે લોકોએ હજરત (સલ) ને કહ્યું કે આપે કેવી રીતે તેના ઉપર નમાઝ પઢી? તો હજરતે [સલ] ફરમાવ્યું કે મારો કુરતો અને મારી નમાઝ કંઈ તેને લાભ કરતી નથી. પણ હું આશા રાખું છું કે આથી તેની કોમના હજાર માણસો મુસલમાન થશે.

× યસરબ એ મદીના શરીફના નામોનું એક નામ છે. એ મજમુનની હદીસ મિશકાત કિતાબુર રૂયામાં આવી રીતે છે "અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મેં સ્વપ્નામાં જોયું કે ખચીત હું મક્કાથી એક ખજુરયો વાળી જમીનમાં હિજરત કરૂં છું તો મારો ખ્યાલ આ તરફ ગયો કે તે જમીન યામામાં અથવા હિજર છે ફરી તે તો મદીના યસરબ નીકળી" આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. તો થઈ શકે છે કે આ રિવાયત પેહેલાં બયાન થઈ હોય, જેમાં ખ્વાબની ખરી મતલબ નહીં સમજવાનું બયાન કર્યું. અને આ ના, ૪૨૭ વાળી હદીસ તે પછીની હોય. મદીને જવું ઠીક થયા પછી કહી હોય. ગુ. મો.

÷ ખોદાનો શુકર કે અલ્લાહ પોતાના ફજલથી એ કામ મારાથી લે છે. જો કબુલ થાય તો મારા છુટકારાનું એજ એક કારણ છે. ગુ. મો.

સિવાય તારો બીજો છોકરો પણ છે ? તેણે કહ્યું કે હા. હજરતે (સલ) ફરમાવ્યું કે તેં તેને પણ કોઇ ગુલામ આપ્યો છે ? તેણે કહ્યું કે નહીં. હજરતે (સલ) ફરમાવ્યું કે જા. હું નાહક્કપર ગવાહ થતો નથી. + આ હદીસથી જણાયું કે ઓલાદને જે કંઈ આપે તો તે સરખું આપે.

૪૩૦ બોખારી તથા મુસલિમમાં ઓમર બીન અબુ સલમા ÷ તથા હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તમારા કરતાં અલ્લાહનો વધારે પરહેજગાર છું અને તેનાથી તમારા કરતાં વધારે ડરનાર છું" = અને એક રિવાયતમાં છે કે "ખોદાના હુકમોને તમારા કરતાં વધારે જાણનાર છું"

× બીજી રિવાયમાં છે કે હજરતે (સલ) તે શખ્સને કહ્યું કે "મારા સિવાય બીજા કોઇને ગવાહ કર" આથી જણાયું કે બે છોકરામાંથી એકને આપવું હરામ નથી પણ મકરૂહ છે. અને જુમહુરનો એજ મજહબ છે. અને મકરૂહ થવાનું કારણ એકને બીજા કરતાં શ્રેષ્ઠ ગણવું છે પણ જો બે છોકરામાં એક ઘણો નેક બખ્ત હોય, અથવા ઘણી ઓલાદ વાળો હોય તો તેને વધારે આપવું મકરૂહ પણ નથી. માણસ પોતાની તંદુરસ્તીમાં વારેસ અથવા ગેર વારેસને આપવાનો અખત્યાર ધરાવે છે. ગુ. મો.

÷ આ ઓમર (રદી) હજરત (સલ) ની બીબી ઉમ્મુલ મોમેનીન ઉમ્મે સલમાના દીકરા છે. તેમની આ રિવાયત માત્ર મુસલિમમાં છે એમણે હજરત [સલ] ને પૂછ્યું કે શું રોજદાર પોતાની બાયડીને ચૂમી લઈ શકે છે ? તો હજરતે (સલ) ફરમાવ્યું કે તારી માને પૂછ. તેણીએ ખબર આપી કે હજરત તેમ કરે છે. ત્યારે મેં કહ્યું કે આપ અમારા જેવા નથી. આપના આગલા પાછલા ગુનાહ માફ થયા છે. ત્યારે હજરતે આ હદીસ કહી. ગુ. મો.

= આથી જણાયું કે જે લોકો વલીયોની તારીફમાં બયાન કરે છે કે ફલાણા વલી અલ્લાહના લાડલા છે તેમને ખોદાનો ડર શેનો " તેઓ ખરૂં જોતાં તે બુજરગની નિન્દા કરે છે. જે ખોદાને ત્યાં વધારે મરતબા વાળો તે ખોદાથી ડરનારો. એજ માટે હજરત [સલ] અલ્લાહથી વધારે ડરનાર છે. ગુ. મો.

**ફાયદો** હજરત આએશા [રદી] થી રિવાયત છે કે એક શખ્સે હજરત (સલ) ને પૂછ્યું કે મને ગોસલની હાજત થાય છે અને નમાઝનો વખત આવી જાય છે અને એવીજ રીતે રોઝાનો હાલ છે. હજરતે (સલ) ફરમાવ્યું કે મને પણ ઘણીવાર એવી રીતે થાય છે. તેણે કહ્યું કે હું અને આપ બરાબર નથી ઓ રસૂલુલ્લાહ ! ખોદાએ આપના આગલા પાછલા સર્વ ગુનાહ મુઆફ કર્યા છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જો કે ખોદાએ મારી બખશીસ કરી છે તો પણ હું તમો સર્વથી ખોદાથી વધારે ડરૂં છું. ઇબાદતમાં મારાથી વધારેનો ઇરાદો કરો નહીં.

## શેઅર.

"બ વરએ તોકા કોશો સિદકો સફા"
"વ લેકિન મયફઝાય બર મુસ્તફા" +

અને "તમારેથી વધારે અલ્લાહના અહકામ જાણું છું" ની રિવાયત મુસલિમમાં નથી ઇમામ માલિક [રહ] ની મોઅત્તામાં છે.

૪૩૧ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું નમાઝમાં દાખલ થાઉં છું અને તેને લમ્બાવવાનો વિચાર કરૂં છું ફરી બચ્ચાના રડવાનો અવાજ સાંભળું છું ફરી તેના રડવાથી તેની માના રંજ કરવાને હું જાણું છું જેથી તેને ટુકી કરૂં છું.

**ફાયદો** હજરત (સલ) ના વખતમાં ઓરતો પણ જમાઅતની સાથે નમાઝમાં હાજર થતી હતી. અને ઓરતોને ઓલાદની મોહબ્બત ઘણી હોય છે. તેઓનું રડવું તેણીએ પર ઘણું ભારી પડે છે. માટે હજરત (સલ) નમાઝને હલકી કરતા હતા. કે કેથે એમ ન થાય કે લાંબી નમાઝથી પોતાના છોકરાઓનું રડવું સાંભળી બેચેન થઈ નમાઝને તોડે. અથવા જમાઅતમાં આવવું છોડે. આ હદીસથી જણાયું કે ઇમામ

+ અર્થ—વરઅ, પરહેજગારી, સચ્ચાઈ, અને સફાઇમાં કોશીશ કર, પણ રસૂલુલ્લાહ [સલ] થી વધારે નહીં કર. ગુ. મો.

ઉપર કોમની રિઆયત કરવી વાજેબ છે. વૃદ્ધ, બાળક, અને બીમારોનો જરૂર ખ્યાલ રાખે. એટલી લાંબી નમાઝ ન પઢે કે તેઓને તકલીફ થાય.

૪૩૨ મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તેઓના નામોને તથા તેઓના બાપોના નામોને તથા તેઓના ઘોડાઓના રંગોને પેહેચાનું છું, તેઓ તે દિવસે જમીનની પીઠ ઉપર બેહતર સ્વાર છે. અથવા તે દિવસે જમીનની પીઠ ઉપર બહેતર સવારોમાંથી છે." એટલે આ સવારોથી મતલબ તે સવારો છે કે જેઓને કોસતનતોનીયા [ કનસટીનોપલ ] ના ફતેહ કરવા બાદ કહેવાશે કે દજ્જાલ તમારી પાછલ તમારા બાળ બચ્ચાંઓમાં આવી પડયો છે તો ખબર કહાડવા જશે.

**ફાયદો** મસાબીહ વગેરેમાં રિવાયત છે કે એક વાર કુફામાં લાલ આંધી (વંટોલ્યો) આવી. કોઇએ અબ્દુ-લ્લાહ બીન મસઉદ (રદી) ને કહ્યું કે કેયામત આવી. અબ્દુ-લ્લાહ બીન મસઊદે કહ્યું કે કેયામત તે વેળા આવશે કે જ્યારે લોકોમાં ઘણો માલ વેંહેંચાશે અને તેઓને કંઇ ખુશી થશે નહીં. તેનો કિસ્સો આવી રીતે છે કે કાફેરોનું લશકર એટલે ફીરંગીયોનું શામના મુલકમાં ભેગું થશે અને મુસલમાનોનું લશકર પણ ત્યાં ભેગું થશે એટલે કેયામતની નજદીક. ફરી સાંજ સુધી લડાઇ થશે પણ કોઇની જીત થસે નહીં. એવીજ રીતે ત્રણ દિવસ સુધી લડાઇ થશે. લોક ઘણા માર્યા જશે ચોથે દિવસે મુસલમાનો ઘણા થોડા રહેશે ફરી મોતપર કમર બાંધીને ખુબ લડશે, ખોદા તેમને ફતેહ આપશે. માલ ઘણો હાથ લાગશે. એક દાદાની ઓલાદમાં સોમાંથી એક બચી રહેશે તેને માલ મલવાની કંઇ ખુશી થશે નહીં. કોસતનતોનીયા રૂમનું પાય તખત મોટું શેહેર છે. તે જ્યારે ફતેહ થઇ જશે તો દજ્જાલના પોહોંચવાની ખબર આવશે તો દસ સવાર તેની ખબર કહાડવા માટે નીમાશે. તેઓની તારીફ હજરતે (સલ) આ હદીસમાં ફરમાવી અને ફરમાવ્યું કે હું તેને સારી રીતે ઓળખું છું ÷

*૪૩૩ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અશઅરી લોકો જ્યારે રાતમાં (મદીનામાં) આવે છે તો હું તેઓના કુરઆન પઢવાના અવાજને ઓળખું છું અને તેઓના ઘરોને અગર જો તેઓના ઉતરતી વેળા મેં દિવસના જોયાં નથી પણ રાતમાં કુરઆન પઢવાના અવાજથી હું પેહેચાનું છું + અને તેઓમાં એક હકીમ છે તે જ્યારે સવારોથી મળે છે અથવા દુશમનોથી મળે છે તો તે કહે છે કે અમારા લોકો તમને હુકમ કરે છે કે તમો જરા અમને ફુરસત આપો અથવા થોડી વાટ જુઓ" એટલે અમો પણ તૈયાર છીએ લડવાને આવીએ છીએ.

**ફાયદો** અશઅરી યમનની એક કોમ છે જેમાંથી આ હદીસના રાવી અબુ મુસા છે. તે લોકો સારી આવાજવાળા હતા. આ હદીસથી જણાયું કે રાતના તહજ્જોદમાં કુરઆન પૂકારીને પઢવું દુરૂસ્ત છે = પણ તે એવી શરતથી કે રિયા ન હોય તથા કોઇને તકલીફ થતી ન હોય. હકીમની વાતની બે મતલબ છે. એકતો આ છે કે અમારી કોમ બહાદુર છે લડવાને તૈયાર છે તમો જલદી કરો નહીં. બીજી મતલબ આ છે કે હીકમતથી પોતાને બચાવી લેતો હતો. એટલે અમારી કોમ પાછલ આવે છે તમારાથી

÷ આ હજરતની પેશીન ગોઈ તથા મોઅજેજો છે. ગુ. મો.

+ એટલે મેં તેઓના ઉતરવાના ઘરો નહીં જોયાં હોય તો તેઓના કુરઆન શરીફ પઢવાના ઢપથી અથવા સારા અવાજથી હું જાણું છું કે આ તેઓના ઘરો છે. ગુ. મો.

= જોરથી પઢવાથી પઢનાર સિવાય સાંભળનારને પણ સાંભળવાનો ફાયદો થાય છે. તથા પઢનારની ઉંઘ ઉડી જાય છે. ગુ. મો.

લડશે તમો થોડી ઇનતેજારી કરો. મતલબ આ છે કે તેઓ એમની કોમથી ડરીને એને મારે નહીં.

૪૩૪ મુસલિમમાં જાબેર બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું એક મકકાના પત્થરને ઓલખું છું કે જે મને મારા પેગમ્બર થવા પેહેલાં સલામ કરતો હતો. ખચીત હું તેને હમણા પણ પિછાનું છું ÷

**ફાયદો** અલી મુરતજા (રદી) થી રિવાયત છે કે હું હજરત [સલ] ની સાથે મકકામાં કોઇ તરફ ગયો. તો જે પત્થર કે ઝાડ માર્ગમાં મળતાં હતાં તે હજરત (સલ) ને **અસ્સલામો અલૈક યા રસૂલ-લ્લાહ** કેહતાં હતાં.

૪૩૫ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબુ વકકાસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું એક મરદને આપું છું અને જુઓ તો તેના સિવાય બીજો મને વધારે પ્યારો હોય છે. એ એવી બીહીકથી કે તે ઉંધે મોં અગ્નિમાં નખાય નહીં. *

**ફાયદો** એટલે જો હું તેને નહીં આપું તો તે કાફેર થાય તો ફરી તે દોજખી થાય. આની મતલબ નવા મુસલમાન લોકો છે કે જેઓના દિલમાં સારી રીતે ઇમાને ઘર કર્યું નથી.

૪૩૬ બોખારી તથા મુસલિમમાં સોલેમાન બીન સોરદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું એક કલેમો જાણું છું કે જો તેને તે કહે તો તેનો ગુસ્સો જતો રહે. જો તે **અઉજો બિલ્લાહે મિશન-શૈતાનિર-રજીમ** કહેતે તો તેનો ગુસ્સો ઉતરી જતે.

÷ એટલે નોબુવવત પેહેલાં તે એકજ પત્થર સલામ કરતો હતો. ગુ. મો.

* સઅદથી રિવાયત છે કે **હજરત** [સલ] કેટલાક લોકોમાં લડાઈની લુટનો માલ વેહેંચતા હતા ત્યારે મેં કહ્યું કે ઓ રસૂલુ-લ્લાહ આપે ફલાણાને આપ્યો નથી, ત્યારે આ હદીસ ફરમાવી. ગુ. મો.

**ફાયદો** બે શખ્સો આપસમાં લડતા હતા. તેમાંથી એકનો ચેહરો ગુસ્સાને લીધે લાલ થયો હતો, અને ગરદનની નસો ફુલી ગઈ હતી, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે નાહકક ગુસ્સો શૈતાનથી છે અને ખોદાની પનાહ માંગે તો તે દફે થાય છે.

૪૩૭ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જહંનમમાંથી સર્વથી છેલ્લાં નીકળનારને હું જાણું છું. અને જંનત વાળાઓમાં છેલ્લાં દાખલ થનારને હું ઓળખું છું. જે અગ્નિથી નાઢલા છોકરાની જેમ ઘસડાતો નીકળશે, અલ્લાહ તેને કહેશે કે જા જંનતમાં દાખલ થા. ફરી તે તેમાં જશે ફરી તે ખ્યાલ કરશે કે તે જંનત ભરેલી છે તો તે પાછો ફરશે. ફરી તે કહેશે કે ઓ મારા પરવરદિગાર મેં તેને ભરેલી જોઇ. અલ્લાહ તેને કહેશે કે જા જંનતમાં દાખલ થા. ફરી તેમાં જશે અને ધારશે કે તે તો ભરેલી છે. ફરી તે પાછો ફરીને કહેશે કે ઓ મારા પરવરદિગાર મેં તેને ભરેલી જોઈ. ફરી અલ્લાહ તેને કહેશે કે જા જંનતમાં દાખલ થા. ખચીત તારે માટે દુન્યા જેટલી તથા તેથી દસ ઘણી જગ્યા છે. અથવા એમ ફરમાવશે કે ખચીત તારે માટે દસઘણી દુન્યાની જગ્યા છે. તે કહેશે કે શું તું બાદશાહ થઇને મારી મશ્કરી કરે છે અથવા કહેશે કે શું તું મારી હાસી કરે છે? અબદુ-લ્લાહ બીન મસઉદે (રદી] કહ્યું કે ખચીત મેં રસૂલુ-લ્લાહને જોયા કે તેવણ હસ્યા તે એટલાં સુધી કે તેમના અંદરના દાંત પ્રગટ થયા. (હજરતના વખતમાં) કહેવાતું હતું કે આ અદના જંનતીનો મરતબો છે." એટલે જયારે અદના જંનતીનો આ મરતબો છે કે આ જહાનથી દસ ઘણી જગ્યા તેને થશે તો ઉંચા મરતબાવાળાનું મકાન ખોદા જાણે કેટલું મોટું અને કેવું થશે?

**ફાયદો** આ હદીસથી જણાયું કે મુસલમાન અગર જો ગુનાહોને લીધે દોજખમાં જશે

પણ છેવટમાં તેનો છુટકારો થશે અને જંનત મળશે. અને આ પણ જણાયું કે જંનતની પોહોળાઇ એ હિસાબ છે. આદમીના ખ્યાલમાં આવી શકતી નથી.

* ૪૩૮ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] (મને) ફરમાવ્યું કે ખચીત જ્યારે તું મારેથી રાજી ખુશી હોય છે તથા જ્યારે તું મારાથી નાખુશ હોય છે, તો હું જાણી લું છું. હજરત આએશા (રદી) એ કહયું કે મેં કહયું કે તે કેવી રીતે જાણો છો. હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તું મારાથી રાજી ખુશી હોય છે તો તું કહે છે **લા વરબ્બે મોહમ્મદીન** (મોહમ્મદના રબ્બની કસમ) અને જ્યારે તું નાખુશ હોય છે, તો કહે છે **લા વરબ્બે ઈબરાહીમ** (ઈબરાહીમના રબ્બની કસમ) મેં કહ્યું કે હા, ખોદાની કસમ (નાખુશીમાં) હું માત્ર આપનું નામ લેવુંજ છોડું છું." એટલે દિલથી છોડતી નથી.

**ફાયદો** આ નારાજીની મતલબ ઘરબારના મામલામાં દુન્યાની નારાજી છે. ખોદાની પનાહ દીની નાખુશી નથી. કે જે ઇમાનમાં નુકસાની કરે. સોકોને લીધે કદી રંજ આવી જતો. સોકોનો બલાપો અને જલન એક પેદાએશી વાત છે, શરીઅતમાં એના વિષે કંઈ પકડ નથી. એમ છતાં મીયાં બીબીના ભેદ તથા પોશીદા વાતમાં કોઇને કંઇ દખલ નથી. વિષેશ કરી તે બીબી કે જે ધણીની ઘણીજ પ્યારી હોય [તિની બાબતમાં]

૪૩૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું આની સાથે (એટલે આએશાની સાથે) એવું કરૂં છું ફરી અમો ગોસલ કરીએ છીએ.

**ફાયદો** કોઇએ હજરત (સલ) ને મસલો પૂછયો કે જો મરદ ઓરત સોહબત કરે અને વિર્ય નહીં નીકળે તો ગોસલ વાજેબ છે કે નહીં? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે સમ્ભોગ કરવાથી ગોસલ વાજેબ છે મની નીકળે અથવા નહીં નીકળે. આ હદીસથી જણાયું કે મસલાના બયાન કરવામાં શરમ કરે નહીં. ÷

**શેઅર.**

દર તલબ કરદને હકીકતે કાર
અઝ ખોદા શર્મ દારો શર્મ મદાર *

*૪૪૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું મારા ઘરવાળાઓ પાસે જાઊં છું, ફરી મારા બીછાણા પર અથવા મારા ઘરમાં ખજુર પડેલું જોઉં છું, અને હું તેને ખાવા માટે ઉપાડું છું, ફરી હું ડરૂં છું કે કદાપી તે સદકો ન હોય જેથી હું તેને ફેંકી દું છું. =

**ફાયદો** જકાતનો માલ હજરત (સલ) ઉપર એટલુંજ નહીં પણ સર્વ બની હાશેમ ઉપર હરામ હતો. જો કે ખાતરીથી સાબેત થયું નહોતું કે તે ખજુર જકાતનું છે, પણ સંભાળ (એહતેયાત) ને માટે હજરત [સલ] તેને ખાતા નહોતા. આથી જણાયું કે તકવો અને પરહેજગારી શુબહ વાળી ચીજના છોડવાનું નામ છે.

* ૪૪૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત બીજીવાર સૂર ફુકાયા પછી હું પ્રથમ માથું ઉપાડીશ (હું ઉઠીશ) જોઇશ કે મુસા (અલે) અરશની સાથે લટકેલા (અથવા ચોંટેલા) છે,

÷ એવીજ રીતે આપણુ જણાય છે કે પૂછવામાં પણ શરમ કરે નહીં. ગુ. મો.

* **અર્થ**—એક કામની હકીકત જાણવામાં ખોદાની શરમ રાખ અને (કોઈથી) શરમ રાખ નહીં ગુ. મો.

= આ હદીસથી જણાયું કે આપની જાત મુબારક મોટાઈથી દુર હતી. અને અદના પડેલી ચીજને ખાવા માટે ઉપાડવામાં આપ મોટાઈ વાપરતા નહોતા. ગુ. મો.

**ફાયદો** કેયામતમાં સૂર બે વાર ફુંકાશે પ્રથમ વારમાં સર્વ લોક મરી જશે બીજી વારમાં સર્વ જીન્દા થશે. સર્વથી પેહેલાં હજરત (સલ) હોશમાં આવશે, અને હજરત મુસા (અલે) ને જોશે કે અરશની સાથે ચોંટેલા છે. બોખારીમાં પૂરો કિસ્સો આવી રીતે છે. એક યહુદી તથા મુસલમાનમાં લડાઈ થઇ મુસલમાને કહ્યું કે હજરત મોહમ્મદ (સલ) સર્વ જહાનથી બેહતર છે. યહુદીએ કહ્યું કે મુસા (અલે) સર્વથી બેહતર છે. મુસલમાને યહુદીને તમાચો માર્યો તે હજરત પાસે ફરયાદ આવ્યો. હજરતે (સલ) ફરમાવ્યું કે મને મુસાથી શ્રેષ્ટ કહો નહીં. તે પછી આ હદીસ ફરમાવી. એટલે અગર જો હું સર્વ પેગમ્બરોથી અફજલ છું. પણ દરેક વાતમાં નહીં. જેમકે હું કેયામતના દિવસે પેહેલાં ઉઠીશ અને મુસાને હોશમાં આવેલા (અશરની સાથે લાગેલા) જોઈશ. મને જણાયું નથી કે મુસા બેહોશીથી મારા કરતાં પેહેલાં હોશમાં આવ્યા છે, અથવા તેમની કોહે તુરની બેહોશી અત્રે મજરે થઈ છે*

૪૪૨ બોખારી તથા મુસલિમમાં હફસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં મારા માથાના વાળને ગુંદરથી ચોંટવ્યા છે. અને મેં મારી હદીની ગરદનમાં કેલાદો (પટો) નાખ્યો છે. તો હું જ્યાં સુધી જુબહ નહીં કરૂં ત્યાં સુધી હલાલ થઇશ નહીં. [એહરામને છોડીશ નહીં.]

**ફાયદો** હજજતુલ વિદાઅમાં લોકોએ અરજ કરી કે આપે લોકોને ફરમાવ્યું કે ઉમરો કરીને એહરામ ખોલો. હજરતે [સલ] કેમ એહરામ ખોલ્યું નહીં. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે કુરબાની સાથે રાખનાર એહરામવાળો કુરબાની કર્યા વગર કેવી રીતે એહરામ ખોલે ? અને કુરબાની જીલહજની દસમી પેહેલાં દુરસ્ત નથી. માટે હું એહરામને ખોલી શકતો નથી. માથાના વાળને ગુંદરથી હજરતે (સલ) એટલાં માટે વળગાવ્યાં હતાં કે માટી ધુળથી વાળ ખરાબ થાય નહીં.

૪૪૩ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તમારી તરહ નથી. ખચીત મને દિવસના ખાણું પાણી મળે છે.× [એટલે જેવી રીતે આદમીને ખાવા પીવાથી તાકાત હોય છે મને તેના વગર ખોદા તાકાત આપે છે. અથવા ખરી રીતે અલ્લાહ હજરત (સલ) ને ખવરાવે છે.]

**ફાયદો** હજરતે લોકોને એક સાથ વગર ખોલે રોઝો રાખવા (સોમે વેસાલ) ની મના કરી એટલે બે અથવા વધારે દિવસ રોઝો રાખવો અને રાતના પણ નહીં ખાવું એ કોઇને દુરસ્ત નથી. સહાબીઓએ પૂછ્યું કે આપ જે સાથે રોઝા રાખો છો તેનું શું કારણ છે? ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે મને પોતાના જેવો નહીં સમજો. મને દુરૂસ્ત છે અને તમને દુરસ્ત નથી.

* ૪૪૪ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મને એવો હુકમ નથી કે લોકોના દિલોને વીંધું અને ન એવો હુકમ થયો કે તેઓના પેટને ચીરૂં" એટલે મને જાહેરનો હુકમ છે દિલ અને પેટની વાત જાણવી મારૂં કામ નથી.

**ફાયદો** આનો કિસ્સો પ્રથમ બયાન થયો છે (વાંચો ના. ૩૯૮) કે હજરત (સલ) કંઈ માલ વેહેંચતા હતા. જુલ ખોવેસરા ખારજીએ કહયું કે ઇનસાફથી વેહેંચો. ખાલેદે (રદી) કહયું કે એ હજરત [સલ] હુકમ હોય તો હું એની

---

* એટલે બેહોશ થયાજ નથી. ગુ. મો.

* "મને દિવસના ખાણું પાણી મળે છે" એ અલંકાર રૂપે કહેવાયું છે. એટલે ખાધા પીધાની શક્તી અલ્લાહ મને આપે છે. કારણ કે રોઝામાં દિવસના ખાવાથી કે પીવાથી રોઝા તુટે છે. ગુ. મો.

ગરદન કાપું. હજરતે (સલ) ફરમાવ્યું કે કદાપી એ નમાજી છે. ખાલેદે કહયું કે ઘણાં લોકો નમાઝ પઢે છે અને તેઓના દિલમાં કાંઈ છે અને જુબાનથી કાંઇ બીજું છે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે દિલનો હીસાબ ખોદા કરી લેશે અમને જાહેરનો હુકમ છે. આથી જણાયું કે નમાઝ ઉપર પનાહ છે. અને લોકોના દિલનો હાલ દરયાફત કરવાની જરૂર નથી.

૪૪૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મને લાનત કરનારો મોકલ્યો નથી. પણ હું તો રહમત માટે મોકલાયો છું.

**ફાયદો.** જ્યારે કાફેરોએ હજરત [સલ]ને ઘણી તકલીફ આપી ત્યારે સહાબાએ અરજ કરી કે એ હજરત એઓને માટે બદ દોઆ કરો કે એઓનો નાશ થાય, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હજરત (સલ) ની જાત તમામ જહાનને માટે રહમત છે. મુસલમાનોને તો દીન દુન્યા બને હજરત (સલ) ને લીધે ઠીક થયાં અને કાફેરોને જો કે આખેરતમાં અજાબ જ છે પણ દુન્યામાં એવો અજાબ નથી કે સઘળા નાશ પામે. આગળી ઉમ્મતો પર જો અજાબ થતો તો સર્વ પર થતો.

૪૪૬ બુખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મેં તે (રેશમી કુરતા) ને એ માટે નહીં મોકલ્યો કે તું તેને પેહેરે. પણ મેં તો એટલા માટે મોકલ્યો કે તેની કીંમતથી તું લાભ લે.

**ફાયદો** હજરતે (સલ) રેશમી કુરતો હજરત ઉમર ફારૂક (રદી) ની પાસે મોકલ્યો. હજરત ઉમર ફારૂકે [રદી] અરજ કરી કે એ હજરત (સલ) આપતો રેશમી કપડાને હરામ ફરમાવો છો. મારી પાસે શા માટે મોકલ્યો? ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે રેશમી પેહેરવું હરામ છે વેચવું દુરસ્ત છે. પણ શરાબ અને ભુંડનું ખાવું પીવું અને વેચવું બંને હરામ છે.

૪૭૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોમેદ સાએદી (રદી)થી રિવાયત છે કે તબુકની લડાઇથી પાછા ફરતી વેળા હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું જલદી જનારો છું (એટલે મદીનામાં) તો તમારાંથી જેને જોઇએ તે મારી સાથે જલદી ચાલે અને જેને જોઇએ તે થોભે" એટલે પાછલથી આવે.

* ૪૪૮ બોખારીમાં જૈદ બીન સાબેત (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું ખોદાની કસમ યહુદીઓ ઉપર પત્ર લખાવવા વંચાવવામાં ભરોસો કરતો નથી" આ વાત જૈદ બીન સાબેત (રદી)ને કહી હતી. જ્યારે તેમને હુકમ કર્યો હતો કે તેવણ યહુદીઓનું લખાણ શીખે.

**ફાયદો.** મદીનાને આસપાસ યહુદી લોકોની ઘણી વસ્તી હતી હજરતને અને તેઓને આપસમાં કાગળ પત્રનો વહેવાર ઘણો રહેતો હતો. હજરત (સલ) ને યહુદીઓની બીહીક લાગી કે આ લોકો દુશમનીને લીધે પત્ર લખવા વાંચવામાં કેથે ફેરફાર નહીં કરે ત્યારે જૈદ બીન સાબેત અનસારી [રદી]ને ફરમાવ્યું કે તમો એઓનું કાગળ લખવા વાંચવા શીખો. તેવણે પંદર દિવસમાં સર્વ શીખી લીધું, ફરી તેવણજ લખ્યા વાંચ્યા કરતા હતાં. આથી જણાયું કે અરબી સિવાય બીજી બોલીનું લખવું પઢવું શીખવું દુરૂસ્ત છે. એવી શરતથી કે તેમાં કંઈ દીનનો ફાયદો હોય *

* પણ જો ફાયદાની જગ્યા દીનમાં નુકશાન થતું હોય તો તેના હરામ થવામાં કશો શક નથી. એવીજ રીતે પાદરીઓની સ્કોલમાં જ્યાં કુફર કલેમા શિખવતા હોય, બોલાવાના હોય, પોતાની બંદગીમાં શામેલ કરતા હોય ત્યાં શીખવું કે તેઓની બંદગીમાં શામેલ થવું કુફર છે. ઇંગ્રેજી જરૂરત જોગું શીખવું દુરૂસ્ત છે. પણ બી. એ; એમ. એ; ની ડીગરી મેળવવા કોશીશ કરવી ઠીક નથી. કારણ કે તેમાં પૈસાનો તથા દખતનો નકામો ભોગ થાય છે. તથા દીનથી બે રગબતી થાય છે આઝાદી ( સ્વતંત્રતા ) આવી જાય છે. આ વાતની ખાતરી તેઓના ઘણોથી થાય છે. તથા શરીઅત વિરૂધ્ધ કેટલીક સાઇંસની વાતો દરરોજ બોલવી પડે છે જે ઇમાનમાં ખલલ પડવાનું કારણ છે. જો ઇંગ્રેજી બોલીજ જાણવી છે તો તેને પાસ થવા સાથે કશો સંબંધ નથી. નોકરી માટે શીખનારને પાસ થવાની જરૂર છે પણ તેથી મુસલમાનોની ચઢતી સમજવી ભુલ છે. અલીગઢ વગેરેમાં ડીગરી મેલવી નોકરીમાં લાગી માસીક ૨૦૦ રૂપીયાના પગાર ખાનાર આજ સુધીમાં જેટલા થયા હશે તેથી ૨૫, ઘણા વધારે તથા વધારે આમદીના રોજગારને લીધે ગુજરાતમાં મલી આવે છે. ગ્રા. મો.

## ફસલ ઇન્ના.



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે શબ્દ ઇન્ના છે.

૪૪૯ મુસલિમમાં શરીદ બીન સોવેદ સકફી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અમે તારી બેઅત લીધી (એટલે તારૂં મુસલમાન થવું કબુલ કર્યું) તું પોતાને ઘેર પાછો જા" આ વાત હજરતે (સલ) સકીફની કોમના એક પિત્તયલ (જોજામવાળા) ને કહી હતી.

**ફાયદો.** હજરત (સલ) પાસે સકીફની કોમ મુસલમાન થવા માટે આવી તેમાં એક પિત્તયલ હતો. હજરતે (સલ) તેને પોતાની પાસે બુલાવ્યો નહીં. પણ કેહવાડીયું કે તું પોતાને ઘેર જા. મેં તારૂં ઈસ્લામ કબુલ કર્યું છે. હજરતે (સલ) તેને એટલા માટે નહીં બોલાવ્યો કે લોકો તેને કેથે હલકો ગણશે જેથી તેને દુઃખ થાય. અને આ જે કેટલાક લોક સમજે છે કે આ બીમારી લાગી જાય છે માટે હજરતે (સલ) તેને બોલાવ્યો નહીં, એ ખોટું છે કારણ કે બીજી હદીસમાં સિદ્ધ થયું છે કે પિત્તયલને હજરતે (સલ) પોતાની સાથે ખવડાવ્યું છે અને જો કોઇ માણસને નફરત આવે અને તેના સંગથી દુર રહે તો દુરૂસ્ત છે. તેનો હુકમ પણ બીજી હદીસમાં સિદ્ધ થયો છે.

* ૪૫૦ બોખારી તથા મુસલિમમાં * મિસવર બીન મખરમા (રદી) તથા મરવાન બીન હકમથી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ બાબતમાં તમારામાંના કોણે ઇજાજત આપી અને કોણે નહીં આપી તે મેં જાણી નથી. માટે તમે પાછા જાઓ કે તમારા સરદારો અમને તમારો હાલ બ્યાન કરે.

**ફાયદો.** ફતેહ મકકા પછી હોનેનની લડાઇમાં હવાજેન કોમના છોકરાં ઓરતો પકડયાં અને તેમનો માલ કાબુમાં આવ્યો. હજરતે કેદીઓ તથા તેમના માલને સહાબીઓમાં વહેંચી આપ્યો. તે પછી તે કોમે ઇસ્લામને સ્વીકાર્યું. અને હજરતે (સલ) ને કહ્યું કે અમારો માલ તથા આમારા કેદી અમને પાછા આપો. હજરતે (સલ) ફરમાવ્યું કે તમો એક વાત પસંદ કરો. જોઇએ તો માલ અથવા જોઇએ તો કેદી. બંને તમને મળશે નહીં. તે કોમે કેદીઓને માંગ્યા. ત્યારે હજરતે (સલ) સહાબાને ભેગા કરીને ફરમાવ્યું કે તમારા ભાઇઓ એ ઇસ્લામ સ્વીકાર્યું છે. મને બેહતર જણાય છે કે તમો તેઓના કેદીઓને પાછા ફેરવો. જે પોતાની ખુશીથી આપવા ચાહતો હોય તે આપે. અને જે પોતાનો હિસ્સો આપવા ચાહતો ન હોય તેને અમો બીજે કેથેથી કેદીઓ આવશે તો તેનો બદલો આપીશું. સહાબીઓએ કહ્યું કે અમો બધા ખુશી છીએ અમારા હિસ્સા આપ ખુશીથી તેમને આપો. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે દરેક શખ્સની ખુશી અમને જણાઈ નથી જયાં સુધી તમારો હાલ જાણનાર પટેલ્યા પોતાના લોકોનો હાલ જાહેર કરે નહીં. આ હદીસથી જણાયું કે ગનીમતનો માલ વેહેંચાયા પછી જો લોકો મુસલમાન થાય તો તેમના કેદી તથા માલ પાછા આપવા વાજેબ નથી. હજરતે (સલ) મેહેરબાની રૂયે આપ્યા.

૪૫૧ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અમો મદદ લેતા નથી. અને એક રિવાયતમાં છે કે "મુશરેકથી કદી અમો મદદ માંગીશું નહીં.

**ફાયદો.** હજરત (સલ) જયારે જંગે બદરે ચાલ્યા તો એક પેહેલવાન આવ્યો અને કહેવા લાગ્યો કે હું તમારી મદદે આવ્યો છું. હજરતે પૂછયું કે તું મુસલમાન થયો છે? તેણે કહ્યું કે

---

* શરહ મશારેકમાં છે કે હોમેદી વગેરે એ કહ્યું છે કે આ હદીસ માત્ર બોખારીમાં છે. ગુ. મો.

નહીં. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી આથી જણાયું કે ઇમામ કાફેરોથી મદદ લે નહીં. + કદાપી તે દગો કરે

૪૫૨ બોખારી તથા મુસલિમમાં મિસવર બીન મખરમા (રદી) તથા મરવાન બીન હકમ થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત અમો કોઇની સાથે કેતાલ ચલાવવા આવ્યા નથી. પણ અમો તો ઉમરો લઇને આવ્યા છીએ. અને ખચીત કોરેશને લડાઇએ સુસ્ત કર્યા અને તેઓને જરરર પોહોંચાડયો છે. તો જો તેઓ સલાહ કરવા ચાહશે તો હું તેઓને એક મુદત ઠેરવું અને તેઓ અમને કાબા જવાથી ન રોકે. ફરી જો હું ગાલેબ થાઊં તો જો તેઓ જેમાં લોકો દાખલ થાય છે તેમાં દાખલ થવા ચાહતા હોય (એટલે મુસલમાન થવા ચાહતા હોય) તો થાય. અને જો મુસલમાન ન થવાનો વિચાર ન હોય તો (સુલેહની મુદતમાં) આરામથી રહે. અને (ફરી) જો ઇનકાર કરશે તો તેની કસમ કે જેના કબજામાં મારી જાન છે કે જરૂર હું તેઓથી મારા આ કામ માટે (એટલે દીન માટે) લડયા કરીશ. તે એટલે સુધી કે યા તો મારી ગરદન જૂદી થાય અથવા અલ્લાહ પોતાના દીનનો ગલબો કરે. =

**ફાયદો.** હીજરીને છઠે વર્ષે હજરત (સલ) મકકા તરફ ઉમરો કરવા ચાલ્યા. જ્યારે મકકાની પાસેની મનજલ હોદેબીયામાં પોહોંચ્યા તો મકકાના કાફેરોએ હોજેલ બીન વરકાને મોકલ્યો, આ કેણુ લઇને કે અમો તમને મકકામાં જવા દઇશું નહીં. તમારી સાથે લડીશું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી દસ વર્ષની સુલહ થઈ. હજરત (સલ) ઉમરો કર્યા વગર પાછા ફર્યા. બીજે વર્ષે ઉમરાની કજા માટે પધાર્યા.

૪૫૩ બોખારી તથા મુસલિમમાં સઅબ બીન જસ્સામા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને ફરમાવ્યું કે ખચીત અમો તને તારી પાસે પાછું નહીં ફેરતે પણ અમો એહરામવાળા છીએ.

**ફાયદો.** હજરત (સલ) હજજ અથવા ઉમરા માટે એહરામ બાંધીને જતા હતા સઅબ બીન જસ્સામાએ ગોરખરનો * શિકાર કર્યો અને તેને જીવતો હજરત (સલ) ની ખીદમતમાં મોકલ્યો. હજરતે (સલ) તેને કબુલ કર્યો નહીં અને આ હદીસ ફરમાવી. આથી જણાયું કે એહરામ વાળાને શિકાર કરવો તથા જીવતો શિકાર લેવો દુરૂસ્ત નથી. હા, જો શિકારને ઇશારાથી બતાવ્યો ન હોય ( અને કોઇ વગર એહરામનો શિકાર કરે ) તો શિકારનું ગોશત ખાવું એહરામવાળાને દુરૂસ્ત છે. +

---

+ આ મદદ નહીં લેવાનું જે કહ્યું છે તે વગર જરૂરતે છે. પણ મદદ લેવાની જરૂરતનો વખત આવે તો દુરૂસ્ત છે. હજરતે સફવાનથી તેમના ઈસ્લામ સ્વીકાર્યા પેહેલાં મદદ લીધેલી છે. તેમ ફેકાહાએ કહ્યું છે કે જો કાફેરથી જંગમાં મદદ લેવાઈ હોય તો તેને ગનીમતમાંથી થોડું કંઈ આપે કે મુજાહેદના બરાબર થાય નહીં. ગ્રા. મો.

= આ હદીસથી જણાય છે કે કાફેરોથી સુલેહ કરવામાં જો કંઈ લાભ સમાયલો હોય તો સલાહ કરવી દુરૂસ્ત છે. તથા એહરામ વાળાનું કેતાલ કરવું બેતુલ્લાહ જવાથી રોકનાર સાથે પણ દુરૂસ્ત છે. ગ્રા. મો.

* જંગલી ગધેડું.

+ વગર એહરામનો કોઈ એહરામવાળા માટે શિકાર કરે અથવા પોતા માટે શિકાર કરે ને ફરી એહરામવાળાને આપે એ બંને દુરૂસ્ત છે. અને શાફેઈ મજહબમાં છે કે જો વગર એહરામનો મોહેરમ માટે શિકાર કરે અને ફરી તેને આપે તો દુરૂસ્ત નથી. અને આ હદીસથી તેમણે આધાર લીધો છે. જેનો જવાબ ફાયદામાં અપાયો છે. કે તે શિકાર જીવતો હતો. ગ્રા. મો.

## ફસલ ઈન્નહુ.

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે ઈન્નહુ છે.

૪૫૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે જ્યારે તમારામાંનો કોઇ મરી જાય છે તો તેના અમલ બંધ પડે છે. અને ખચીત ઇમાનદારની ઉમર નેકી વગર કંઇ વધારતી નથી.

**ફાયદો.** મસાબીહમાં રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તકલીફોથી તંગ થઇને મોતને નો માંગો. કારણ કે જ્યારે આદમી મરી જાય છે તો તેના અમલ કપાઈ જાય છે ( બંધ પડે છે ) કોઈ નેકીનું કામ કરી શકતો નથી. અને ઇમાનદારની જીન્દગીથી તો નેકીજ વધે છે. એટલે જો ઇમાનદારની ઉમર તકલીફમાં ગુજરી તો સબરનો ઘણો સવાબ મળશે. અને જો ખુશીમાં ગુજરી તો શુકરનો સવાબ પામશે. તો ઇમાનદારની જીન્દગીમાં દરેક રીતે બહેતરી છે.

૪૫૫ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે બની આદમમાંથી દરેક માણુસની પેદાએશ ત્રણસો આઠ સાંધા ઉપર બનાવાઈ છે. તો જે કોઇએ અલ્લાહની તકબીર કરી અને અલ્લાહની હમ્દ કરી અને અલ્લાહની તહલીલ કરી અને અલ્લાહની તસબીહ કરી અને અલ્લાહથી બખશીશ માંગી અને લોકોના માર્ગથી પત્થર કે કાંટાને કે હાડકીને ખસેડી અથવા સારા કામની આજ્ઞા કરી અથવા બુરા કામની મનાઈ કરી ત્રણસો આઠ સાંધાની ગણુતરીએ તો તે માણુસ એવી હાલતમાં સાંજ કરશે કે તેણે પોતાના જીવને જહંનમથી દુર કર્યો." અને એક રિવાયતમાં "સાંજ કરશે" ની જગ્યા "ચાલશે" આવેલું છે.

**ફાયદો.** એટલે આદમીમાં ત્રણુસો સાઠ સાંધા છે. જેણે એટલી વાર ખોદાની યાદ કરી અને તેનું નામ લીધું તો તેણે શુકર ગુજારી કરી, ખાલેકનું હકક અદા કર્યું. તો દોજખથી દુર થયો. ચાહે દરેક જીકરને ત્રણસો સાઠ વાર કરે ચાહે સર્વને મેળવીને ત્રણસો સાઠ વાર પઢે. *

૪૫૬ મુસલિમમાં અરફજા બીન શોરેહ (રદી) થી રિવાયત છે કે હજરત [સલ] ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે હવે નાલાએક કામો અને નાલાએક કામો (એટલે ફિતના અને ફિસાદ) થશે. તો જે કોઈ એવું ચાહે કે આ ઉમ્મતની રિયાસત તથા ઇમામતની બની બનાઈમાં ફુટ પાડે તો તેને તલવારથી મારો. કોઇ પણ હોય.

**ફાયદો.** એટલે જ્યારે મુસલમાનોએ પોતાનો એક ઇમામ અને સરદાર બનાવ્યો ફરી જે કોઇ એથી બાગી થાય તો તેનું કતલ કરવું હલાલ છે. જમાઅતમાં ફુટ પાડવી મોટું પાપ છે. જો મુસલમાનોમાં ફુટ ન પડતે તો કાફેર કદી જીત મેળવતે નહીં.

૪૫૭ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આ વાત છે કે તમારે માટે હુકમ થયો છે કે તમો જાય જરૂર માટે નીકળ્યા કરો.

**ફાયદો.** હજરત (સલ)ની બીબીઓ જાય જરૂર માટે રાતની વખતે બહાર જતી હતી. જ્યારે પડદો કરવાનો હુકમ થયો તો શંકા ઉત્પન્ન થઇ કે જાય જરૂરને માટે પણ નીકળવું

---

* તથા લોકોને સારો માર્ગ બતાવે બુરા માર્ગથી દુર રાખે માર્ગની અડચણુ દુર કરે વગેરે સર્વની ત્રણસો સાઠ ગણુતરી થાય તે પણ એમાં દાખલ છે. ગ્રા. મો.

કદાપી દુરૂસ્ત ન હોય. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. *

૪૫૮ બોખારીમાં ÷ અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે (એટલે હાતેબ બીન અબી બલતઆ) (રદી) બદરમાં હાજર હતો. તું શું જાણે છે? કદાપી અલ્લાહે બદરવાળાઓને જાણ્યા છે [ એટલે તેમના ઇમાનને સારી રીતે જોયું છે ] કેમકે તેણે (તેઓ માટે) કહ્યું છે કે તમો જે ચાહો તે કરો × મેં તમારા ગુનાહ માફ કર્યા છે". આ હદીસ હજરતે (સલ) હાતેબ બીન અબી બલતઆને માટે ફરમાવી.

**ફાયદો.** બુખારીમાં પૂરો કિસ્સો આવી રીતે છે કે હજરતે (સલ) એકવાર ઈરાદો કર્યો કે મક્કામાં એકાએક જઈ પહોંચે અને કાફેરોને ગફલતમાં રાખી મારે. હાતેબે આ હાલ મકકાવાળાઓ પર પત્રમાંલખી મોકલ્યો. હજરત (સલ) ને આ હાલ વહીથી જણાયો. હજરત અલી અને જોબેર [રદી] ને મોકલ્યા. આ બંને માર્ગમાંથી પત્ર છીણવી લાવ્યા. હજરતે (સલ) હાતેબને પૂછ્યું કે આ પત્ર લખવાનું કારણ શું છે ? હાતેબે (રદી) કહ્યું કે એ રસુલુ-લ્લાહ ખોદાની કસમ હું મુસલમાન છું કાફેર નથી મારા બાલ બચ્ચાં મકકામાં છે. મારો કોઇ ત્યાં ભાઇબંધ નથી જે તેઓની ખબર રાખે. મેં આ પત્રથી ધાર્યું કે તે કાફેરોને વાકેફ કરી હું તેઓ પર એહસાન કરૂં કે જેથી તેઓ મારા બાલ બચ્ચાંઓને ઇજા કરે નહીં. ઓમર ફારૂકે [રદી] કહ્યું કે એ રસુલુ-લ્લાહ આ મોનાફેક છે એને મારી નાંખો. હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે બદરવાળા સહાબીઓ જેઓ ત્રણસો તેર હતા. તેઓનો મોટો દરજો છે. તેઓથી કોઇ ગુનાહ પણ થયો તો તે તદન માફ છે. હજરત [સલ] ના ચારે ખલીફા પણ બદરવાળા છે જેણે તેઓ પર તાનો કર્યો તેણે પોતાના ઇમાનમાં નુકસાની નાંખી.

૪૫૯ બોખારીમાં * અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારા પહેલાંની ઉમ્મતોમાં જે લોકો થયા છે તેમાં મોહદ્દસો (ઠીક અટકળવાળા) હતા. અને ખચીત જો તે આ મારી ઉમ્મતમાં હશે તો તે ખાતરીથી ઓમર બીન ખત્તાબ છે.

**ફાયદો.** મોહદ્દસ તેને કહે છે કે જેને ખોદાની તરફથી ઇલહામ થાય. અને તેની અટકળ ઘણી ઠીક પડે. પેગમ્બર બાદ મોહદ્દસ બરાબર કોઈ વલીનો મરતબો નથી. અને જ્યારે હજરત (સલ) સર્વ પેગમ્બરોપરી થયા તો હજરત [સલ] ની ઉમ્મત સર્વે ઉમ્મતોથી બેશક અફઝલ થઇ તો જ્યારે આગલી ઉમ્મતોમાં મોહદ્દસ થયા છે તો હજરત [સલ]ની ઉમ્મતમાં જરૂર થશે. આ હદીસથી હજરત ઓમર ફારૂક (રદી) નો ઘણો ઉમદા રીતે કમાલ સિદ્ધ થયો.

૪૬૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મોગફ્ફલ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત આ ઠીકરી મારવાથી શિકાર થતો નથી, અને ન એથી દુશમન જખમી થાય છે. પણ એ દાંત તોડે છે અને આંખ ફોડે છે.

---

* શરહ મશારેકમાં હરજત આએશા (રદી) ની રિવાયત છે કે હજરત ઉમર (રદી) ની બીબી સોદા (રદી) એ કહ્યું કે હું જાય જરૂરને માટે નીકળી તો ઘણી ગેરતને લીધે મને હજરત ઓમરે મના કરી, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ગુ. મો.

÷ આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. ગુ. મો.

× આ શબ્દોની આ મતલબ નથી કે તમોને દરેક કામ કરવાની છુટ છે. પણ એની મતલબ તેઓ પર મેહેરબાની જાહેર કરવી છે. તથા તેઓનો મરતબો ઉંચો કરવો છે. જેમકે એક શખ્સ પોતાના પ્રિયને કહે છે કે તું જોઈએ તે કર તે પ્રમાણે. ગુ. મો.

* આ હદીસ બોખારી તથા મુસલિમ બંનેમાં છે. ગુ. મો.

**ફાયદો.** કેટલાક લોકોની આદત હોય છે કે તેઓ ઠીકરી કાંકરો અંગુઠા અને આંગળીમાં મુકીને ફેંકે છે તો હજરતે (સલ) તેની મના કરી કે એ ફાયદા ચીજ છે. એટલુંજ નહીં પણ એથી દાંત અને આંખને નુકસાન છે.

૪૬૧ બોખારી તથા મુસલિમમાં અએશા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે કોઈ નબીએ જ્યાં સુધી- જંનતમાં પોતાની જગ્યાને જોઈ નથી ને તે પછી તેને મરવા જીવવામાં અખત્યાર અપાયો નથી, ત્યાં સુધી તે મર્યો નથી.

**ફાયદો.** હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) આ હદીસને પોતાની તંદુરસ્તીમાં ફરમાવતા હતા. જ્યારે હજરત [સલ] બીમાર થયા, અને ઇનતેકાલ કરીબ થયો તો હજરત (સલ) બેહોશ થયા. અને હજરતે (સલ) નું માથું મારી જાંગ ઉપર હતું. ફરી જ્યારે હોશમાં આવ્યા તો ફરમાવ્યું કે **અલ્લાહુમ્મા બિર્રફીકિલ આલા** તો મને આ હદીસ યાદ આવી. અને જણાયું કે હજરતે (સલ) મોતને સ્વીકાર્યું છે. ફરી હજરત [સલ] નો ઇનતેકાલ થયો. હજરત આએશા (રદી) થી રિવાયત છે કે મોતની નજદીક હજરત (સલ) ની આખેર વાત આજ હતી. "**અલ્લાહુમ્મ બિર્રફીકિલ આલા**" એટલે ઓ મારા અલ્લાહ હું ઉમદા ફીરશતાઓનો સંગ ચાહું છું.

૪૬૨ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે મારાથી પેહેલાં જે નબી થયા છે તેઓ ઉપર હકક હતું કે તેઓ જે નેકીના કામો જાણતા હોય તે પોતાની ઉમ્મતને શીખવે. અને જે બુરાઇને જાણતા હોય તેથી તેઓને ડરાવે. અને ખચીત આ તમારી ઉમ્મતમાં તેનું આરામ શરૂમાં છે અને પાછલી ઉમ્મતમાં બલા તથા તમો નાપસંદ કરો છો તેવા કામો થશે. ફરી ફીતનો આવવાનો તો એક બીજાને હલકો કરી આપશે. ( એટલે પાછલા ફિસાદની સામે આગલો હલકો લાગશે ) અને બીજો ફીતનો આવશે તો ઇમાનદાર કેહેશે કે આમાં મારી હલાકી છે ફરી તે ખુલી જશે. અને ત્રીજો ફીતનો આવશે તો ઇમાનવાળો કેહશે કે આ મારી મોત છે આ મારી મોત છે. તો જે કોઇ પોતાને અગ્નિથી દૂર રાખવા તથા જંનતમાં દાખલ થવા ચાહે તો તેની મોત એવી હાલતમાં આવવી જોઇએ કે તે અલ્લાહપર તથા કેયામત પર ઇમાન રાખતો હોય. (એટલે ઈમાન દાર મરે) અને તેને જોઇએ કે જેવી રીતે તે ચાહે છે કે લોકો તેની સાથે મલે તેવી રીતે તે લોકોથી મલે (એટલે જે ચીજ પોતાને માટે ચાહે છે તેવીજ રીતે બીજાને માટે પણ ચાહે). અને જે કોઇ એક ઇમામથી બેઅત કરે અને તેને હાથે કરારની તાલી મારે અને દિલથી ખાલેસ અહદ કરે તો તેને જોઇએ કે તે તેની તાબેદારીમાં રહે, જો તેને તાકત હોય તો ફરી જો કોઈ બીજો શખ્સ આવી આગળાથી ઝગડો કરે તો તમો બીજાની ગરદન મારો.

**ફાયદો.** હજરતની પોતાની ઉમ્મતઉપર ઘણી મેહેરબાની હતી માટે ઉમ્મતમાં જે ફીતના તથા ફસાદ થવાના હતા તેની ખબર આપી ને તેના ઇલાજ બતાવ્યા. અને પહેલા ઇમામની તાબેદારીની તાકીદ કરી. અને બાગીઓને કતલ કરવાનું ફરમાવ્યું.

૪૬૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જે કોઇ મારી વાત પૂરી થતાં સુધી પોતાનું કપડું બીછાવી રાખશે ફરી તે કપડાને પોતાની તરફ સંભારી લેશે તો તે જરૂર મારા કહેલાને યાદ રાખશે" એટલે મારી હદીસ કદી તે ભુલશે નહીં.

**ફાયદો.** અબુ હોરેરા [રદી] ને હજરત (સલ) ની હજારો હદીસ યાદ હતી લોકોને તે તાજુબ આવ્યું ત્યારે તેવણે લોકોને એનું કારણ બ્યાન કર્યું, કે ખોદા સારી રીતે જાણે છે કે હું મોહતાજ આદમી હતો. હજરત [સલ] ની ખીજમત કરતો હતો દરેક વખત હજરત [સલ] પાસે હાજેર રહેતો હતો. મને મારા પેટ વગર બીજી કંઈની ફીકર નહોતી. બીજા મોહાજેરીન સહાબા બજારમાં વેચ ખરીદમાં લાગેલા હતા. અને અન

સારી સહાબા પોતાની ખેતીમાં ગુંથાયલા હતા. તો હજરતે [સલ] એક દિવસે ફરમાવ્યું કે જે કોઇ પોતાનું કપડું જ્યાં સુધી હું બ્યાન કરૂં ત્યાં સુધી પાથરી રાખશે તો તે મારાથી સાંભળેલી હદીસ કદી ભૂલશે નહીં. તો મેં મારૂં કપડું બીછાવ્યું. ફરી જ્યારે હજરત [સલ] કહી રહ્યા તો મેં મારૂં કપડું મારા બદનને લગાડ્યું. તે દિવસથી હજરત [સલ] ની કોઈ હદીસને મેં ભૂલી નથી. *

૪૬૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત તો આ છે કે કેયામતને દિવસે એક મોટો તાજો પુરૂષ (ખોદાની નજદીક) આવશે અને જુઓ તો ખોદાની નજદીક મચ્છર ના પર બરાબર પણ વજન (મરતબો) રાખતો ન હશે. [એનો દાખલો] કુર્આનમાં પઢો "હમો તેઓને માટે કેયામતને દિવસે તરાજવું ઉભું કરીશું નહીં," +

**ફાયદો.** એટલે તેઓના નેક કામ કંઈ નથી કે તરાજવાથી તોલવાં પડે. આથી જણાયું કે દુન્યાની મોટાઈ કે વડપણ વગર ઇમાને તથા વગર નેક કામે ખોદાની નજદીક કોઇ ચીજ નથી.

૪૬૫ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત વાત તો આ છે કે તેના ઉપર રડાય છે અને તેને કબરમાં અજાબ થાય છે" આ એક યહુદી સ્ત્રી માટે હજરતે (સલ) કહ્યું.

**ફાયદો.** એક યહુદી ઓરત મરી ગઇ હતી તેનાં સગાં રડતાં હતાં. હજરત (સલ) ત્યાંથી નીકળ્યા ત્યારે આ હદીસ ફરમાવી.

૪૬૬ મુસલિમમાં વાએલ બીન હુજર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે તે શરાબ દવા નથી. પણ તે બીમારી છે.

**ફાયદો** મસાબીહમાં રિવાયત છે કે એક શખ્સે હજરત (સલ) ને શરાબનો હાલ પુછ્યો હજરતે (સલ) તેને મના કર્યો. ફરી તેને કહ્યું કે હું તો શરાબને દવા માટે બનાવું છું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે શરાબ દવા નથી પણ એ તો રોગ છે. કેમકે એ આદમી ની અકલને ખોઇને જનાવર બનાવે છે. આ હદીસથી જણાય છે કે શરાબને દવાની રૂયે પણ પીવો દુરૂસ્ત નથી.

૪૬૭ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે મને હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે તારી અહલ (એટલે ખાવીન્દ) આગળ તારી હલકાઇ કે બે કદરી નથી જો તું ચાહે તો સાત દિવસ તારી પાસે રહીશ તો બીજી મારી બીબીઓ પાસે પણ સાત દિવસ રહીશ.

**ફાયદો.** હજરતે ઉમ્મે સલમા (રદી) થી નિકાહ કર્યા અને એક રાત તેમની પાસે રહ્યા. સવારના ઉમ્મે સલમા (રદી). એ કહ્યું કે હું આગળા ખાવીન્દના ઘરમાં ઘણી માનીતી હતી. તે ખાવીન્દ નિકાહ પછી મારી સાથે સાત દિવસ બરાબર રહ્યો હતો. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી હતી. એટલે તારી મારી નજદીક પણ કાંઇ બેકદરી નથી. પણ ખોદાનો હુકમ આવી રીતે છે કે જો હું તારી પાસે સાત દિવસ રહીશ તો બીજી બીબીઓ પાસે પણ રહીશ. એટલે જેની ઘણી બીબીઓ હોય તે સર્વની વારી બરાબર રાખે નહીં તો ગુનેહગાર થશે. *

૪૬૮ મુસલિમમાં અગર્ મોજની (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આછે કે મારા દિલ ઉપર બારીક

---

* આ હજરત (સલ) નો મોઅજેજો છે. ગ્રા. મો.

+ બદનની મોટાઈ રોબદાર થવું કે માનીતા મરતબા વાળું થવું વગર ઈમાને અને નેક કામ કરે કંઈ કામ આવતું નથી. પણ જો ઈમાન તથા સારાં કામોની સાથે મોટા બદનવાળો તથા રોબદાર હોય તો તે ખોદાની નેઅમત છે. તાલુતની સરદારીના બ્યાન કરતાં તેમના બદનના મોટા થવાને અલ્લાહે નેઅમત જાહેર કરી છે. વાંચો સુરા. બકર ૨૪૭. ગ્રા. મો.

* હનફી મજહબમાં નવી અને પૂરાની બાકેરા અને સૈયેબા દરેકનું સરખું હક્ક છે. જેટલી રાત એકને ત્યાં કહાડે તેટલી બીજીને ત્યાં કહાડે. તિરમેજી, અબુદાઊદ, નસાઈ. અને ઇબને માજામાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે જો કોઈ પુરૂષની પાસે બે સ્ત્રી હોય અને તેમાં અદલ નહીં કરશે તો તે કેયામતને દિવસે એવી હાલતમાં આવશે કે તેની એક એક બાજુ પડેલી હશે. ગ્રા. મો.

પડદો થાયછે. અને ખચીત હું દરરોજ સો વાર અલ્લાહથી મગફેરત માંગું છું * ( ઇસ્તીગફાર કરૂં છું. )

**ફાયદો.** કેટલાક આલેમોએ આવી રીતે કહ્યું છે કે દરેક વખત ખોદાની હોજુરી હજરત (સલ) ની શાન હતી. પણ ઉમ્મતના સમજાવવા શિખવવામાં તે હાલમાં ફેર પડતો હતો. માટે હજરત (સલ) સો વાર ઈસ્તીગફાર કરતા હતા. આ હદીસથી જણાયું કે જ્યારે હજરત (સલ)ને સો વાર ઇસ્તીગફાર કરવાની જરૂર પડી તો બીજાઓને ફરી તે અગર જો વલી કામેલ હોય ઈસ્તીગફાર કરવાની તથા પોતાની ગફલત ઉપર રડવાની વધારે જરૂર છે.

૪૬૯ બોખારીમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વાત આ છે કે તમારા ઉપર હાકેમો નીમાશે ફરી તેઓના કેટલાક કામોને તમો સારાં જાણશો અને કેટલાંકને બુરાં જાણશો ( એટલે કેટલાંક કામ શરીઅતને માફક કરશે અને કેટલાંક શરીઅત વિરૂદ્ધ ) તો જે કોઇ દિલથી બુરૂં જાણશે તે તો બચ્યો અને જેણે તેની બુરાઇ ખુલ્લી રીતે બયાન કરી તે સલામત રહ્યો પણ જે રાજી થયો અને તાબે થયો તે ગુનેહગાર થયો.

**ફાયદો.** પૂરો કિસ્સો આવી રીતે છે કે લોકોએ કહ્યું કે એ હજરત (સલ) અમો જાલેમ હાકેમને મારી નાંખીએ અથવા ન મારીએ. હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી તેઓ નમાજ પઢયા કરે ત્યાં સુધી મારવું નહીં. એટલે શરીઅત વિરૂદ્ધ કામમાં હાકેમની તાબેદારી કરવી હરામ છે. અને જ્યાંસુધી તેનાથી ખુલ્લું કુફર ન થાય ત્યાંસુધી તેનાથી લડવું પણ દુરૂસ્ત નથી આ હદીસ હજરત (સલ) નો મોજેજો છે, કે જેવી રીતે ફરમાવ્યું તેવાજ ઘણાં જાલેમ બાદશાહ થયા. જેમકે યજીદ, અને મરવાનની ઘણી ઓલાદ.

## ફસલ ઇન્નહુમ.



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **ઈન્નહુમ** છે.

૪૭૦ મુસલિમમાં ઉમર ફારૂક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે નવા મુસલમાનોએ મને આ વાતમાં અખત્યાર આપ્યો છે કે તેઓ મારાથી બુરી રીતે વળગીને સવાલ કરે અથવા મને બખીલ પ્રગટ કરે. પણ હું બખીલતો નથી" આ હદીસ હજરતે (સલ) ત્યારે બયાન કરી કે કેટલોક માલ નવા મુસલમાનોમાં વહેંચ્યો તો હજરત ઉમરે (રદી) કહ્યું કે એ રસુલુ-લ્લાહ એઓ સિવાય માલના મોહતાજ બીજા ઇમાનવાલાઓ હતા.

**ફાયદો.** હજરતના જવાબનો સાર આ છે કે જો નવા મુસલમાનોને માલ નહીં મળશે તો મને બખીલ પ્રગટ કરશે. માટે મેં એઓને આપ્યો, અને મોહતાજોને આપ્યો નથી. આ હદીસથી જણાયું કે ઊઝડ જાહેલને પોતાની આબરૂ બચાવવા આપવું દુરૂસ્ત છે.

## ફસલ ઈન્નહા.



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે **ઇન્નહા** છે.

૪૭૧ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે આએશા (રદી) અબુબકર (રદી)ની દીકરી છે" હજરત જૈનબ બીનતે જહસ (રદી) ની વાતચીત વેળા હજરત આએશા (રદી) ની મદદમાં હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

* આ પડદો પડવાની બાબતમાં આલેમો મતફેર છે. કેટલાકોએ કહ્યું કે આ હાલત અલ્લાહના ડર અને તેની અજમતને લીધે હતી. જો કે ફીરશતા અને પેગમ્બરો અલ્લાહના અજાબથી અમનમાં છે તો પણ તેની જલાલીયત અને મોટાઇનો ડર હતો. અને ઈસ્તીગફાર કરવું તે પોતાનું મોહતાજ થવું બંદા થવું જાહેર કરવા માટે છે. કેટલાકોએ કહ્યું છે કે હજરત (સલ) હમેશ અલ્લાહની યાદમાં રેહતા હતા. અને આપનું દિલ અલ્લાહ સાથે લાગેલું રહેતું. ફરી જો કાંઈ કામમાં લાગવાથી એમાં ગફલત થતી તો તેને ગુનોહ ગણીને અલ્લાહની માફી માંગતા અને ઈસ્તીગફાર કરતા. ગુ. મો.

**ફાયદો.** બોખારીમાં રિવાયત છે કે હજરત આએશા [રદી] ની વારીને દીવસે હજરત (સલ) ની ખુશીને માટે સહાબા હદયો મોકલતા હતાં. હજરતની બીબીઓએ હજરત ઉમ્મે સલમા (રદી) ને કહ્યું કે તમો રસુલુ-લ્લાહને કહો કે તેવણ સહાબાને કહે કે હજરત (સલ) કોઇ પણ બીબીની પાસે હોય ત્યાં લોકો હદીયો મોકલ્યા કરે, આએશાની કંઈ ખોસુસીયત છે? ઉમ્મે સલમાએ હજરત (સલ) ને તે કહ્યું. હજરતે (સલ) ફરમાવ્યું કે મને આએશાની બાબતમાં દુઃખ નો આપ આએશા વગર કોઈ બીબી પાસે મને વહી થતી નથી. ઉમ્મે સલમા (રદી) એ કહ્યું કે મેં આપના આજુરદા થવાથી તોબા કરી. ફરી હજરત (સલ) ની બીબીઓએ હજરત ફાતેમા (રદી) ને હજરત (સલ) ની પાસે મોકલ્યાં. [હજરતે (સલ) ફરમાવ્યું કે એ દીકરી! શું જેને હું ચાહું છું તેને તું ચાહતી નથી? હજરત ફાતેમાએ કહ્યું કે જેને આપ ચાહો છો તેને જરૂર ચાહીશ. હજરતે (સલ) ફરમાવ્યું કે તુ આએશા [રદી] થી મોહબ્બત રાખ. ફરી હજરત ફાતેમા (રદી) પાછા ગયાં. ફરી બીબીઓએ હજરત જૈનબ [રદી] ને મોકલ્યાં કે જેવણ હજરત (સલ) ની ફોઈની છોકરી હતાં. અને બીબી પણ હતાં. તો હજરત જૈનબે (રદી) હજરત [સલ] પાસે આવી ઘણી સખત વાતો કરી, અને કહ્યું કે એ રસુલુ-લ્લાહ આપની બીબીઓ આએશા (રદી) ની બાબતમાં અદલ ઈન્સાફ ચાહે છે. હજરત આએશા (રદી) એ હજુ કંઇ જવાબ આપ્યો નહીં ને હજરત (સલ)ની તરફ જોતાં હતાં. શાયદ તેવણ કંઇ જવાબ આપે. જ્યારે હજરત આએશા [રદી] એ જોયું કે હજરત (સલ) ચુપ છે. તો તેવણ હજરત જૈનબ (રદી) ને જવાબ આપવા શરૂ કર્યો, અને જવાબમાં હજરત જૈનબ (રદી) ને બંધ કર્યાં. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી એટલે આએશા [રદી] અબુબકર [રદી] ની છોકરી છે. જેવી તેવી નથી જે દબી જાય. અને જવાબ આપે નહીં. એટલે જેવો એનો બાપ દાના સારો બોલનાર છે તેવીજ એ પણ દાના તથા સારી બોલકણી છે. આ હદીસથી જણાયું કે સર્વ બીબીઓથી હજરત આએશા (રદી) ને હજરત (સલ) ઘણું ચાહતા હતા. તો જેણે હજરત આએશા (રદી) ને બુરૂં કહ્યું અને તેમનાથી અદાવત રાખી તેણે બેશકક હજરત (સલ) ને રંજીદા કર્યા.

૪૭૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઉદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) (અનસારી સહાબીઓને) ફરમાવ્યું કે ખચીત મારા પછી તમારા પર બીજાઓની ચઢતી થશે. અને જે કામ તમને બુરાં લાગે છે તે થશે. સહાબીઓએ કહ્યું કે એ રસુલુ-લ્લાહ તો તમો અમને શું હુકમ કરો છો? હજરતે (સલ) ફરમાવ્યું કે જે હકક તમારા ઉપર છે તેને અદા કરતા રહેવું અને તમારૂં હકક અલ્લાહથી માંગયા કરવું.

**ફાયદો.** એટલે જો હાકેમ તમારા પર જુલમ કરે તથા બૈતુલ માલમાંથી તમારૂં હકક ન આપે તોએ તેની તાબેદારી છોડવી નહીં સબરનો સવાબ અલ્લાહ તમને આપશે. બોલમાએ કહ્યું છે કે સલતનતે મરવાનીયામાં એવો જુલમ થયો હતો.

૪૭૩ બોખારી તથા મુસલિમમાં જૈદ બીન સાબેત (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત મદીના પાક જગ્યા છે. અને ખચીત જેવી રીતે અગ્નિ ચાંદીના મેલને દુર કરે છે તેવી રીતે મદીના મેલ કપટવાળાને દુર કરે છે.*

**ફાયદો.** એક સખ્સ મદીનામાં હજરત (સલ) પાસે આવ્યો અને મુસલમાન થયો ફરી માંદો પડયો ત્યારે હજરત (સલ) ને કહેવા લાગ્યો કે મારી બૈઅત તોડી નાંખો. હજરતે (સલ) માન્યું

* કેટલાકોએ કહ્યું છે કે મદીનાની આ સિફત માત્ર હજરત (સલ) ના વખતમાં હતી. કેટલાકો કહે છે કે એ ગુણ મદીનામાં હમેશ છે. પણ ખરી વાત આ છે કે મદીનાનો આ ગુણ જૂદા જૂદા વખતમાં જાહેર થાય છે. જો એ ગુણ તેનો હમેશ હતે તો કોઈ મુનાફેક ત્યાં રહેવા પામતે નહીં પણ કેટલાક મોનાફેકોએ પોતાની ઉમર ત્યાં પૂરીકરી છે. હજરત મોજદદેદ અલફેસાની (રહ) પોતાની મકતુબાતમાં લખે છે કે ઈમામ મહદી મદીનના આલેમોને કતલ કરશે. શરહ મશારેકમાં છે કે દજ્જાલના બયાનમાં નબી સાહેબ (સલ) થી સિદ્ધ થયું છે કે તે દજ્જાલ મદીનામાં આવવા ચાહશે ત્યારે મદીના ત્રણ વાર હલશે ફરી દરેક કાફેરઅને મોનાફેકને અલ્લાહ ત્યાંથી કાઢશે. ગુ. મો.

નહીં; ફરી તેણે કહ્યું, ફરી પણ ન માન્યું. આ ખર તે મદીનામાંથી ચાલ્યો ગયો ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

૪૭૪ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે અતીયાકે જેઓનું નામ નોસૈબા છે તેણીથી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત તે (બકરી) પોતાની જગ્યાએ પોહોંચી છે.''રસુલુ-લ્લાહે એક બકરી સદકાની નોસૈબા (રદી) તરફ મોકલી ફરી તેણીએ તેનું કેટલુંક માંસ હજરત આએશા [રદી] તરફ મોકલ્યું. ફરી રસુલુ-લ્લાહ (સલ) હજરત આએશા (રદી) પાસે આવ્યા ને કહ્યું કે શું તારી પાસે કંઇ છે? આએશા (રદી) એ કહ્યું કે આપે જે બકરી નોસૈબા તરફ મોકલેલી તેમાંનું માંસ નોસૈબાએ (રદી) મોકલ્યું તે સિવાય બીજું કંઈ નથી ત્યારે આ હદીસ હજરતે (સલ) ફરમાવી.

**ફાયદો.** એટલે જકાતનો માલ જોકે હજરત (સલ) ઉપર હરામ હતો પણ મોહતાજોને જ્યારે પોહોંચ્યો અને ફરી તેણે તેમાંથી હજરત (સલ) ને ઘેર કંઇ મોકલ્યો તો તેનું ખાવું પીવું દુરૂસ્ત થયું. આથી જણાયું કે જ્યારે મિલકીયત બદલાય તો તેનો હુકમ બદલાય છે ×

૪૭૫ બોખારીમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે ખદીજા આવી એવી હતી (એટલે તેમાં ઘણી ખુબીયો હતી) અને મારી ઓલાદ તેનાથીજ થઇ.

**ફાયદો.** હજરત આએશા (રદી)થી રિવાયત છે કે મને કોઈ બીબી ઉપર રશ્ક (ખાર) આવતે નહીં કારણ કે હજરત [સલ] સર્વ બીબીયોથી મનેજ વધારે ચાહતા હતા. પણ હજરત ખદીજા (રદી) ઉપર મને જરૂર રશ્ક આવતો હતો. કારણ કે હજરત (સલ) તેણીને ઘણી યાદ કરતા હતા. એને જુઓ તો મેં તેને જોઈ નહોતી એક દિવસ મેં હજરતને કહ્યું કે આપ ખદીજાને ઘણી યાદ કરો છો શાયદ તેણીના જેવી દુન્યામાં કોઇ ઓરત નથી. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. હજરત ખદીજા (રદી) ઘણાં માલદાર હતાં જ્યારે તેમના નિકાહ હજરત (સલ) થી થયા તો પોતાનો સર્વ માલ હજરત (સલ) પર કુરબાન કર્યો. અને ઓરતોમાં સર્વથી પેહેલા તેવણજ ઇમાન લાવેલાં. હજરત તેમનાથી ઘણાં રાજી રહ્યા હજરત (સલ) ની સર્વ ઓલાદ એવણથીજ થએલી. એટલે હજરત કાસમ, હજરતતૈયબ, હજરત તાહેર. આ ત્રણે છોકરા બાળ પણમાંજ મરી ગયલા. અને ચાર છોકરીઓ હજરત રોકયા, હજરત જૈનબ, હજરત ઉમ્મે કુલસુમ, હજરત ફાતેમા (રદી) જીવતી રહેલી. હજરત ફાતેમા સિવાય કોઈની ઓલાદ રહી નથી. પણ માત્ર હજરત ઇબરાહીમ હજરતની લોંડી માર્યા કિપટીયાથી જન્મેલા. હજરત (સલ) ની હદીસનો સાર આ છે કે મને એ કારણથી ખદીજાની મોહબ્બત છે. એકતો આ કે તેમાં ખુબીઓ ઘણી હતી. બીજી આ કે મારી નસલ કેયામત સુધી તેનાથી બાકી રહેશે.

૪૭૬ મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે હમજાની છોકરી મારા દૂધ ભાઈની છોકરી છે.

**ફાયદો.** હજરત અમીર હમજા હજરત [સલ] ના કાકા હતા. પણ હમજા અને હજરતે [સલ] એક ઓરતનું દૂધ પીધેલું તો ભાઇ થયા, અને તેમની છોકરી હજરત (સલ) ની ભત્રીજી થઇ. અલી મુરતજા (રદી) થી રિવાયત છે કે મેં હજરત [સલ] ને કહ્યું કે આપ કોરેશની ઓરતોથી ઘણું કરીને નિકાહ કરો છો. અમારા ખાનદાનથી કેમ કરતા નથી ? હજરતે ફરમાવ્યું કે તમારા ખાનદાનમાં કોઈ છે ? મેં કહ્યું કે હમજા [રદી] ની છોકરી મોજુદ છે ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી.

* ૪૭૭ મુસલિમમાં અબુ જર (રદી) થી

× આ વિષે એક ખુલ્લો વાકય પણ હજરત (સલ) નો કહેલો છે હજરત આએશા (રદી)ની લોંડી બરીરા (રદી)ને સદકાની બકરી મળી હતી તેનું માંસ ખાતાં હજરતે (સલ) ફરમાવ્યું છે કે "તે તારે માટે સદકો છે પણ અમારે માટે (તારા તરફથી) ભેટ છે" આથી જણાયું કે કોઈ કોઈને જકાત આપે અને ફરી તે જકાત લેનાર મરી જાય અને જકાત આપનાર વારેસ થાય તો તે માલ તેને લેવો દુરસ્ત છે. ગ્રા. મો.

રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તે જમજમ મુબારક પાણી છે. અને તે ખાવાનું ખાણું છે (એટલે તેથી ધરાય છે.)

**ફાયદો.** એટલે જેવી રીતે ખાણું ખાવાથી આસુદગી થાય છે તેવી જમજમના પાણીથી આસુદગી થાય છે, જો તે નૈયતથી પીએ તો. શરૂ ઈસ્લામમાં અબુ જર્ ગેફારીએ હજરત [સલ] ની પેગમ્બરીની ખબર સાંભળી તો મકકામાં આવ્યા. કાફેરોના ગલબાથી હજરત (સલ) નો હાલ પૂછી શકતા નહોતા. કેટલીક મુદ્દત પછી જ્યારે હજરત [સલ] થી મુલાકાત થઈ તો હજરતે પૂછયું કે કેટલા દિવસથી તમો આવ્યા છો ? તેવણે કહ્યું કે ત્રીસ દિવસ થયા. હજરતે પૂછયું કે શું ખાતા હતા ? કહ્યું કે જમજમનાં પાણી પીવા વગર કંઈ ખાતો નહોતો ત્યારે હજરતે આ હદીસ ફરમાવી.

## —ફસલ ઇજ્નકા.—

આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે ઈજ્નકા છે.

૪૭૮ બોખારી તથા મુસલિમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તું એવો પુરૂષ છે કે તારામાં જાહેલીયતની ખો છે. તે ગુલામો તમારા ભાયો છે, (એટલે આદમની ઓલાદ છે.) અને તમારા ખીજમતગાર છે, તેઓને અલ્લાહે તમારે હાથ નીચે નાખ્યા છે (એટલે તેઓના માલિક કર્યા છે) તો જે શખ્સના હાથ નીચે તેનો ભાઈ હોય તો જોઈએ કે જે ખાતો હોય તે ખવડાવે અને જે પેહેરતો હોય તે પેહેરાવે. અને તેઓ પર એટલો બોજો નહીં નાંખે કે જે તેઓને દબાવે. અને જો એવા કામની તકલીફ દો તો તેઓની મદદગારી કરો" * આ હદીસ હજરતે (સલ) અબુ જર (રદી) ને ફરમાવી હતી જ્યારે તેવણે પોતાના ગુલામને માની ગાળ આપી હતી ત્યારે.

**ફાયદો** અબુ જર ગેફારી [રદી] જેવા કપડાં પોતે પેહેરતા હતા તેવાં તેમનો ગુલામ પેહેરતો હતો. કોઇએ તેનું કારણ પૂછયું ત્યારે તેવણે આ હદીસ બયાન કરી. લોંડી ગુલામને ખાણું કપડું દસ્તુરને માફક શકિત પ્રમાણે આપવું વાજેબ છે અને પોતાના જેવાં આપવાં મુસ્તહબ છે ફરજ નથી. ને ગાળ આપવી દુરસ્ત નથી જો કામ બગાડે તો ઠંજેડવું દુરસ્ત છે અને ભારી કામ કહે નહીં, અને જો કહે તો પોતે પણ તે કામમાં શરીક થાય.

૪૭૯ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ [રદી] થી રિવાયત છે કે હજરત (સલ) ફરમાવ્યું કે ખચીત તું તારા વારેસોને માલદાર છોડે તો તેઓને લોકો પાસે હથેલી ફેલાવતાં કંગાલ છોડવા કરતાં બેહતર છે * અને ખચીત તું અલ્લાહની રજામંદી ઢુંઢતાં કંઇ પણ ખરચ કરશે તો તેનો બદલો જરૂર તને મળશે તે એટલાં સુધી કે જે ચીજ તારી બાયડીના મોંમાં મુકશે (તેનો પણ સવાબ મળશે) સઅદે [રદી] કહ્યું કે ફરી મેં કહ્યું કે ઓ રસુલુલ્લાહ શું હું મારા સાથીઓની પાછળ રહીશ ? હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જો તું (બીમારીને લીધે) પાછળ રહી ગયો અને ફરી અલ્લાહની રજામન્દી માટે કંઈ કામ કર્યું તો તારો મરતબો તથા બુલંદી વધશે અને કદાપી તુ પાછળ રહી જશે. (એટલે તારી ઉમર ઘણી થશે) તે એટલે સુધી કે તારેથી તારી કોમ લાભ લેશે. અને બીજા તારેથી નુકસાની પામશે (એટલે તારા જે-

* બેબલમાં ગુલામી ધંધાનું બ્યાન હોવા છતાં ઈસ્લામી ગુલામી ધંધા ને જે પાદરીઓ વગોવે છે તેઓએ આ ઈસ્લામી ફરમાન ઉપર ધ્યાન આપવું જોઈએ. અને ગીરમીટમાં ગએલાં કોલીઓનો હાલ તેઓએ તપાસવો જોઇએ જે ગુલામી કરતાં બુરો છે. ગુ. મો.

* આ હદીસમાં વારેસો માટે માલ મુકી જવાની બેહેતરી કહેવાઈ છે કે તેઓ ફકીરી હાલતમાં નહીં આવે. પણ જો કોઈ પોતાનો તમામ માલ પોતાની જીન્દગીમાં ખેરાત કરે અથવા કોઇને બખશીશ કરે તો કંઇ ગુનો નથી. એટલુંજ નહીં પણ જો વારેસો પૈસાવાળા હોય અથવા દીની જરૂરી કામ પેશ આવ્યું હોય તો વારેસો માટે રાખવા કરતાં સર્વ માલ ખરચી નાખવો બેહતર છે. જેમકે હજરત અબુ બકર સિદદીકે કર્યું હતું ગુ. મો.

હાદથી મુસલમાનોને કુવત થશે અને કાફેરોને નુકસાની) એ અલ્લાહ મારા સહાબીઓની હીજરતને જારી રાખ અને તેઓની એડીઓને બલ-પાછા નો ફેરવ પણ સઅદ બીન ખોલા ઘણા મોહતાજ છે. (એટલે તે હીજરત કરવા છતાં પાછો મકકામાં આવીને મરી ગયો)". આ હદીસ હજરતે સઅદ બીન અબી વકકાસ (રદી) ને કહી હતી જ્યારે હજરતે (સલ) તેમની બીમાર પુરસી કરી ત્યારે.

**ફાયદો.** સહી બુખારીમાં સઅદ બીન અબી વકકાસ (રદી) થી રિવાયત છે કે હજ્જતુલ વિદાઅમાં બીમાર થયો, હજરત (સલ) મને જોવા માટે પધાર્યા. મેં કહ્યું કે હું ઘણો બીમાર છું જીવવાની આશા નથી. અને હું માલદાર છું અને મારી એક છોકરી છે તે વગર મારૂં કોઇ વારેસ નથી જો હુકમ હોય તો એક ભાગ છોકરીને આપું અને બે ભાગ ખેરાત કરૂં. હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં. ફરી મેં કહ્યું કે અર્ધો માલ ખેરાત કરૂં ? હજરતે (સલ) ફરમાવ્યું કે નહીં ફરી મેં કહ્યું કે ત્રીજો ભાગ ખેરાત કરૂં ? હજરતે ફરમાવ્યું કે હા, ત્રીજો ભાગ ખેરાત માટે ઘણો છે. * ફરી હજરતે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે વારેસોનો હક ફકીરો કરતાં પ્રથમ છે. અને માલથી વધુ વસીયત કરવી દુરસ્ત નથી. અને બાયડી બચ્ચાંને ખાણું કપડાં આપવામાં પણ સવાબ થાય છે, તેને ખોદાનો હુકમ જાણીને આપે તો. અને સઅદને મકકામાં રહેવાનો એટલા માટે રંજ હતો કે મોહાજેરોએ ખોદાને માટે મકકામાં રહેવું છોડયું હતું તો તેમાં રહેવું નાપસંદ જાણતા હતા. તો હજરતે (સલ) ફરમાવ્યું કે જો ઉજરને લીધે રહેવું થાય તો ઈબાદતના સવાબમાં નુકસાન નથી. ફરી તેમની જીંદગીનો ઇશારો ફરમાવ્યો. તો તેવીજ રીતે હજરત સઅદ એટલું જીવ્યા કે હજરત ઓમરૂ ફારૂક (રદી) ની ખીલાફતમાં ઇરાકને ફતેહ કર્યું ફરી બીજા મોહાજેરો માટે દોઆ કરી કે ઇમાન અને હીજરત પર સાબેત રહે. તે બધી સઅદ બીન ખોલા પર અફસોસ કર્યો જેવણ હજ્જતુલ વેદાઅમાં મરી ગયા હતા.

૪૮૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તું અહલે કેતાબની એક કોમ (એટલે યહુદ તથા નસારા) પાસ જશે. તો જ્યારે તું તેઓની પાસે આવે તો તેઓને આ તરફ તેડ. તેઓ શાક્ષી આપે કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને મોહમ્મદ અલ્લાહના રસુલ છે. ફરી જો તેઓ એમાં તારી તાબેદારી કરે તો તેઓને ખબર કર કે અલ્લાહે તેઓ પર રાત દિવસમાં પાંચ નમાઝો ફરજ કરી છે ફરી જો તેઓ એમાં તારૂં કહેલું માને તો તેઓને ખબર કર કે અલ્લાહે તેઓ પર જકાત ફરજ કરી છે. તું તેઓના માલદાર પાસેથી લે અને તેઓના ફકીરોને પાછી ફેરવે * ફરી જો તેઓ એમાં તારી ફરમાં બરદારી કરે તો તેઓના ઉમદા માલથી બચતો રહે. (એટલે જકાતમાં ચૂંટી ચૂંટીને સારા જાનવરો લેવા નહીં.) અને મજલુમની બદ દોઆથી ડરતો રહેજે કારણ કે મજલુમની બદ દોઆમાં અને ખોદામાં કંઇ આડ નથી (એટલે મજલુમની દોઆ જલદી કબુલ થાય છે કોઈ પર જુલમ કરવો નહીં.)

## શેએર.

"બે તરસ અજ આહે મજલુમાં કે દર વકતે દોઆ કરદન"
"એજાબત અજ દરે હકક બહરે ઇસ્તીકબાલમી આયદ" ×

---

* જેમ વસીયત ત્રીજા માલથી વધુ દુરૂસ્ત નથી તેમ મરવાની બીમારીમાં પણ ત્રીજા માલથી વધુ કોઇને આપવાનો અખત્યાર નથી. વારેસોનો હક લાગુ થાય છે. પણ તંદુરૂસ્તીમાં વારેસોનો હક લાગુ નથી માટે તમામ માલની ખેરાત કરવાનો કે કોઇને આપવાનો અખત્યાર ધરાવે છે. લોકોમાં જે મશહુર છે કે ત્રીજા ભાગથી વધુ કોઈને આપવું દુરૂસ્ત નથી એ ખોટી વાત છે. એ કાયદો માત્ર મોતની બીમારીનો તથા વસીયતનો છે. તંદુરસ્તી તથા બીમારી બંને હાલતને કોઈએ સરખી ગણી નથી. ગુ. મો.

* આથી ફોકહાઓએ કહ્યું છે કે એક ગામની જકાત બીજે ગામ મોકલવી મકરૂહ છે ફરી તે ગામ મકકા મદીના હોય કે બીજુ' કોઈ હોય. પણ જો બીજા ગામમાં જકાત આપનારના સગાં હોય અથવા તેના ગામથી ઘણા મોહતાજ ત્યાં હોય તો મકરૂહ નથી. ગુ. મો.

× અર્થ—જુલમ ખમનારાઓની હાયથી ડર કારણ કે બદ દોઆ કરતી વેળા અલ્લાહના દરબારથી કબુલીયત તેને લેવા માટે આગળ આવે છે. ગુ. મો.

૪૮૧ મુસલિમમાં સલમાં બીન અકવઅ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને ફરમાવ્યું કે ખચીત તું તો તેવો છે જેવું આગલા વખતમાં કોઇએ કહ્યું "એ અલ્લાહ તું મને એવો દોસ્ત આપ જે મારા જીવથી મને પ્યારો હોય" *

**ફાયદો.** હજરતે કોઈ લડાઇમાં સલમા બીન અકવઅ [રદી]ને ઢાલ આપી. અને સલમાએ પોતાના બીજા કોઈ દોસ્તને આપી. હજરતે પૂછયું કે તારી ઢાલ કયાં છે? સલમાએ કહ્યું કે મેં મારા દોસ્તને આપી, ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે પોતાના જીવ કરતાં દોસ્તને આગળ સમજવો સારી વાત છે.

૪૮૨ મુસલિમમાં અમર બીન અબસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત આજને દિવસે તું મારી સાથે રહી શકતો નથી. શું તું મારા હાલને તથા લોકોના હાલને જોતો નથી (એટલે કુફરનો ગલબો છે, અને ઇસ્લામ દબેલું છે.) પણ તું પોતાના લોકોમાં પાછો જા. જ્યારે તું મારો હાલ સાંભળે કે હું ગાલેબ થયો છું તો તું મારી પાસે આવજે" આ હદીસ હજરતે [સલ] અમરને કહી હતી. જ્યારે તેણે કહ્યું કે હું તમારી સાથે રહીશ તમારી તાબેદારી કરીશ ત્યારે.

**ફાયદો.** પૂરો કિસ્સો બુખારી તથા મુસલિમમાં અમર બીન અબસા (રદી) થી આવી રીતે રિવાયત થયો છે કે હું કુફરના વખતમાં પણ કાફેરોને ગુમરાહ તથા બુત પરસ્તીને બુરૂં જાણતો હતો. ફરી મેં સાંભળ્યું કે એક શખ્સ મકકામાં ગેબની ખબરો આપે છે. હું તે શોખમાં મકકે ગયો. હું જોઉં છું કે કાફેરોના ગલબાથી હજરત (સલ) પોતાના મકાનથી નીકળી શકતા નથી. હું હજરત (સલ) ની પાસે ગયો ને પૂછયું કે આપ કોણ છો? હજરતે (સલ) ફરમાવ્યું કે હું પેગમ્બર છું, મેં પૂછયું કે પેગમ્બર કોને કહે છે? હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાએ પોતાના બંદાઓને મારી જબાની કેણ મોકલી છે. મેં પૂછ્યું કે તે કેણ શું છે? હજરતે ફરમાવ્યું કે પોતાના સગાંઓથી સુલુક કરવો, બુતોને તોડવા, માત્ર ખોદાને માલેક જાણવો, અને બીજા કોઇને તેનો શરીક નહીં જાણવો. ફરી મેં કહ્યું કે હજરત (સલ) નો સાથ કોણે કોણે આપ્યો છે? હજરતે [સલ] ફરમાવ્યું કે એક મીયાં તથા એક ગુલામે એટલે સિદ્દીકે અકબર તથા બીલાલે.) ફરી મેં કહ્યું કે હું પણ હજરત (સલ)નો સાથ આપું છું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. ફરી હું રૂખસત લઇને મારે ઘેર ગયો. જ્યારે હજરત (સલ) મદીનામાં પધાર્યા ત્યારે હું તેમની સેવામાં હાજર થયો.

૪૮૩ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત તું તેને મગરૂરીની રૂએ કરતો નથી" આ હદીસ હજરતે (સલ) અબુ બકર (રદી) ને કહી હતી. એટલે તારી લુંગી જમીન પર લટકી જવી મગરૂરીથી નથી.

**ફાયદો.** હજરતે (સલ) એક વાર ફરમાવ્યું કે જેની લુંગી ઘુંટીની નીચે લટકે તો તે દોજખમાં છે. સિદ્દીકે અકબર [રદી] ડર્યા. અરજ કરી કે એ રસુલુલ્લાહ મારી લુંગી વગર અખત્યારે એક તરફ લટકી જાય છે હું શું કરૂં? ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. આથી જણાયું કે લુંગી તથા ઇજારને ઘુંટીની નીચે લટકાવવી જરૂર અને જીનત માટે હોય તો સખત હરામ છે. અને નહીં તો સખત મકરૂહ છે. પણ જો અવિચારે વગર અખત્યારે લટકી પડે તો માફ છે.

* સાહબાએ કેરામમાં ઈસારની સિફત ઘણી વધેલી હતી. એટલે એક ચીજની પોતાને ગરજ હોવા છતાં બીજાને આપવું સારૂ જાણતા હતા શરહ શિર અતુલ ઈસલામમાં છે કે એક સાહીબીને કોઇએ બકરીની મુંડી ભેટ આપી તેણે કહ્યું કે મારા કરતાં ફલાણો હાજત વાળો વધારે છે ફરી તેની પાસે ગઈ તેણે બીજી જગ્યા મોકલી તે એટલાં સુધી કે સાત ઘેર ફરીને પાછી પહેલાને ત્યાં આવી ગુ. મો.

## ફસલ ઈન્નિકુમ.



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે ઇન્નકુમ છે.

* ૪૮૪ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમો મારી પાસે ઝગડો ફેસલો કરાવવા લાવો છો અને કદાપી તમારામાંનો કોઈ પોતાની દલીલ બ્યાન કરવામાં બીજાથી હુશયાર ચાલાક હોય છે ફરી હું જેવી રીતે તેનાથી સાંભળું છું તે પ્રમણે ફેસલો આપું છું. તો જે શખ્સને માટે તેના ભાઈના હકકમાંથી કાપીને કંઇ આપું તો તે તેને લ્યે નહીં. કારણ કે હું તેને માટે અગ્નિનો તુકડો કાપીને આપું છું *

**ફાયદો.** એટલે કાજી તથા હાકેમ જાહેર ઉપર હુકમ કરે છે તો જો કોઈ સારી તકરીર બયાન કરી ધોકો દઈ હાકેમનો હુકમ લ્યે અને પારકાતું હકક છીણવે તો તે માલ તેના હકકમાં ખોદાની નજદીક હરામ છે. અને તેનું અનજામ દોજખ છે. અગર જો જાહેરમાં દુરૂસ્ત છે.

૪૮૫ મુસલિમમાં અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમો બપોર પછી સાંજ સુધી અને આખી રાત ચાલશો અને કાલે પાણી ઉપર ઇનશાઅલ્લાહ પોહોંચશો " લેલતુત-તારીસ + થી એક દિવસ પેહેલાં હજરતે (સલ) આ ફરમાવ્યું હતું. *

**ફાયદો.** આ હદીસ હજરતે જંગે ખેબર અથવા તબુકમાં ફરમાવી હતી. દીવસ ગરમીના હતા. પાણી ઓછું મળતું હતું. અને તે રાતમાં ચાલતા ચાલતા આખર રાત થઇ ગઇ હતી. ફજરની નમાજ ફોત થઇ હતી ફરી જમાઅત થી કજા પઢી હતી.

૪૮૬. મુસલિમમાં મોઆજ બીન જબલ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત જો ખોદાએ ચાહયું છે તો કાલે તબુકના ચશમા (ઝરા) ઉપર પોહોંચશો અને દહાડો ચડયા વગર તમો ત્યાં પોહોંચશો નહીં. તો જે કોઇ તમારામાંનો ત્યાં આવે તો જયાં સુધી હુ આવું નહીં ત્યાં સુધી તેના પાણીને કંઈ છેડે નહીં.

**ફાયદો.** મોઆજ બીન જબલ (રદી) થી રિવાયત છે કે હજરતની સાથે અમો જંગે તબુકમમાં ચાલ્યા. એક રાત્રે હજરતે (સલ) ફરમાવ્યું હતું તે વખતે અમો તે ચશમા ઉપર પોહોંચ્યા. લશકરમાંથી બે માણુસોએ નીકળીને તે પાણીમાં હાથ લગાડયો. હજરતે (સલ) પૂછ્યું કે કોઇએ હાથ લગાડયો છે ? ફરી જણાયું કે બે માણસ હતા. હજરત (સલ) તેઓથી નાખુશ થયા. પાણી ચશમાં ઘણુંજ થોડું હતું. ફરી લોકોએ હાથોથી પાણી ભેગું કયુ તો ગહા મુસીબતે એટલું ભેગું થયું કે હજરતે હાથ મોં તેથી ધોયાં ને તે પાણીને ચશમમાં નાખ્યું જેથી ચશમો સારી રીતે ઊભરાયો અને સવ માણસો તથા ઢોર છક થઇ ગયાં. આ હજરત (સલ) નો મોજેજો હતો. તે લશકરમાં ત્રીસ હ-

* શરહ મશારેકમાં છે કે જો કોઈ કહે કે આ હદીસથી જણાય છે કે હજરત (સલ) નો હુકમ કદી એક ખરાં મામલાને વિરૂદ્ધ પણ થતો. અને તે હુકમ તેવોજ રહેતો. અને જુઓ તો ઓસુલે ફિકહ વાળા એક મતે છે કે હજરત [સલ] પોતાના હુકમ કરવામાં જો ભુલ થઈ હોય તોલ ભુલ ઉપર થોભતા નહોતા. [એટલે વહીથી ચેતવણી થતી.] તો આ બે વાતનું મલતા પણું કેવી રીતે છે? તેનો જવાબ કે ઓસુલ વાળાઓની મતલબ આ છે કે જે હુકમ હજરતે પોતાના ઈજતેહાદથી કર્યો હોય અને તેમાં ખતા થઈ હોય તો તે ભુલ ઉપર આપ રહેતા નથી પણ અલ્લાહ ખરી વાતનો ઈલહામ કરે છે. પણ આ હદીસમાં તો સાક્ષી તથા કસમ ઉપર ફેસલો કરવાનો છે એમાં જો ખરા મામલાને વિરૂધ્ધ ફેસલો થાય તો તે ભુલ કે ખતા કહેવાય નહીં કારણ કે શાક્ષીઓનું ખરી વાત છુપાવવું અને વાદી પ્રતીવાદીમાંથી એકનું આજીજ થનું એ હાકેમની ભુલ કે ચુક નથી, ગુા. મો.

+ લેલતુત—તારીસ એટલે મુસાફેરના પાછલી રાતે ઊતરવાની રાત. ગુા. મો.

* અલ્લામા નવવી [રહ] કહે છે કે એ વખતે કોઇને પાણીની ખબર નહોતી જ્યારે હજરતે [સલ] કહ્યું તો લોકો જલદી ચાલવા લાગ્યા. આ હજરતનો મોજેજો છે. ગુા. મો.

જાર આદમી હતા. અને એક રિવાતમાં છે કે સિત્તેર હજાર હતા.

૪૮૭ બુખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમો હોકુમત ઉપર હિરસ (લાલચ) કરશો પણ ખચીત તે તમને કેયામતને દિવસે પશ્ચાતાપ થશે. [એટલે શા માટે અમો હાકેમ થયા કે આજે હિસાબ અને અજાબમાં ગીરફતાર થયા.] તે દુધ પાનારી તો સારી છે અને દુધ છોડાવનારી બુરી છે.

**ફાયદો.** એટલે હોકુમત શરૂ સારી લાગે છે કે માણુસ એશ અને આરામમાં રહે છે. જેમકે સ્ત્રી જ્યાં સુધી દૂધ પાય છે તો બાળક ખુશ રહે છે અને હોકુમતનું અનજામ બુરૂં છે તેના મટી જવાથી માણસ દુઃખ અને અફસોસમાં ગીરફતાર થાય છે. જેવી રીતે દૂધ છોડનારી સ્ત્રી બાળકને બુરી લાગે છે.

૪૮૮ બોખારી તથા મુસલિમમાં જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત તમો જેવી રીતે આ (ચંદ્ર) ને જુઓ છો તેવી રીતે તમો તમારા પરવરદિગારને જોશો તેના જોવામાં ભીડ કરશો નહીં. (એટલે હજુમ અને ભીડથી તેના દીદારમાં કંઇ આડ આવશે નહીં. જેવી રીતે ચંદ્રના જોવામાં ભીડ કંઇ હરકત કરતી નથી) તો જો તમો શકિત રાખતા હોવ કે સુર્ય નીકળવા પહેલાંની નમાઝમાં તથા સુર્ય ડુબવા પહેલાંની નમાઝમાં જીતાઇ ન જાઓ અને ગફલતમાં ન પડો તો તો પઢયા કરો. ફરી હજરતે (સલ) આ આયત પઢી "અને પાકી બયાન કર તારા રબ્બની હમ્દની સાથે સુર્યનાં નીકળવા પહેલાં તથા ડુબવા પહેલાં" *

**ફાયદો.** મસાબીહમાં જરીર બીન અબ્દુલ્લાહ [રદી] થી રિવાયત છે કે અમો હજરત (સલ) પાસે બેઠેલા હતા. હજરતે ચઉદમી રાતનો ચંદ્ર જોયો ફરી આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે ખોદાનો દીદાર કેયામતને દિવસે ઇમાનદારોને માટેજ થશે. અને સુંનત જમાઅતનો આજ મજહબ છે. શીઆ તથા મોઅતજેલા દીદારનો નકાર કરે છે. આ દોલત તેઓને હિસે નથી તેઓને નકારજ કરવો જોઇએ. વળી આથી જણાયું કે ફજર તથા અસરની નમાજને ખોદાનો દીદાર હાસેલ થવામાં દાખલ છે.

૪૮૯ મુસલિમમાં અબુ જર (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે ખચીત તમો એક જમીનને ફતેહ કરશો જેમાં કીરાટની ચરચા છે. અને એક રિવાયતમાં છે કે તમો મિસરને ફતેહ કરશો અને તે એક જમીન છે કે તેમાં કીરાટનું નામ લેવાય છે * તો તમો ત્યાંવાળાઓ માટે નેકી કરવાની આજ્ઞા પાલો. કારણ કે તેઓને માટે અમન તથા સગાઈ છે.

**ફાયદો.** કીરાટ અર્ધો દાંગ થાય છે. અને તે સોનાનો થાય છે. વજનમાં પાંચ જવ બરાબર મિસરના મુલકમાં તેનો ઘણો રીવાજ હતો. મિસરના બાદશાહે હજરત [સલ) માટે મારીયા કેપટીયા (રદી)ને મોકલ્યાં હતાં. તેમનાથી હજરત ઇબિરાહીમ જનમ્યા માટે મિસરવાળાઓને અમન તથા પનાહ થઇ અને હજરત હાજેરા (અલે) હજરત ઇસ્માઇલ (અલે) ની મા મિસરના હતા અને હજરત ઇસ્માઇલ (અલે) અરબના દાદા હતા તો અરબવાળાઓને નનયાલની સગાઇ થઇ માટે તેઓ સાથે નેકી તથા એહસાન કરવાનું હજરતે (સલ] ફરમાવ્યું.

૪૯૦ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમો મારા પછી બીજાઓને વધેલા જોશો. (એટલે ત-

---

* એટલે ફજર તથા અસરની નમાજ પઢે. ગુ. મો.

* હજરત [સલ] નું કહેવું કે "તે એક જમીન છે કે ત્યાં કીરાટનું નામ લેવાય છે." આ વિષે એક સવાલ ઉત્પન્ન થાય છે કે કીરાત અરબના ગામડાં તથા શહેરોમાં ચાલુ હતો. તો મિસરને ખાસ કરવાનું કારણ શું ? તેનો એક જવાબ આ છે કે " નામ લેવાય છે " એટલે ત્યાં બીજી જગ્યા કરતાં લેણ દેણમાં વધારે ચલણ છે અને એ ખરૂં છે અરબમાં તેટલો રિવાજ નહોતો. તહાવી [રેહ] એ એનો જવાબ એ આપ્યો છે કે મિસરમાં ગાળો ભાંડતાં તથા બુરૂ કહેતાં એ શબ્દ વાપરતા હતા તેની તરફ ઈશારો છે. તો કીરાટનો જો કે રિવાજ બીજી જગ્યા હતો પણ ગાળો ભાંડવાનો તો માત્ર મિસરમાંજ રિવાજ હતો માટે મિસરને ખાસ કર્યું. ગુ. મો.

મારા સિવાય બીજાઓને હોકુમત મળશે) તો જ્યાં સુધી તમો હોજ કોસર પર મારી મુલાકાત નહીં કરો ત્યાં સુધી તમો સબર કરો (એટલે કેયામત સુધી.)

**ફાયદો.** હજરતે એકવાર બહરેનના મુલકમાં જાગીર આપવા અનસારીયોને બુલાવ્યા અનસારીયોએ કહ્યું કે એટલી જાગીર મોહાજેરોને છે ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે જો નહીં લો તો મારા પછી પણ હોકુમત અને રીયાસતનો ખ્યાલ કરવો નહીં.

૪૯૧ મુસલિમમાં અબુ સઈદ (રદી) ની રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારા દુશમનને નજદીક થયા છો અને રોઝો છોડવો તમને વધારે શકતી આપનાર છે." જે વેળા મકકાને નજદીક થયા તે વેળા હજરતે આ હદીસ ફરમાવી. અબુ સઈદે (રદી) કહ્યું કે ફરી અમો બીજી મનજેલે ઊતર્યા તો ફરી હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સવારના તમારા દુશમનને મલશો અને રોઝો તોડવો તમને વધારે શકિત આપનાર છે માટે તમો રોઝો તોડો. (સફરમાં રોઝો છોડવો મુબાહ હતો પણ હજરતના હુકમથી) તે ફરજ થયો * માટે અમે રોઝો છોડયો. ફરી અમો જોતા હતા કે આ પછી સફરમાં રસુલુ-લ્લાહ (સલ) સાથે અમો રોજા રાખતા હતા.

**ફાયદો.** જે વર્ષ મકકા ફતેહ થયું તેમાં રમજાનના રોજા રાખીને હજરત (સલ) જેહાદને માટે મદીનાથી ચાલ્યા. જ્યારે મકકાને નજદીક પોહોંચ્યા ત્યારે આ હદીસ ફરમાવી. ખુલાસો મતલબ આ છે કે સફરમાં રોઝો રાખવો અને તોડવા બંને દુરૂસ્ત છે પણ શકિત હોવાથી રોઝો રાખવો અફઝલ છે અને જેહાદમાં તોડવો અફજલ છે. કેમકે ત્યાં તાકતનું કામ છે. એટલુંજ નહીં પણ તે વર્ષ જે લોકોએ રોઝો નહીં તોડયો તેઓને હજરતે (સલ) ગુનેહગાર કહ્યા.

૪૯૨ બોખારી તથા મુસલિમમાં હોજેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમો જાણતા નથી કદાપી તમો બલામાં સપડાશો.

**ફાયદો.** હોજેફા (રદી) થી રિવાયત છે કે અમો હજરત (સલ) ની સાથે હતા. હજરતે (સલ) ફરમાવ્યું કે કલેમાગો મુસલમાન કેટલા છે? તમો ગણો. અમોએ કહ્યું કે ઓ હજરત (સલ) શું અમારે માટે તમને કંઇ ડર છે? અમો તો છસો થી સાતસો સુધી હશું ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. તો જેવી રીતે હજરતે (સલ) ફરમાવ્યું હતું તેમ અમો બલામાં પડયા. કાફેરોના ગલબાથી નમાજ પઢી શકતા નહોતા. પણ છુપા પઢતા હતા. અને શરૂ ઇસ્લામમાં ઘણા સહબા હબશ વગેરે તરફ મકકા છોડીને નીકળી ગયા હતા.

૪૯૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ ફરમાવ્યું કે ખચીત તમો મારા જેવા નથી તમો જાણી લો કે ખોદાની કસમ જો રમજાનનો મહિનો મારે માટે વધી જાયતો હું વેસાલના રોજા ÷ એટલા રાખતે કે સખતાઇથી મેહનત કરનારા પોતાની સખતાઇને છોડી દે તે.

**ફાયદો.** એકવાર હજરતે (સલ) રમજાનની આખરમાં વેસાલના રોજા રાખ્યા. કેટલાક સાહબા પણ હજરત (સલ) ની સાથે વેસાલના રોજા રાખવા લાગ્યા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે ચંદ્ર જલદી થયો જો મહિનો વધારે વધતે તો હું વેસાલના રોજા એટલા રાખતે કે લોકો આજીજ થઇ ને વેસાલના રોજા છોડી દેતે. આ વાત હજરતે (સલ) ગુસ્સામાં ફરમાવી હતી. વેસાલના રોજા હજરત (સલ) ને દુરૂસ્ત હતા બીજાને દુરૂસ્ત નથી.

૪૯૪ મુસલિમમાં અબદુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમો ચાલતાં ખુલ્લા પગે ઉઘાડે ડીલ અને વગર ખતના થઇલા અલ્લાહ ને મળશો.

**ફાયદો.** એટલે દુન્યાના સામાનમાં રાત દિ-

---

* કારણકે હજરત [સલ] નો હુકમ રોજા તોડવાનો થયો. વળી જેહાદ કરવો તે વખત ફરજ હતો અને તે રોઝો તોડવાજી બની શકે છે અને રોઝો રાખપો તો સફરમાં જાએજ છે. તો જાએજને માટે ફરજનુ છોડવું જાએજ નથી. ગુ. મો.

÷ વેસાલનો રોઝો એટલે એક રોઝો ખોલયા વગર બીજો રોઝો રાખવો એ હજરત [સલ] નો ખાસ્સો છે બીજાને દુરૂસ્ત નથી. ગુ. મો.

વસ ગુંથાયલા રહો છો, સવારી અને પોશાક ઉપર મરો છો, પણ કેયામતમાં એ કંઇ રહેશે નહીં કપડું સુદ્ધાં બદન ઉપર રહેશે નહીં. જેવી રીતે માને પેટે જનમ્યા હતા તેવી રીતે કબરેથી ઉઠશો. *

## ફસલ ઈન્નિકુત્ર.



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે ઇન્નકુત્ર છે.

૪૯૫ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે બચીત તમો યુસોફ (અલે) ની સાથવાળી સ્ત્રીઆ જેવી છો. + તમો અબુ બકર (રદી) ને હુકમ કરો કે તેવણ લોકોને નમાઝ પઢાવે” ÷ આ હદીસને હજરતે વફાતની બીમારીમાં કહી હતી.

**ફાયદો.** બોખારી તથા મુસલિમમાં હજરત આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) મોતની બીમારીમાં કહ્યું કે અબુ બકર (રદી) ને કહો કે લોકોને નમાજ પઢાવે. મેં કહ્યું કે અબુ બકર (રદી) નરમ દિલ છે. જો હજરત (સલ) ની જગ્યા નમાજ પઢાવવા ઊભા રહેશે તો રોવા લાગશે અને લોકો કુરઆનની અવાજ સાંભળશે નહીં ઉમરને [રદી] ફરમાવો કે નમાજ પઢાવે. હજરતે (સલ) ફરમાવ્યું કે અબુ બકરને (રદી) કહો કે લોકોને નમાજ પઢાવે. ફરી મેં હફસા (રદી) ને કહ્યું કે તમો હજરત (સલ) ને કહો. હફસાએ (રદી) હજરત (સલ) ને એવી રીતે કહ્યું ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. તો હજરત (સલ) ની જીન્દગીમાં પાંચ દિવસ સિદ્દીકે અકબરે [રદી] ઇમામત કરી નમાજ પઢાવી. આ સિદ્દીક અકબર (રદી) ની ખીલાફતનો ઇશારો છે. કેમકે હજરત (સલ) નો જે ખાસ ઓધ્ધો નમાજની ઇમામતનો હતો તે પોતાની જીન્દગીમાં સિદ્દીકે અકબર [રદી] ને ઓપ્યો. જેવી રીતે બાદશાહ પોતાની જીન્દગીમાં કોઇને તખ્ત તથા શાહી છતર આપે તો તે નીશાની આ વાતની છે કે તેણે તેને પાટવી કુંવર (વલી અહદ) કર્યો.

## ફસલ ઇન્નમા.



આ ફસલમાં તે હદીસો છે કે જેને મથાળે ઇન્નમા છે

૪૯૬ બોખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે પ્રથમ થયલી ઉમ્મતની મુદતના મુકાબલામાં તમારી મુદત એવીજ છે કે જેવી રીતે અસરની નમાજ અને સુર્ય ડુબવા સુધીમાં છે (એટલે આગળી ઉમ્મતોની જીન્દગી ઘણી હતી જેમ સવારથી અસર સુધી અને મુસલમાનોની ઉમર ઓછી છે. જેમ અસરથી સાંજ સુધી.) અને તમારી, યહુદીઓની અને નસારાની મિસાલતો એક પુરૂષના જેવી છે. કે જેણે મજદુરોને કામે રાખ્યા અને કહ્યું કે એક એક કીરાટને બદલે અડધા દિવસ સુધી કોણ મારે ત્યાં કામ કરે છે? તો યહુદીઓએ એક એક કીરાટ ઉપર અડધા દહાડા સુધી કામ કર્યું ફરી તેણે કહ્યું કે એક એક કીરાટને બદલે બપોરથી તે અસર સુધી કોણ મારે ત્યાં કામ કરે છે. તો એક એક કીરાટ ઉપર નસારાઓએ બપોરથી તે અસર સુધી કામ કર્યું ફરી તેણે કહ્યું કે બબે કીરાટને બદલે અસરથી મગરેબ સુધી કોણ મારે ત્યાં કામ કરે છે? તમો જાણો છો? તમોજ (ઓ મુસલમાનો) અસરની નમાજથી મગરેબ સુધી બે બે કીરાટ ઉપર કામ કરો છો. તમો જાણી લો કે તમારે માટે બેવડી મજદુરી છે. ત્યારે યહુદી તથા નસારા

---

\+ એટલે દુન્યાના અસબાબ તરફ દીલ નો લગાડો. ગુ. મો.

÷ એટલે તેઓની તરેહની તથા તેઓના ગુણની કે જે ચીજ ઈચ્છી હોય તેમાં વધારે વલગે ગુ. મો.

* શરહ મશારેકમાં હજરત અલી (રદી) થી રિવાયત છે કે તેવણે હજરત અબુ બકર (રદી) ને કહ્યું કે “ રસુલુ-લ્લાહે તમને આગળ કર્યા છે તો અમો તમને પાછળ કરીશું નહીં.” આથી જણાયું કે હજરત સિદ્દીકજ ખીલાફત ને લાએક છે એ કેટલાક સહાબા પણ સમાજેલા ગુ. મો

(કેયામતમાં) ગુસ્સે થશે અને કહેશે કે અમો કામ કરવામાં વધારે અને મજદુરી મેળવવામાં ઓછા છીએ. અલ્લાહ કહેશે કે શું મેં તમારા પર કંઇ જુલમ કર્યો છે ? (એટલે જે મજદુરી ઠેરવી હતી તેમાં શું મેં ઓછું કર્યું છે ?) તો તેઓ કહેશે કે નહીં. અલ્લાહ કહેશે કે આ તો મારો ફજલ છે જેને હું ચાહું તેને આપું.

**ફાયદો.** યહુદ તથા નસારાની જો કે ઉમર ઘણી હતી અને ઇબાદત વધુ હતી. પણ ઉમ્મતે મોહમ્મદીની ઉમર ઓછી તથા ઇબાદત કમી હોવા છતાં એમનો સવાબ બેવડો છે. આ ખોદાના હબીબની જઇફ ઉમ્મત ઉપર તેનો ફજલ છે. અને આ હદીસને મલતો મજમુન ઇનજીલમાં પણ છે. જેમકે માત્થીની ઇનજીલ અધ્યાય ૨૦, ૧ માં ઇસા (અલે) એ ફરમાવ્યું છે. એક માલેક મળસકે એક દીનારની મજદુરી ઉપર મજદુરોને ઠેરવ્યા અને પોતાની વાડીમાં મોકલ્યા ફરી કેટલીક કલાક પછી એટલે ચાર ઘડી પછી બીજાઓને અને બપોર પછી બીજાઓને તેટલીજ મજદુરીએ વાડીમાં મોકલ્યા. સાંજના દરેક મજદુરને એક એક દીનાર આપ્યો. પેહેલાઓએ કચકચાટ કરી કે અમો આખા દિવસના મહેનતી અને આ થોડી વારના મેહેનતી બરાબર થયા. ત્યારે માલેકે જવાબ આપ્યો કે મેં તમારા પર કંઇ જુલમ કર્યો છે ? જે તમારી મજદુરી ઠરેલી હતી તે તમને મળી. મને મારા માલનો અખત્યાર છે જેટલું જેને ચાહું આપું. એજ તોલ ઉપર પાછલા પેહેલા થશે અને આગલા પાછલા થશે. બોલાવાયલા તો ઘણા છે પણ પ્રસન્ન થએલા અને માનીતા ઓછા છે"÷ (સાર રૂપી) આ ઇનજીલના લખાણથી સિદ્દ થયું કે ઉમ્મતે મોહમ્મદી ઉમ્મતે મુસવી તથા ઇસવીથી માનીતી છે. તથા સવાબમાં વધેલી છે. કારણકે આ સર્વથી છેલ્લી ઉમ્મત છે. આ ખોદાની મેહેરબાની છે. યહુદ અને ખ્રિસ્તીઓની કચકચાટથી કંઈ થતું નથી. ઓ અલ્લાહ તારા એહસાનનો હજારો હજાર શુકર કે તેં પોતાના હબીબની ઉમ્મતમાં અમને કર્યા.

૪૯૭ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત કામોની ગણતરી ખાતેમા (છેવટ) ઉપરજ છે.

**ફાયદો.** એક શખ્સ જેહાદમાં કાફેરો સાથે સારી રીતે લડયો. હજરતે (સલ) ફરમાવ્યું કે આ શખ્સ દોજખી છે. લોકોને તાજુબ થઇ. આખર તે શખ્સે પોતે પોતાને હલાક કર્યો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી એટલે જયાં સુધી અનજામ ખેર થાય નહીં ત્યાં સુધી શરૂની ગણતરી નથી.

૪૯૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત ઇમામ તો ઢાલ સરખોજ છે. તેની પાછલ રહીને લડાય છે. તથા તેને લીધે બચાવ થાય છે. (એટલે સરદારની હિમ્મત અને તદબીરથી બને છે. તેની સંભાળ તથા તેની તાબેદારી લશકર ઉપર જ રૂર છે] તો જો તે સરદાર ખોદાની પરહેજગારીનો હુકમ કરે અને અદલ કરે તો તેથી તેને સવાબ મળશે અને જો એ વગર બીજો હુકમ કરે [એટલે શરીઅત વિરૂદ્ધ] તો તેથી તેને અજાબ થશે.

૪૯૯ બોખારી તથા મુસલિમમાં બરા બીન આજેબ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત માસીતો માજ છે. [એટલે માના સરખીજ છે.

**ફાયદો** અલી મુરતજા, જઅફર તૈયાર, અને જૈદ [રદી] માં હજરત હમજાની છોકરીના પાલવા સંબંધી વાત ચીત થઈ. તેના મા બાપ મરી ગયાં હતાં. અને દરેક શખ્સ ચાહતો હતો કે હું તેને પાલું. હજરતે (સલ) ફરમાયું કે તેની માસી કોના નિકાહમાં છે. ? ફરી જણાયું કે તે જઅફરના નિકાહમાં છે. ત્યારે હજરતે [સલ] તેણીને જઅફરને અપાવી ને આ હદીસ ફરમાવી. ઓલમાઓએ આ હદીસથી કાયદો બાંધયો છે કે જો નાહના છોકરાની મા મરે તો તેની માની સગાઇવાળી સ્ત્રીઓ જેમકે ખાલા નાની તેને પાલે

૫૦૦ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન જૈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત વ્યાજ તો ઉધારમાંજ હોય છે.

**ફાયદો** વ્યાજ એટલે એક જાતની તોલવામાં આવતી ચીજમાં વધારે લેવું છે. ફરી

÷ ઈજહારૂલ હકક ગુજરાતી ભાગ ૨ જે પૃષ્ટ ૧૫૧ માં એનું વિસ્તારથી બ્યાન છે. ગુ. મો.

તે હાથોહાથ હોય અથવા વાએદાથી હોય. અને જો બે જાતની ચીજો હોય [અને તોલ બંનેનું એક જાતનું હોય] તો વાએદો વ્યાજ છે વધારે વ્યાજ નથી. અને આ હદીસથી જણાયું કે હાથો હાથ લેવામાં વધારે લેવું વ્યાજ નથી. તો આ હદીસની મતલબ આ છે કે જ્યારે બે જાતની ચીજો હોય. જેમકે ચાંદીને સોનાને બદલે વેચે તો હાથો હાથ લેતાં વધારે લેવું વ્યાજ નથી. એમાં વાએદો વ્યાજ છે. અને કેટલાક ઓલમા આ હદીસને મનસુખ કહે છે. **વલ્લાહો આલમો.**

૫૦૧ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત દૂધ પીવું તો માત્ર ભૂખથીજ છે *

**ફાયદો** એટલે જે દૂધ પીવાથી નિકાહ હરામ થાય છે તેની ગણતરી તો માત્ર બાળક પણા સુધીજ છે. કારણ કે નાહ્લાં છોકરાંની ભૂખ દૂધ વગર જતી નથી. અને જુવાન આદમી જો કોઇ સ્ત્રીનું દૂધ પીએ તો તેની કશી ગણતરી નથી તે નિકાહને રોકતું તથી. (પણ પીવું ફક્ત હરામ છે.)

૫૦૨ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત પાણી તો માત્ર પાણીથીજ છે" આ હદીસ મનસુખ છે.

**ફાયદો.** એટલે જ્યારે મની નીકળે તો પાણીથીજ ગોસલ વાજેબ થાય છે. આ હદીસનો હુકમ મનસુખ (બંધ) છે. કારણ કે બીજી હદીસમાં છે કે માત્ર દાખલ થએથી ગોસલ વાજેબ થાય છે. મની નીકળે અથવા નહીં નીકળે *

* મિશકાત શરીફમાં પૂરી રિવાયત આવી રીતે છે કે હજરત (સલ) હજરત આએશા (રદી) પાસે આવ્યા. તો તેમની પાસે એક પુરૂષ હતો તો તે હજરત (સલ) ને બુરૂં લાગ્યું ત્યારે આએશા (રદી) એ કહ્યું કે એ મારો દૂધ ભાઈ છે. હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ધ્યાન આપો કે કયા તમારા ભાઈ છે. દૂધ પીવું તો માત્ર ભૂખથીજ છે" એટલે દરેક દૂધ પીનારો ભાઈ થતો નથી પણ બાળક પણમાં દૂધ પીએ તો ભાઈ પણું અને હુરમત નિકાહ ની સિદ્ધ થાય છે. ગુ. મો.

+ વાંચો ના. ૪૩૯ ની હદીસ તથા ના. ૭૮૭ ની હદીસ ગુ. મો.

૫૦૩ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મદીના તો લુહારની ભઠ્ઠી જેવુંજ છે. તે તેના મેલ કચરાને દુર કરે છે અને તેના સુથરાને નીતારે છે.

**ફાયદો** એક ગામડિયો મદીના શરીફમાં આવી મુસલમાન થયો. જયારે તેને તાવ ચઢયો તો તે મુરતદ્દ થઇને (દીનથી ફરી જઇને) ત્યાંથી ચાલ્યો ગયો. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે મોનાફેક તથા બેઈમાન મદીનામાં રહી શકતા નથી ઇમાનવાળો તેમાં ઠરે છે.

* ૫૦૪ મુસલિમમાં રાફેઅ બીન ખદીજ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તો બશરજ (માણુસજ) છું જ્યારે હું તમને દીનની કોઇ બાબતનો હુકમ કરૂં તો તમો તેને લ્યો (એટલે તે પર અમલ કર્યા કરો) અને જ્યારે હું (દુન્યાની બાબતમાં) કોઇ ચીજ પોતાની અકલથી બતાવું તો હું પણ તો આખર આદમીજ છું

**ફાયદો** જયારે હજરત (સલ) મદીનામાં આવ્યા તો ત્યાંના લોકોની દસતુર હતી કે ખજુરીનો નર, માદા ખજુરીમાં લગાડતા હતા. હજરતે (સલ) એને નીર્લાભ જાણીને મના કરી * તે વર્ષે ખ-

* કેટલાક લોકો કહે છે કે હજરતે [સલ] તેઓને નર લગાડવાથી મના કરી તવકકોલ શીખવ્યો હતો. પણ તેઓ તવકકોલ ઉપર નહીં રહ્યા જેથી નુકસાન થયું" આ તેઓની બનાવટ છે. હદીસ શરીફ તેને રદ કરે છે. નર લગાડવું તવકકોલ વિરૂદ્ધ નથી. વળી જો તવકકોલ બતાવવું હતે તો ખજુરવાળાઓના જવાબમાં "હું તો બશરજ છું" કહેવાનો સંબંધ નથી. વળી બીજી હદીસમાં તેઓના જવાબમાં છે કે "તમો દુન્યાના મામલામાં [મારાથી] વધારે જાણનાર છો. મીરકાત. અને એક રિવાયતમાં છે કે મેં અટકલથી કહ્યું હતું માટે તમારે મને અટકલ ઉપર પકડ કરવી નહીં. શરહ મશારેકુલ અનવાર. ખતાના બે અર્થ છે એક ઈજતેહાદ અને અટકલ કરવામાં ચુક. એ પેગમ્બરોથી થાય છે અને બીજો ગુનોહ એથી પેગમ્બરો પાક છે. મી. અબદુલ કાદેર બાકજા આ બે અર્થ નહીં જાણવાથી ખતામાં પડી લોકોની નિન્દા કરે છે. ગુ. મો

જુર પાક્યું નહીં. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે દીનના કામોમાં મારી તાબેદારી કરવી જરૂર છે. દુન્યાના કામમાં વાજેબ નથી કારણકે હું પણ આદમીજ છું. દુન્યાના કામમાં જો મારી અટકલ કરવામાં કંઇ ચૂક પડે તો કાંઈ તાજુબ નથી. દીન તે છે કે જેમાં અજાબ સવાબનું [અથવા હરામ હલાલનું] બ્યાન હોય, અને આખેરતના નફા નુકસાનનું જેમાં કહેવાયું હોય.

* ૫૦૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત હું તો બશરજ (આદમીજ) છું. જેમ તમો ભૂલો છો તેમ હું ભૂલું છું. ÷ માટે જયારે હું ભૂલું તો તમારે મને યાદ દેવડાવ્યા કરવું.

**ફાયદો** મસાબીહમાં અબ્દુ-લ્લાહ બીન મસઉદ [રદી] થી પૂરી રિવાયત આવી રીતે છે કે હજરતે [સલ] એકવાર જોહેરની પાંચ રકઆત પઢી સહાબાએ અરજ કરીકે એ રસુલ-લ્લાહ શું ખોદાના હુકમથી નમાજ વધારાઇ? હજરતે (સલ) ફરમાવ્યું કે આ શું કહો છો ? સાહબાયે કહ્યું આપે ચાર રકઅતને બદલે પાંચ રકઅત પઢી ત્યારે હજરતે (સલ) સલામ ફેરવ્યા બાદ સહોના બે સિજદા કર્યા. ફરી આ હદીસ ફરમાવી. આથી જણાયું કે ભૂલ ચૂક એ માણસ જાતને લાગુ છે, પેગમ્બરોને પણ થાય છે. પણ પેગમ્બરોની ભૂલ હિકમતથી ખાલી નથી. જેમકે સહોનો મસલો આથી જણાયો.

* ૫૦૬ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી)થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત હું તો માણસજ છું. અને વાત આ છે કે મારી પાસે વાદી પ્રતિવાદી આવે છે, અને કોઇ કોઇથી કદાપી બોલકણો હોય છે જેથી હું તેને સાચો સમજી લું છું અને તેના લાભમાં ફેસલો આપું છું. તો (ધોકાથી) કોઇ મુસલમાનનું હક્ક કોઇને બોપવાનો હું હુકમ કરૂં તો તે દોજખનો તુકડો છે. તેને જોઇએ કે તે તેને ઉપાડે અથવા તજી દે. +

૫૦૭ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખચીત આજ વાતે તમારાથી આગળાઓને હલાક કર્યા કે જયારે તેઓમાંનો કોઇ શરીફ [આબરૂદાર) આદમી ચોરી કરતો તો તેઓ તેને છોડી દેતા અને જો તેઓમાંનો કોઇ જઇફ (ગરીબ માણસ) ચોરી કરતો તો તેને ચોરીની શીક્ષા કરતા. અને ખોદાની કસમ જો ફાતેમાં [રદી] મોહંમદ (સલ) ની છોકરી ચોરી કરે તો હું તેનો હાથ કાપીશ.

**ફાયદો.** કૈસની છોકરી ફાતમા કોરેશના આબરૂદારની છોકરી હતી. તેણે ચોરી કરી. લોકોએ તેની સીફારશ કરી. હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની ઠેરવેલી સજામાં તમો સીફારશ કરો છો ? હજરતે કોઇની સીફારશ કબુલ રાખી નહીં. તે પછી આ હદીસ ફરમાવી. ફરી તેનો હાથ કપાવ્યો. આથી જણાયું કે શરીઅતના હુકમમાં કોઇની રૂ રીઆયત જોઇએ નહીં. આગળી ઉમ્મત એજ કારણથી હલાક થઇ. પાછલા વખતમાં ઇસ્લામની સલતનત પણ શરીઅતમાં સુસતી કરવાને લીધે સુસ્ત થઇ. અને આ જે કેટલાક અજ્ઞાન લોકો કહે છે કે જોકે છાતી કુટવી અને રાજણી ગાવી (નોહા કરવો વીલાપ કરવો) હરામ છે પણ હજરત (સલ) ના નવાસા અને ફાતેમા જહ-

÷ કેટલાક લોકો કહે છે કે હજરત (સલ) થી કોઈ બાબતમાં ભૂલ થાય નહીં. આ તેઓની ભૂલ છે. આ હદીસ તેમને રદ કરે છે. તથા હજરત [સલ] ફરમાવે છે કે હું બશર છું અને બશરને ભૂલ લાગુ છે પણ અલ્લાહ તરફથી કોઈ હુકમ પુગાડવામાં કે તેની તરફથી કંઈ બ્યાન કરવામાં ભૂલ ચૂક કર્યાથી હજરત માસુમ છે. બીજા કામોમાં કે જેમાં **ઈબલાગ** ન હોય તેમાં સહો તથા ભૂલ થઈ શકે છે. ગુ. મો.

+ મીરકાત જીલ્દ ૪ પુષ્ઠ ૧૫૬–૧૫૭ માં છે કે આ હદીસમાં કહેવાયું છે કે "હું બશરજ" છું એટલે બશરને ભૂલ ચૂક થવી કંઈ નવાઇ નથી. અને થઈ શકે છે કે એક વાતને સાંભળે અને તેવણ (સલ) સાચી જાણે અને તે જૂઠી હોય. અને એક બોલકણાની વાતને સાચી જાણી લ્યે. અલ્લામા નવવી [રહ] કહે છે કે આ હદીસમાં બશરીયતની હાલતની ચેતવણી છે. તથા બશર ગેબ છૂપી બાબતમાંથી કંઈ જાણતો નથી ખોદા જણાવે તો જાણે. તથા ચુકાદો આપતાં જાહેર પ્રમાણે તે ખરો થતો પણ બાતેન પ્રમાણે તેમાં કદી હજરત [સલ] થી ભૂલ થતી. અને તે ભૂલ કદી વહી થી જણાવવામાં આવતી પણ નહીં. ગુ. મો.

રા (રદી) ના કલેજાના તુકડા હજરત ઇમામ હુસેન (રદી) ના ગમ્મમાં દુરૂસ્ત છે. તો આ હદીસથી જણાયું કે આ ગલત વાત છે. કારણ કે શરીઅતનો હુકમ સર્વને માટે સરખો છે આબરૂદાર કે હલકો એમાં કશો ફેર નથી.

૫૦૮ બોખારીમાં અબ્દુલ્લાહ બીન એમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત તમારી જીન્દગી તો તમારેથી પ્રથમ ઉમ્મતોને જોતાં આજ છે કે જેવી અસરની નમાજથી તે સુર્યાસ્ત સુધીનો વખત" એટલે આગલી ઉમ્મતોની ઉમર ઘણી થતી હતી. અને તમારી ઓછી માટે આ થોડી જીન્દગીમાં જેટલી ઇબાદત થઇ શકે તેટલી કરી લો. દુન્યાના હવસમાં વધારે ફસો નહીં.

૫૦૯ બોખારીમાં જુબેર બીન મુતએમ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત મુત્તલેબની ઓલાદ અને હાશિમની ઓલાદ તો એકજ ચીજ છે.

**ફાયદો.** અબ્દે મનાફના ચાર છોકરા એક હાશિમ બીજો મુત્તલેબ ત્રીજો અબ્દે શમ્સ ચોથો નોફલ તો જોબેર બીન મુતએમ નોફલથી છે. અને હજરત ઉસમાન (રદી) અબ્દે શમ્સથી છે. તો હજરતે ખેબરનો પાચમો હિસ્સો હાશિમ અને મુત્તલેબની ઓલાદને આપ્યો. અને અબ્દે શમ્સ તથા નોફલની ઓલાદને આપ્યો નહીં. ત્યારે જોબેર બીન મુતએમ તથા ઉસમાને (રદી) હજરતથી અરજ કરી કે એ રસુલુલ્લાહ બની હાશિમની શરાફત તથા બુજુરગીને તો અમો માનીએ છીએ પણ આનું શું કારણ કે મુત્તલેબની ઓલાદને હજરતે (સલ) આપ્યું અને અબ્દે શમ્સ અને નોફલની ઓલાદને આપ્યું નહીં જો એક વંશના હોવાને લીધે આપ્યું છે તો અમો અને તેઓ હજરતની સાથે (સગાઇમાં) બરાબર છીએ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હાશિમ અને મુત્તલેબની ઓલાદ કદી જૂદી પડી નથી. કુફર, ઇસલામમાં,રંજ-ગમમાં હંમેશા સાથે રહી છે. તે મને ખાસ કરવાનું આજ કારણ છે.

ઇમામ શાફેઇ (રદી) મુત્તલેબની ઓલાદને આલમાં દાખેલ માને છે.

*૫૧૦ બોખારી તથા મુસલિમમાં સહલ બીન સઅદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત (ઘરમાં દાખલ થવાનો) હુકમ લેવો તો માત્ર નજર કરવાનેજ માટે ઠેરવાયો છે.

**ફાયદો.** મસાબીહમાં રિવાયત છે કે એક શખ્સ હજરત (સલ) ના ઘરમાં ઝાંખવા લાગ્યો. હજરતે (સલ) ફરમાવ્યું કે જો હું તને ઝાંખતો જોતે તો તારી આંખ ફોડતે ફરી આ હદીસ ફરમાવી. એટલે શરીઅતમાં જે આ હુકમ છે કે ઘરમાં પેસવા પેહેલાં હુકમ માંગો, તે માત્ર આટલાજ માટે છે કે આદમીની નજર કયે પરાઇ સ્ત્રી ઉપર પડે નહીં. અને જ્યારે તેં ઝાંખીયું તો હવે હુકમ માંગવાનો શો ફાયદો થયો ? આથી જણાયું કે પારકાના ઘરમાં ઝાંખવું સખત રીતે હરામ છે.

૫૧૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઈમામ તો એજ માટે ઠેરવ્યો છે કે તમો તેની તાબેદારી કરો. માટે તમારે તેનાથી વિરૂદ્ધ કરવું નહીં" એટલે જે ઇમામ કરે તે મુકતદી પણ કરે.

---

* એટલે જો કે સગાઈમાં બીજા બરાબર છે પણ ઈસ્લામના મદદમાં સર્વ સરખી નથી. બની મુત્તલેબ તથા બની હાશિમ હજરત [સલ]ની મદદ કરવા પર તથા નબી સાહેબને કોરેશોને નહીં સોંપવા ઉપર બરાબર જમેલા હતા. અને જુઓ તો કોરેશ તથા બની કનાનાએ બની હાશેમ તથા મુત્તલેબ વિષે પોતામાં અહદ કર્યો હતો કે હજરત [સલ] ને જ્યાં સુધી એઓને સોંપે નહીં ત્યાં સુધી એઓમાં વિવાહ કરવા નહીં કે એઓ સાથે લેણ દેણ કરવું નહીં. ફરી ઈસ્લામ સ્વીકાર્યા પછી પણ તેવાજ રીતે મદદમાં રહ્યા. આ હદીસથી હજરત (સલ) ના સગાંઓનો જે હિસ્સો ગનીમતમાંથી મળતો હતો તેનું કારણ મદદ કરવી છે. અને હજરત (સલ) ની વફાત પછી હવે જો હજરતના સગાં [જવીલ કુરબા] મોહતાજ અને ફકીર હોય તો તેઓનું હકક લાગુ થાય છે નહીં તો કંઈ નહીં. જેમકે કાદુરી હિદાયા વગેરમાં છે. આથી તમો સમજી શકશો કે ગુજરાના સાધન વાળા સૈયદને આપવા કરતાં કોઈ ગેર સૈયદ ગરજવાનને આપવું સારૂ છે, પણ ફકીર સૈયદ હોય તો તેને ખેરાત બીજા કરતાં પ્રથમ આપવી જોઇએ. ગુ. મો.

**ફાયદો** આમાં ઓલમા મતફેર પડયા છે કે જો ઇમામ ઉજરને લીધે બેસીને નમાજ પઢાવે તો મુકતદી શું કરે ? ઇમામ અહમદ (રદી) ની નજદીક આ હદીસ પ્રમાણે તો મુકતદી પણ ઇમામની સાથે બેસીને નમાજ પઢે. અને ઇમામ માલેક(રહ) ની નજદીક નમાજમાં બેસીને ઇમામત કરવી દુરૂસ્ત નથી. અને ઇમામ આજમ તથા ઇમામ શાફેઈ (રહ) ની નજદીક જો ઇમામ ઉજરને લીધે બેઠો હોય તો મુકતદી ઉભા થઈને નમાજ પઢે. જેમકે હજરતે (સલ) આખરી ઉમરમાં બેસીને ઇમામત કરાવી અને સુહાબાએ પાછલ ઊભા થઇને નમાજ પઢી. તો હજરત (સલ) ના પાછલા ફેઅલ (કામ) થી આ કોલી હદીસ મનસુખ થઇ +

૫૧૨ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મુરદારનું તો માત્ર ખાવુંજ હરામ છે.

**ફાયદો** હજરતે (સલ) એક મરેલી બકરી જોઇ. કે તે ફેંકાયલી છે. તો ફરમાવ્યું કે એની ખાલ કેમ ઉખેડી નહીં. અને તેની દબાગત કેમ કરી નહીં, કે કામમાં આવતે. લોકોએ કહ્યું કે એ તો મરેલી છે. ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે મુરદારનું ખાવું બેશક હરામ છે. પણ તેની ખાલ લેવી મના નથી. આ હદીસથી જણાયું કે મુરદારની હાડકી, દાંત, વાળ, રૂવાં, પર અને પઠ્ઠા લેવાં દુરસ્ત છે.

૫૧૩ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ખદેરનું નામ ખદેર તો એટલાજ માટે પડયું છે. કે તેવણ એક સાફ જમીન ઉપર બેઠા જેથી તેમની નીચે જમીન લીલોતરી વાળી થઇ ગઇ. *

**ફાયદો** ખદેરનું નામ ઇલયા છે. ખદેરનો અર્થ લીલોતરીનો છે. જેવી જમીન તેમની બરકતથી ઉગી નીકળી તો તેવણ ખદેરના નામથી પ્રખ્યાત થયા. એટલે લીલા લેહેર.

૫૧૪ બોખારી તથા મુસલિમમાં અમ્માર બીન યાસર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તને તો માત્ર આજ બસ થતે કે તારા બંને હાથથી આવી રીતે ઇશારો કરે. ફરી આપે બંને હાથ જમીન ઉપર એકવાર માર્યા ફરી ડાબા હાથને જમણા હાથ ઉપર તથા બંને હથેલીની પીઠ ઉપર તથા મોં ઉપર ફેરવ્યો. અને એક રિવાયતમાં છે કે ફરી આપે બંને હાથ જમીન ઉપર માર્યા. ફરી બંને હાથને ઝાડયા. * ફરી પોતાના મોં તથા બંને હથેલીઓ પર ફેરવ્યા" આ હજરતે અમ્મારને કહેલી.

**ફાયદો.** અમ્માર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] મને કોઇ કામ માટે મોકલ્યો, અને મને નહાવાની હાજત થઇ અને પાણી મળ્યું નહીં તો હું જમીન ઉપર જેમ જનાવર લોટે છે તેમ અલેટયો. એટલે તેવણ એમ સમજ્યા કે જેવી રીતે ગોસલમાં સર્વ જગ્યા પાણી પહોંચવું જરૂર છે તેમ માટીનું પણ પહોંચવું જરૂર હશે અમ્માર [રદી] કહે છે કે આ કિસ્સો મેં હજરત [સલ] ની આગળ કહ્યો ત્યારે હજરત (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે જયારે પાણી ન હોય અથવા બીમાર હોય તો તયમ્મોમ વોજુ તથા ગોસલ બંનેનો બદલો છે. ઇમામ અહમદ (રહ) ના મજહબમાં તયમ્મોમમાં જમીન ઉપર એકવાર મારવાનું છે અને આ હદીસ તેની મજબુત દલીલ છે. અને ઇમામે આજમ, ઇમામ શાફેઈ, તથા ઇમામ માલેક (રહ) ની નજદીક તયમ્મોમમાં બેવાર મારવાનું છે એમની દલીલ બીજી હદીસો છે. જેમકે તબરાની, દારકુતની, અને હાકેમે જાબેર (રદી) થી રિવાયત કરી છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તયમ્મોમમાં બેવાર મારવાનું છે એક વાર મોંને માટે મારવાનું અને બીજીવાર કોણી સુધી હાથ માટે મારવાનું. અને સોનોન અબુ દા-

---

+ મુસલિમમાં છે કે હજરતે [સલ] પોતાના મરજે મોતમાં બેસીને નમાજ પઢી અને હજરત અબુ બકર તથા બીજા લોકો ઊભા હતા." હજરતે તેઓને બેસવાને હુકમ કર્યો નહીં. ગુ. મો.

+ આ હદીસમાં ખદેર (અલે) ની કરામત અથવા મોઅજેજો બયાન થયો છે. આ હદીસથી જણાયું કે લુગત જાણવામાં તથા નામના કારણો જાણવામાં લાગવું દુરસ્ત છે. ગુ. મો.

* આ હદીસથી જણાયું કે જમીન ઉપર હાથ માર્યા પછી બંને હાથને ઝટકવા સુંનત છે કે જેથી મોં ખરાબ થાય નહીં. ગુ. મો.

ઊદમાં અમ્માર (રદી) થી પણ એવી તરેહની રિવાયત છે* હાકેમે કહ્યું છે કે આ હદીસ સહી છે પણ બોખારી તથા મુસલિમમાં નથી. વધુ ખોલાસો એનો સિફ્રૂસ્સઆદતની શરહ સેરાતુલ મુસ્તકીમમાં વર્ણાયો છે.

૫૧૫ મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આની (એટલે માથાના વાળનો ચોટલો બાંધીને નમાજ પઢવાની) મીસાલ એવી છે જેવી કોઇ આદમી મુશકો બાંધેલો હોયને નમાજ પઢે.

**ફાયદા.** વાળનો અંબોડો બાંધીને મરદનું નમાજ પડવું મકરૂહ છે. વાળને ખુલ્લાં રાખવાં જોઇએ કે વાળ પણ સિજદો કરે.

૫૧૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રવાયત છે કે હજરતે ફરમાવ્યું કે મારી અને મારી ઉમ્મતની મિસાલ તો આજ છે જેમ એક માણસે અગ્નિ સળગાવી હોય ફરી તેમાં કીડા તથા ઝરમરિઆ (પરવાના) પડતાં હોય. અને હું તો તમારો ઓછડો પકડી રાખું છું (સંભાળ માટે) પણ તમો અંધા ધુન તેમાં પડો છો.

**ફાયદો.** એટલે જેવી રીતે કીડા તથા ઝરમરિયાં પોતાની ખુશીથી અગ્નિમાં પડે છે અને બળે છે તેમ લોકો વગર સોંચ વિચારે લોભ તથા ગુનાહોમાં પડે છે, અને હજરત પૂર મહેરબાનીથી તે નાદાનોને રોકે છે જેમ કોઈ કોઇનો ઓછડો પકડી રોકે. પણ અફસોસ કે નાદાન લોભી રૂકતા નથી.

૫૧૭ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) હમલ બીન માલિક બીન નાબેગા ને કહ્યું કે આ તો કાહેનોના ભાઇયોમાંથી છે-

**ફાયદા.** એક સ્ત્રીએ બીજી સ્ત્રીને પત્થર માર્યો જેથી તેના પેટનું બચ્ચું પડી ગયું. હજરતે (સલ) તેના બદલામાં એક ગુલામ અપાવ્યો તો હમલ બીન માલિકે તુક જોડીને આવી રીતે કહ્યું કૈફ **અગરેમો મન લા શરેબ વલા અકલ, વલા નતક વ લસતહલ્લ, વ મિસલો જાલેક બતલ** + ત્યારે હજરતે તેના વિષે આ હદીસ ફરમાવી. અરબમાં કાહેન તે લોક હતા કે જે થનારી વાતો જીન્નોથી શીખીને બતાવતા હતા. એક સાચી વાતમાં સો જુઠી વાતો મેળવીને તુક બંદી કરી (કડી મેળવી) ને બેહકાવતા હતા, તો હજરતે (સલ) ફરમાવ્યું કે આ શખ્સ પણ વાહી તબાહી વાતો તુક બંદીથી કાહેનોની તરેહ કહે છે. એ પણ તેઓમાં દાખેલ છે. એવીજ રીતે હિન્દુસ્થાનમાં પણ વાહી તબાહી શરીઅત વિરૂદ્ધ વાતોમાં નાદાનોને બહેકાવવા માટે કેટલાક બે દીનો તુક બંદી કરે છે. જેમકે કોઇ મરદુદે **મઆજ-લ્લાહ** આવી રીતે કહ્યું છે "ખુદાના ચાર દીકરા ભંગ બુજા, નમાજ રોજા" કોઇએ ભંગ બુજા લીધાં અને કોઇએ નમાજ રોજા લીધાં" એવીજ રીતે બીજી ઘણી જટલ્લી વાતો જાહેલોમાં પ્રખીયાત છે એ લોકો પણ કાહેનોમાં દાખેલ છે. અને ખોદા, રસુલના દુશમન છે.

૫૧૮ મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે લોકો તમારાથી આગળ થયા હતા તેઓ કીતાબમાં ઇખ્તિલાફ કરવાને લીધેજ બરબાદ થયા.

**ફાયદા** અબ્દુ-લ્લાહ બીન અમર (રદી) થી રિવાયત છે કે મસજીદમાં બે પુરૂષો કુરઆનની એક આયત વિષે એક બીજાથી વિરૂધ્ધ પડતા હતા. તેઓની વાતો સાંભળીને હજરત (સલ) ગુસ્સે થયા ફરી આ હદીસ ફરમાવી. મતલબ આ છે કે જ્યારે કોઇ આયતની કેરાઅત બે તરેહ ઉપર સિધ્ધ થઈ હોય તો તેમાં એક બીજાને વિરૂધ્ધ પડે નહીં એમ નથી કે એકને માને અને બીજી કેરાઅતનો નકાર કરે. પણ બંનેને માને.

---

* તો બોખારી તથા મુસલિમ વાળી અમ્માર (રદી) ની હદીસનો જવાબ આ છે કે તેની મતલબ શીખવવા માટે જમીન ઉપર હાથ મારવાનો તરીકો બતાવવો છે. એક વાર મારવું કે બે વાર મારવું એ તેની મતલબ નથી. અને આ વાતની પુષ્ટી આથી મળે છે કે એ હદીસમાં માત્ર ડાબા હાથનું જમણા હાથ ઉપર ફેરવવું બયાન થયું છે. જો તયમ્મોમનું પૂરું બયાન આ હદીસમાં હોત તો ડાબા હાથ ઉપર હાથ ફેરવવાનું બયાન પણ થાત. ગુ. મો.

+ અર્થ-હું કેવી રીતે દંડ તેનો આપું કે જેણે ન ખાધું ન પીધું. અને ન બોલ્યો અને ન ચીખ્યો. અને એવું તો [બદલો અપાવવામાં] નકામું છે. ગુ. મો.

૫૧૯ બોખારી તથા મુસલિમમાં જૈનબ બીનતે જહસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખચીત એ (રંડાયલી સ્ત્રીની ઇદ્દત) તો ચાર મહિનાને દસ દિવસજ છે. અને ખચીત તમારામાંની એક કુફરના વખતમાં વર્ષ દિવસ પછી લિંડી ફેંકતી હતી.

**ફાયદા.** મસાબીહમાં રિવાયત છે કે હજરત (સલ)ને એક સ્ત્રીએ કહ્યું કે મારી છોકરી નો ધણી મરી ગયો છે જેથી તે ઈદ્દતમાં બેઠી છે અને તેની આંખ દુઃખે છે તેમાં સુરમો લગાડું ? હજરતે (સલ) મના કરી ફરી આ હદીસ ફરમાવી કુફરના વખતમાં એવી દસ્તુર હતી કે જયારે પતિ મરી જતો તો બાયડી સાંકડી જગ્યામાં ઈદ્દતે બેસતી અને બુરા કપડાં પહેરતી. સુરમો અને ખુશબો લગાડતી નહતી. જયારે વર્ષ વીતતો તો એક બકરી અથવા ચલ્લીને નગ્નતાને લગાડીને છોડતી. અને લિંડયોને માથાપરથી પીઠ ઉપર ફેંકતી ત્યારે ઇદ્દતથી બહાર આવતી. શરીઅતમાં આ મુસીબત બંધ થઈ. અને ચાર મહિનાને દસ દિવસની ઇદ્દત ઠરી, એટલા દિવસ પતિના ઘરમાં રહે અને કંઈ શણગાર કરે નહીં. તે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇસ્લામમાં વર્ષ દિવસની મુસીબત રહી નહીં. આસાની થઈ. તો એટલું પણ તમારાથી રહી શકાતું નથી. *

૫૨૦ મુસલિમમાં હફસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દજ્જાલ તો ગુસ્સાથીજ નીકળશે. તે ગુસ્સો કર્યા કરશે.

**ફાયદા.** હજરત (સલ)ના વખતમાં મદીનાનાં એક શખ્સ ઈબ્નેસૈયાદ નામનો હતો. તેનાથી અજાએબ વાતો થતી હતી. કેટલાકને શંકા થઇ કે તે દજ્જાલ છે એક દિવસે તે અબદુલ્લાહ બીન ઓમરને મળ્યો. અબદુલ્લાહે (રદી) તેને ગુસ્સે કર્યો. તેનું બદન ગુસ્સાથી એટલું ફુલ્યું કે માર્ગ બંધ થઇ ગયો. ત્યારે હજરત હફસા (રદી) એ પોતાના ભાઇ અબદુલ્લાહને આ હદીસ ફરમાવી. એટલે દજ્જાલ કહરે ઇલાહીનો મજહર છે. તેં ઇબને સૈયાદને કેમ ગુસ્સે કર્યો કદાપી એજ દજ્જાલ હોય" પણ તહકીક આ થઇ છે કે એના વગર દજ્જાલ બીજો શખ્સ છે એનો વધુ ખુલાસો બીજી હદીસમાં બયાન થયો છે. અને તમીમ સહાબી (રદી) એ તેને પોતાની આંખે જોયો છે. અને તેનો કિસ્સો હજરતે (સલ) કહ્યો છે.

૫૨૧ બોખારીમાં ઉમ્મે સલમા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તને તો આજ બસ છે કે તારા માથાપર ત્રણ ખોબા પાણી નાંખે ફરી તારા પર (એટલે સઘળા બદન ઉપર) પાણી રેડે. તો તું પાક થશે.

**ફાયદા.** મસાબીહમાં રિવાયાત છે કે હજરત ઉમ્મે સલમા (રદી) એ હજરત (સલ) ને પૂછયું કે ઓ હજરત ? હું મારા માથાની ચોટલી મજબુત બાંધુ છું તો શું હું ગોસલની હાલતમા ચોટલી ખોલ્યા કરૂં ? ત્યારે હજરતે (સલ) આં હદીસ ફરમાવી. એટલે જયારે વાળોની જડમાં પાણી પહોંચ્યું તો ચોટલી ખોલવાની જરૂર નથી અને સર્વ ઇમામોનો આજ મજહબ છે. પણ મરદને ગોસલમાં ચોટલી ખોલવી જરૂર છે.

૫૨૨ મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ રેશમને તો તેજ શખ્સ પહેરે છે જેનો [ આ ખેરતમાં] હિસ્સો નથી. +

---

* શોક કરવાના મસલા ઘણા ખુલાસા સાથે હું ગુજરાતી માલા બુદ મિન્હોમાં લખી ચુકયો છું. પણ અત્રે આટલી ચેતવણી કરવી જરૂરની છે કે કેટલીક જગ્યા અને વિષેશ કરી રાંદેરમાં રિવાજ છે કે રંડાયલી સ્ત્રી બધું ઘરેણું કાઢે છે પણ ચુડી કાઢતી નથી. એ બુરો રિવાજ છે દરેક જણસને ઈદતના દિવસોમાં કાઢવી જોઈએ ગુ. મો.

+ એટલે જે જંનતમાં જનાર નથી. કારણ કે જે જંનતમાં જશે તેનાં કપડાંતો રેશમનાંજ છે. જેમકે કુરઆન સુરા હજ્જમાં છે. ગુ. મો.



## અધ્યાય ત્રીજો.



આ અધ્યાયમાં તે હદીસો છે કે જેને મથાળે **લા** છે.

પ૨૩ બોખારી તથા મુસલિમમાં અબુ મુસા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇજા (બુરાઇ, ભુંડાઇ) ને સાંભળવા પછી ખોદાથી વધારે સબર કરનાર (ગુસ્સાને રોકનાર) કોઇ નથી. જેની સાથે શિર્ક થાય છે અને તેને માટે ઓલાદ ઠેરવાય છે પણ તે તેઓને આરામ આપે છે અને રોજી આપે છે.×

પ૨૪ બોખારી તથા મુસલિમમાં અબદુ-લ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાથી વધારે કોઈ શખશ ગેરતવાળો નથી. એજ માટે તેને બેહયાઈના કામોને હરામ કર્યા છે ફરી તે જાહેર કર્યા હોય કે પોશીદા. (જેમકે શરાબ, જીના વગેરે સર્વ હરામ કર્યાં) અને ખોદા કરતાં કોઇને પોતાની તારીફ પસંદ નથી અને એજ માટે તેણે પોતાની તારીફ કરી છે. અને અસમા બીનતે અબુ બકર (રદી) ની રિવાયતમાં છે કે કોઇ ચીજ અલ્લાહથી વધારે ગેરતવાળી નથી.

× એવીજ રીતે તેની જાતને મુકી કોઈ કહે છે અલ મદદ યા ઈદરૂસી" કોઈ કહે છે "અલ મદદ યા અબદુલ કાદેર" વગેરે. ખોદા જેવા બાદશાહને મુકી બંદાઓ પાસે માંગે છે. તે સાંભળે છે પણ પકડ કરતો નથી. એટલુંજ નહીં પણ જેમ આરામ અને રોજી આપે છે તેમ તેઓની ગરજ પણ કદી પુરી કરે છે. ત્યારે જાહેલ પોતાની જહાલતથી સમજે છે કે મને પીરે આપ્યું છે. અને વધારે ગુમરાહ થાય છે. ઘણી વાર મુર્તિ પુજકો મુર્તિથી પોતાની ગરજ માંગે છે અને પુરી થાય છે તો તે સમજે છે કે ફલાણી મુરતી પ્રસન્ન થઈ તેણે આપ્યું ફરી તે વધારે ગુમરાહ થાય છે. એવો માણસ જો કુરઆન પર ઈમાન રાખતો હોય તો આ આયતો વાંચવી સુરા જોમર ૩૯; ૨૯. સુરા યુનોસ ૧૦; ૧૦૫. સુરા આરાફ ૭; ૧૮૭. સુરા બકર ૨; ૨૫૪. સુરા અંબીઆ ૨૧; ૨૬ ૨૭ સુરા રઅદ ૧૩; ૧૪ સુરા અનઆમ ૬; ૧૭. સુરા જીન્ન ૭૨; ૧૮. સુરા નહલ ૧૬; ૨૦, ૨૧. વગેરે વાંચે નસીહતુલ મુસલેમીન ગુ. મો.

પ૨પ બોખારીમાં અબદુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તને કંઈ હરજ નથી (આ બુખાર ગુનાહોથી) પાક કરનાર છે જો ખોદાએ ચાહ્યું તો." આ હઝરતે (સલ) એક ગામડિયાને કહ્યું હતું જ્યારે તેની બીમાર પૂરસીએ ગયા ત્યારે.

**ફાયદા.** એટલે બીમારીથી મુસલમાનના ગુનાહ પાક થાય છે કઈ હરજની વાત નથી. જ્યારે કોઈ બીમારને જોવા જાય તો સુનંત છે કે આવી રીતે કહે **"લા બાસ અલૈક તહુરૂન ઇનશા અલ્લાહો** † જોઇએ તો એની મતલબ ફારસી કે ઉર્દુ [કે ગુજરાતી] માં કહે.

પ૨૬ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ડાબે હાથે ખાઓ નહીં. કારણ કે ડાબે હાથે શૈતાન ખાય છે. *

**ફાયદા.** સુંનત છે કે શરાફત વાળું કામ જમણે હાથે કરે. જેમકે વોજુ કરવું, ખાણું ખાવું, કપડું પેહેરવું, અને હલકું કામ ડાબા હાથથી કરે જેમકે ઇસતીનજો કરવો, નાક છણકવું.

પ૨૭ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇમામથી તમારે જલદી કરવી નહીં. જ્યારે તે **અલ્લાહો અકબર** કહે તો તમો અલ્લાહો અકબર કહો. અને જ્યારે તે **વ લદ્દાલ્લીન**

* એનો અર્થ એજ હદીસમાં બયાન થયો છે. ગુ. મો.

* ખાણું અલ્લાહની નેઅમત છે તો ડાબા હાથથી ખાવું તે અલ્લાહની નેઅમતની હલકાઈ કરવી છે. કારણકે આદત પ્રમાણે એક ચીજને જ્યારે હલકી ગણાય છે તો ડાબા હાથે પકડે છે અને માન આપતાં જમણે હાથે પકડે છે. કેટલાકોને ચાહ ડાબે હાથે પીવાની આદત છે તેઓએ એ ભુંડી શૈતાનની ટેવ છોડવી જોઈએ. છરી કાંટાએ ખાનારને તો કાફેરોની મોશાબહતની સાથે શૈતાનનું કામ પણ કરવું પડે છે માટે છરી કાંટે કદી ખાય નહીં ગુ. મો.

કહે તો તમે **આમીન** કહો. ફરી જ્યારે તે રોકુ કરે તો તમો રોકુ કરો. અને જ્યારે તે **સમેઅલ્લાહોલેમન હમેદહુ** કહે તો તમો **અલ્લાહુમ્મ રબ્બના લકલ હમ્દ** કહો.

**ફાયદો.** મતલબ આ છે કે ઇમામની તાબેદારી વાજેબ છે. જ્યારે ઇમામ પ્રથમ તકબીર રોકુ અને સિજદો કરી લે ત્યારે તમો તેની સાથે સાથે કર્યા કરો. ઇમામથી આગળ કરવું દુરૂસ્ત નથી.

પ૨૮ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ] ફરમાવ્યુ કે એક સ્ત્રી બીજી સ્ત્રીને બદન લગાડે નહીં. ફરી તે પોતાના ધણી આગળ બયાન કરે જાણે તે તેણીને જોતો હોય. ×

**ફાયદો.** જ્યારે એક સ્ત્રી બીજી સ્ત્રીના આંખ નાંખ પોતાના ખાવિન્દ આગળ બયાન કરશે તો તેને તેણીનો શોખ ઉત્પન્ન થશે. ફરી ખોદા જાણે શું શું ફીસાદ થશે ? માટે હજરતે તેને મના કર્યુ. વિચાર કરવો જોઇએ કે શરીઅતમાં કેવી કેવી દુર અંદેશી છે. ? એજ માટે પારકી સ્ત્રીની સાથે સફર કરવી તથા એકાંતમાં બેસવું શરીઅતમાં મના છે. *

પ૨૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી ખજુરમાં સલાહીયત (લાએકાત) જાહેર થાય નહીં (એટલે ગદલું થાય નહીં) ત્યાં સુધી તેનું વેચ ખરીદ કરો નહીં. અને એ ફળને (તેની જાતના) બીજા ફળને બદલે (વધારે ઓછું કરીને) વેચ ખરીદ કરો નહીં. (અથવા એક મેવો ઝાડ ઉપર લાગેલો હોય અને બીજો તુટો હોય તેને એક બીજા સાથે વેચ ખરીદ કરો નહીં.)

**ફાયદો.** ઇમામ શાફેઈ (રહ)ની નજદીક ફળ જ્યાં સુધી ગદલું નહીં થાય ત્યાં સુધી વેચવું દુરૂસ્ત નથી. આ હદીસ પ્રમાણે. અને અટકલથી એક ફળને (તેની જાતના) બીજા ફળ સાથે વેચવું એટલા માટે મના છે કે કદાપી એક વધારે હોય અને બીજું કમ હોય તો વ્યાજ થયું.

પ૩૦ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો યહુદ અને નસારા (ખ્રીસ્તી) ને સલામની પેહેલ કરો નહીં. અને જ્યારે તમો માર્ગમાં તેઓના એકની મુલાકાત કરો તો તેને તંગ માર્ગ તરફ દબાવ્યા કરો. +

**ફાયદો.** યહુદ અને નસારાને આપણે સલામ કરવું તો હરામ છે * પણ જો તેઓ સલામ કરે તો જવાબમાં "વ અલૈકુમ" કહે, એટલે તમો જેના લાએક છો તે તમને છે. અને તંગ માર્ગમાં દબાવવું એટલા માટે ફરમાવ્યું કે જ્યારે તે લોકોએ ખરો માર્ગ છોડયો તો જીલ્લતને લાએક થયા.

પ૩૧ બોખારી તથા મુસલિમમાં અબુ બ-

---

* આ હદીસની મતલબ આ છે કે કોઈ સ્ત્રી બીજી સ્ત્રીની સુરત શીકલ બયાન કરે નહીં. કારણ કે એથી ફિતના ઉત્પન્ન થાય છે. આથી તમો સમજી શકશો કે એક સ્ત્રી કોઈ સ્ત્રીની ખુબી પુરૂષ આગળ બયાન કરે એ હજરતને પસંદ નથી તો પારકી સ્ત્રીને કોઈ પારકો પુરૂષ જુએ એ કેમ પસંદ થાય ? સાંભળવાથી જે ફિતના ફિસાદ ઉત્પન્ન થાય છે તેથી વધુ ફિતના ફસાદ બે પડદગીથી જન્મ પામે છે. આથી તમો પડદાની ખુબી સમજી શકશો. ગુા. મો.

* યુરોપના લોકોમાં રિવાજ છે કે તેઓની સ્ત્રીએ સાથે તેણીના મીત્રો એકાંતમાં બેસે છે તથા એકલા પરદેસ સફરે તથા શેર કરવા જાય છે એથી કેવા ફિસાદો ઉત્પન્ન થાય છે એ વર્તમાન છાપા વાચનાર કંઈ છુપું નથી. અને એજ આજાદીની મોકાણમાં હાલ યુરપમાં લોકો પરણવાનું પસંદ કરતા નથી, ખોદા મુસલમાનોને બચાવો આમીન. ગુા. મો.

* એની આ મતલબ નથી કે માર્ગમાં તેઓને દબાવો પણ એની મતલબ આ છે કે માર્ગમાં માન દઈ ખસી ન જાઓ તમે પોતાની ચાલે ચાલો તેઓ પોતાનો માર્ગ લેશે. આથી જણાયું કે મુસલમાન કોઈ આવતો હોય તો પોતે ખસી મુસલમાનને જવાનો માર્ગ આપે. આથી તમો સમજી સકશો કે કાફેરોને ચેરમેન કરવા દુરૂસ્ત નથી. પણ જો તેઓનો કંઈ ડર હોયતો ના છુટકે બનાવવું દુરૂસ્ત છે પણ અફસોસ કે જે કામ કાફેરો સાથે કરવાનું તે મુસલમાનો સાથે કરાય છે. અને જે મુસલમાનો સાથે કરવાનું તે કાફેરો સાથે કરાય છે. આ દીનમાં જઈફ થવાને લીધે છે ગુા. મો.

* કેમકે એમાં કાફેરોને માન આપવું છે. અને બીદઅતીયોનો પણ એજ કાયદો છે. શરહ મશારેક. ગુા. મો.

શીર અનસારી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઊંટની ગરદનમાં તાંતનો દોરો અથવા બીજી જાતનો ગંડો કપાયા વગર રહેવા દેવાય નહીં.

**ફાયદો** દોરો કાપવા એટલા માટે ફરમાવ્યું કે તેમાં ઘણટડી બાંધતા હતા અને ઘણટડી બાંધવી હરામ છે. અથવા એટલા માટે કે દોડાવવામાં કે ચરાવવામાં કેથે અટકી નહીં જાય. અથવા તે લોક નજર ન લાગવાને માટે બાંધતા હતા. જેમકે હીન્દુસ્થાનના આમ લોક કાલો દોરો એવાજ ખ્યાલથી જનાવરને બાંધે છે. *

૫૩૨ મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ખજુરને જ્યાં સુધી તેની સલાહીયત જાહેર ન થાય (એટલે ગદલું થાય અને લાલ કે પીળું થાય અને ખરવાથી બચે) ત્યાં સુધી વેચવું નહીં.

૫૩૩ મુસલિમમાં ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ) ફરમાવ્યું કે એક દીનારને બે દીનારને બદલે તથા એક દિરહમને બે દિરહમને બદલે તમો નો વેચો.

**ફાયદો.** એટલે ચાંદી સોનામાં વધારે લેવું દેવું વ્યાજ છે.

૫૩૪ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એકને બીજા સાથે બરાબર કર્યા વગર સોનાને સોનાને બદલે નો વેચો અને એકને બીજા પર વધારે નો કરો. અને એકને બીજા સાથે બરાબર કર્યા વગર ચાંદીને ચાંદીને બદલે નો વેચો અને એકને બીજા ઉપર વધારે નો કરો. અને ગાએબ સોના ચાંદીને હાજરને બદલે નો વેચો.

**ફાયદો** હાસલ આ છે કે તોલ માપની ચીજમાં જ્યારે એકજ જાત હોય તો તેનું બરાબર તથા હાથો હાથ વેચવું દુરસ્ત છે. અને વધારે દેવું લેવું દુરસ્ત નથી. અને મુદત ઠેરવવી પણ વ્યાજ છે. અને જ્યારે બે જાત હોય જેમકે સોનાને ચાંદીથી વેચે તો વધારે ઓછું દુરસ્ત છે. પણ તે એવી શરતથી કે હાથો હાથ હોય. એટલે વાયદો હોએ નહીં. અને જો સોનાને સોનાથી અથવા ચાંદીને ચાંદીથી એવી રીતે વેચે કે એક તો તે વેળા મોજુદ હોય અને બીજું ગાએબ હોય એટલે તેના આપવાનો વાયદો હોય તો એ પણ વ્યાજ છે દુરસ્ત નથી. ચાંદી સોનામાં મેલ વાળું અને વગર મેલ વાળુ સરખું છે પણ જો ઘણો મેલ હોય કે (જેથી તે સોનું કે ચાંદી કહેવાતાં ન હોય) તો તેનો હિસાબ કરી લે, (તે અસબાબની ગણત્રીમાં છે.)

૫૩૫ મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ચીજમાં જીવ હોય તેને નિશાનો નો બનાવો.

**ફાયદો.** અબ્દુ-લ્લાહ બીન અબ્બાસે કેટલાક જુવાનોને જોયા કે મરઘીને એક જગ્યા રાખીને તેને તીરથી નિશાન કરે છે. ત્યારે આ હદીસ પઢી. અને કહ્યું કે હજરતે [સલ] એ પર લાનત કરી છે. આથી જણાયું કે જે કેટલાક લોકો જીવતા જાનવરને ચોરંગ બનાવે છે એ છેક હરામ છે અને ઘણાંજ બેદરદ અને સખ્ત દિલ છે કે નકામો અજાબ કરે છે. અને શિકાર પર ટોચ કરવી બેશક દુરસ્ત છે.

૫૩૬ બુખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યારે તમો સુઇ જાઓ તો અગ્નિને ઘરમાં નો રાખો.

**ફાયદો.** એટલાં માટે મના કર્યું કે ઘણું ખરૂં અગ્નિ સળગી ઉઠે છે એટલુંજ નહીં પણ મદીનામાં એવીજ રીતે માણસો અને ઘરો બળી ગયાં હતાં. *

૫૩૭ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે (લડાઇમાં) દુશમનને મળવાની તમારે ખાહેશ કરવી નહીં × અને જ્યારે તેઓ તમને મળે તો સ-

* પણ જો ખુબસુરતીને માટે કંઈ બાંધે તો કશી હરકત નથી. શરહ મશારેક. ગુ. મો.

* વાંચો નં. ૪૧૬ ની હદીસ. ગુ. મો.

× કેમકે એવું કરવું તે જાણે ખુદ પસંદી તથા પોતાની કુવવત ઉપર ભરોસો કરવો છે. અને વળી એવું કર્યાથી દુશમનના મુકાબલામાં ઓછો બંદોબસ્ત કરવો તથા તેઓને નાના સમજવું છે. પણ એ હુશયારી તથા સંભાળને વિરૂધ છે. ગુ. મો.

બર કરો. (જમીને રહો નહાસો નહીં).

**ફાયદો.** કેટલાક નવ જવાન સહાબીઓ કહેતા હતા કે જો કાફેરો અમને મળે તો સારી રીતે તેઓને મારીશું. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે દાવો કરવો સારો નથી. જો કદાપી નહાસાતો ગુનેહગાર થશો.

૫૩૮ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારા ઘરોને કબરસ્થાન કરો નહીં. કેમકે જે ઘરમાં સુરા બકર પઢવામાં આવે છે ત્યાંથી શૈતાન નહાસે છે.

**ફાયદો.** એટલે ઘરમાં મુડદાંઓની જેમ બે અમલ પડી રહ્યા ન કરો. પણ કુર્આન શરીફ પઢયા કરો કે જેથી શૈતાન નહાસે.

૫૩૯ મુસલિમમાં અબુ મરસદ ગનવી (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કબરો પર તમારે બેસવું નહીં. અને તેની તરફ નમાઝ પઢવી નહીં.

**ફાયદો.** એટલે કબરોને એવી જલીલ પણ ન કરો કે તેના ઉપર બેસો અને જાજરૂ કે પેશાબ કરો. અને એટલું માન પણ ન આપો કે તેને કીબલો બનાવીને તે તરફ નમાઝ પઢો અથવા તેઓથી દુઆ માંગો. આથી જણાયું કે કબરોમાં નમાઝ દુરૂસ્ત નથી. *

૫૪૦ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અદેખાઈ ના કરો. અને એક રિવાયતમાં છે કે અદેખાઈ (હસદ) તો બે ચીજમાંજ છે. એક પુરૂષને અલ્લાહે કુર્આન આપ્યું હોય અને તે તેને રાત દિવસ પઢયા કરે. તો તે કહે કે જેવું આને આવડે છે તેવું મને આવડતે તો હું પણ એની જેમ કર્યા કરતે. અને બીજા એક પુરૂષને ખોદાએ માલ આપ્યો હોય અને તે તેને મોકાસર ખર્ચ કરે છે તો તે કહે કે જેવો એને અપાયો તેવો જો મને આપતે તો હું એના જેમ કરતે.

**ફાયદો.** હસદ આ છે કે બીજાનું ભલું જોઇ શકે નહીં અને ચાહે કે તે જતું રહે. આ ઘણું હરામ છે. અને ઘણાં લોકો એ રંજ અને બલામાં સપડાયલા છે. જાણે હસદ કરનાર ખોદા પર ગુસ્સો કરે છે કે કેમ એને આપ્યું. મને કેમ આપ્યું નહીં. પણ કોઇ દીનદારને જોઇને આવી ખાહેશ કરવી કે ખોદા મને પણ એવો કરે તો દુરૂસ્ત છે. એ હસદ નથી એને ગીબતા કહે છે.

૫૪૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આપસમાં અદેખાઈ ના કરો અને દમ દઇને કીમતનો વધારો (એટલે લાડયા પણું નો કરો લેવાનો વિચાર ન હોય ને નકામી કીમત નો વધારો) અને આપસમાં કીનો કપટ નો રાખો અને એક બીજોની જડ નો કાપો. (અથવા આપસમાં પીઠ દઇને નો બેસો) અને ઓ અલ્લાહના બંદાઓ સગો ભાઇઓ થઇ જાઓ.

**ફાયદો.** એટલે જેમ સગા ભાઇઓમાં મોહબ્બત અને ખાતેરદારી થાય છે તેવી સર્વ મુસલમાનોથી કરો. અને કુફરની બુરી આદતોને છોડો.

૫૪૨ મુસલિમમાં ઉમ્મુલ ફદલ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એક વારનું કે બે વારનું (દુધ) ચુસવું (નિકાહને) હરામ કરતું નથી.

**ફાયદો.** ઈમામ શાફેઈ (રહ)ના મજહબમાં પાંચવાર દૂધ ચુસવાથી નિકાહ મના થાય છે એક બે વારથી મના નથી. આ હદીસ પ્રમાણે અને ઇમામ આજમ (રહ) ના મજહબમાં એક બે વાર થી પણ નિકાહ મના છે કારણ કે કુર્આનમાં મુતલક છે [એટલે] એક બે વારનું બંધન નથી. **વલ્લાહો આલમો.**

૫૪૩ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક વારનું કે બે વારનું [દૂધ] ચુસવું (નિકાહને) હરામ કરતું નથી.

૫૪૪ મુસલિમમાં + અબુ જોરૈ હોજમી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નેકી અથવા એહસાનની કોઇ વસ્તુને હલકી

---

* એક અર્થ એના આ છે કે કબરો પર બેસવું નહીં. એટલે ત્યાં એતેકાફ કે છલ્લું બાંધવું નહીં બીમારી વીગેરે માટે ત્યાં થોભવું નહીં. અને તેની તરફ નમાઝ પઢવી નહીં એટલે તેનાથી દુઆ કરવી નહીં દોઆ અલ્લાહથીજ કરવાની છે. ગુ. મો.

+ મશારેકુલ અનવારની શરહમાં છે કે આ હદીસ મુસલિમમાં નથી પણ અબુ દાઉદમાં છે. ગુ. મો.

કે થોડી સમજવી નહી. * (એટલે તે સવાબથી ખાલી નથી) અને ભાઇ મુસલમાનથી તેને વાયદો કરીને તેને વિરૂદ્ધ નો કર.

૫૪૫ મુસલિમમાં અબદુરરહમાન બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તવાગી (બુતો) ની અને પોતાના બાપ દાદાની કસમ નો ખાઓ. =

**ફાયદો.** ખોદા વગર કોઇની કસમ દુરૂસ્તનથી.

૫૪૬ મુસલિમમાં અબદુલ મુત્તલેબ બીન રબીઆ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોહમ્મદ (સલ) ની આલ માટે જકાતનો માલ લેવો હલાલ નથી. + એતો લોકોનો મેલજ છે. ÷

**ફાયદો.** કેટલાક બની હાશિમે હજરત (સલ) ને કહ્યું કે અમને પણ જકાતની તહસીલનો હાકેમ કરીને મોકલો કે જેમ બીજાને લાભ થાય છે તેમ અમને પણ લાભ થાય. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે તમો મારી સગાઇવાળા છો. લોકોનો મેલ કચરો અને સદકો લો એ તમને છાજતું નથી. આ તેમને ઠંડા પાડવા ફરમાવેલું. અને બીજું કારણ આ પણ છે કે હજરત (સલ) જો જકાતને પોતાની આલ અને ઓલાદ માટે દુરૂસ્ત કરતે તો કાફેરો તોહમત આપતે કે પેગમ્બરે પોતાના લાભ માટે જકાત ઠેરવી છે.

૫૪૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે રાતોમાં થી જુમઆની રાતને બેદારી કે તહજ્જુદ માટે ખાસ નો કરો. અને દિવસોમાંથી જુમઆના દિવસને રોજા માટે ખાસ નો કરો પણ *

---

* એહસાનને હલકું કે થોડું જાણવાની બે તરેહ છે એક આ કે કોઈ તારી સાથે ભલાઇ કરે તો તું તેને હલકી તથા થોડીનો જાણ, કે ઉપકાર નહીં માને, તેને તેનો બદલો નહીં આપે, તો તેથી મોહબ્બતમાં કમી થાય. બીજી આ કે તું કોઇની સાથે ભલાઈ કરવાનું વિચારે તો તેને હલકી કે થોડીનો સમજ કે તું નેકી કરતો અટકશે અને તેવી આદત રાખેથી બખીલ થશે ગુ. મો.

= એટલે પૂજાતી વસ્તુ કે જેના પૂજવાથી ગુમરાહી આવે ફરી બુત હોય કે પીર પેગમ્બર હોય તેઓની કસમ ખાવી નહીં. તથા મોહબ્બત અને માનમાં બાપ દાદા સર્વથી વધેલા તેઓની કસમ ખાવી નહીં. આ બેની મનાઈમાં ખોદા સિવાય સર્વ વસ્તુઓ ની કસમ ખાવાની મનાઈ આવી ગઈ. ગુ. મો.

+ બની હાશિમને કે જેમાં સૈયેદો પણ દાખલ થાય છે એઓને જકાતનો માલ લેવો દુરૂસ્ત નથી. હરામ છે. અને જાણી બુજીને આપનારની જકાત અદા થતી નથી. કેટલાક લોકો કહે છે કે આ વખતમાં સૈયેદોને જકાત લેવી દુરૂસ્ત છે કારણ કે પ્રથમ તેઓને ગનીમતના માલથી હિસ્સો મળતો હતો આ વખતમાં મળતો નથી. માટે દુરૂસ્ત છે. તેઓએ આ હદીસ ઉપર ધ્યાન આપવું જોઇએ. એટલે જકાત હરામ થવાનું કારણ કંઇ ગનીમતનો માલજ મળવો ન હતો પણ જકાત લોકોનો મેલ છે માટે બની હાશિમને નહીં દુરૂસ્ત તો તેનું મેલ થવાનું કારણ તો હમણા પણ છે ફરી કેમ દુરૂસ્ત થાય. ? ગુ. મો.

÷ કારણ કે લોકોના ગુનાહ ધોવાવાનું કારણ છે. ગુ. મો.

* ઈમામ તીબી કહે છે કે મનાં થવાનું કારણ આ છે કે અલ્લાહે આ દિવસને પોતાના બંદા માટે ખાસ કર્યો છે તો અલ્લાહે જે કામો તેમાં ખાસ ખાસ કર્યા હોય તે સિવાય બીજા કામોનું ખાસ કરવું દુરૂસ્ત નથી." આ હદીસ ઘણી ખરી બીદઅતોની જડ મુળ કાપે છે. રોજો તથા તહજ્જુદ આ બેઉ ઉમદા ઇબાદત છે છતાં શરીઅતના હુકમથી આગળ ચાલી જુમઆના દિવસે ખાસ કરવાની મના થઈ. તો જે દિવસોનો શરીઅતમાં કંઇ પણ પતો ન હોય તેને માનીતો ગણવો એ છેકબુરૂં છે. રબીઉલ આખરની અગ્યારમી તારીખના દિવસને લોકો માનીતો ગણે છે તેહવારનું માન દે છે એ તેઓની ભુલ છે. એ દિવસની કોઈ રીતની બુઝુરગી શરીઅતમાં નથી. મુંબાઈના કેટલાક લોકો એ દિવસે ધંધો રોજગાર બંધ કરવાને સવાબ જાણે છે તેઓએ સમજવું જોઈએ કે જુમઆનો દિવસ જેનું માન હદીસ કુરઆનમાં છે તે દિવસે ધંધો રોજગાર કરવાનું તો સાફ રીતે કુરઆનમાં છે. તો ફરી એ દિવસે છોડવાનું કેમ સવાબ થાય. વળી એ દિવસે રાંદેરમાં સરઘસનો આકાર નીકળે છે એ પણ જહાલત છે, રિફાઇ ખાનદાન વાળા જો કોઈ કાયદો પોતાના ખાનદાનનો વાપરતા હોય તો જોઈએ કે તેમના ખાનદાનના વડા જે દિવસે વફાતથયા હોય તે દિવસે. સરઘસ કહાડે. હજરત અબદુલ કાદેર જીલાની (રહ) ની વફાત સાથે તેઓને કશો સંબંધ નથી તેમ કાદરી ખાનદાનમાં નિશાન દાયરાનો પતો નથી. ગુ. મો.

જો તમો રોજા રાખ્યા કરતા હો તેમાં જુમઆનો રોજો આવી પડે. (તો તેમાં કશો દોષ નથી.)

**ફાયદો.** જુમઆમાં ગોસલ કરવું અને પ્રથમ વખતમાં જુમઆ મસજીદમાં જવું અને જુમઆની નમાજ પઢવી જરૂર છે. માટે તેની રાતમાં ઉજાગરો કર્યાની અને રોજો રાખ્યાની મના કરી. કે રોજાની સુસતીથી કેથે બીજા કામોમાં નુકસાની નહીં આવે. અને બીજું કારણ આ છે કે ઇબાદતને માટે સર્વ દિવસ બરાબર છે. શરીઅતના હુકમ વગર કોઈ વખતને ફજીલત નથી. પોતાના તરફથી કોઇ વખતમાં ખુસુસીયત લગાડવી કોઇને દુરૂસ્ત નથી.

૫૪૮ બોખારીમાં અબદુ-લ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ઇખિતેલાફનો કરો કેમકે તમારાથી આગલ જે થયાં તેઓએ ઇખતેલાફ કર્યા જેથી તેઓ હલાક થયા.

**ફાયદો.** મસાબીહમાં અબદુ-લ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે એક શખ્સે કુરઆન પઢીયું અને મને તે બીજી રીતે જણાયું હું તેને હજરતની પાસે પકડી લાવ્યો હજરતે (સલ) ફરમાવ્યું કે તમો બને સારી રીતે પઢો છો. ફરી આ હદીસ ફરમાવી. એટલે કુરઆનની કેરાઅત જેટલી તરેહ સિદ્ધ થઇ હોય તેનો નકાર નો કરો.

૫૪૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું પેગમ્બરોમાં એકને બીજા કરતાં બેહતર નો કહો.

**ફાયદો.** એટલે મુળ પેગમ્બરીમાં સર્વ સરખાં છે. એમ ન જાણે કે કોઇ ઘટેલો છે અને કોઇ વધેલો છે. કારણ કે સર્વ પેગમ્બરો ઉપર ઇમાન લાવવું વાજેબ છે. હા, જેટલી જેની બુજુરગી દલીલોથી સિદ્ધ થઇ હોય તેના બ્યાનમાં અને અકીદો રાખવામાં કંઈ દોશ નથી.

* ૫૫૦ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યુ કે સર્વ પેગમ્બરોમાં મને બેહતર નો કહો. કારણ કે કેયામતને દિવસે (સુરની આવાજથી) લોકો બેહોશ થશે, ફરી હું પ્રથમ હોશમાં આવીશ, ત્યારે હું મુસા (અલે) ને એવી રીતે જોઇશ કે અરશના પાયામાંથી એક પાયાને પકડેલો છે. ફરી હું નથી જાણુતો કે તે મારાથી પ્રથમ હોશમાં આવ્યા અથવા તુરની બેહોશી મજરે થઇ.

**ફાયદો.** આ હદીસનો કિસ્સો આગળ બ્યાન થયો છે. * કે એક મુસલમાન હજરત [સલ]-ને સર્વ પેગમ્બરો કરતાં શ્રેષ્ઠ કહેતો હતો અને એક યહુદી હજરત મુસાને શ્રેષ્ઠ કહેતો હતો, ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે અસલ નોબુવવતમાં સર્વ પેગમ્બરો બરાબર છે. જો હજરત (સલ)ને ફજીલત છે તો તે બીજે રસ્તેથી છે. મતલબ આ છે કે એવી રીતે બુજુરગી બ્યાન નહીં કરે કે જેથી બીજા પેગમ્બરોની હલકાઇ થાય.

૫૫૧ બોખારીમાં અબુ તલહા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ઘરમાં કુતરૂં હોય તથા જાનદારની તસવીર હોય તેમાં (રહમતના) ફીરશતા જતા નથી. +

૫૫૨ બોખારી તથા મુસલિમમાં અબ-દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે લોકોએ પોતાના જીવ ઉપર જુલમ કર્યા તેઓના મકાનોમાં તમો નો જાઓ. એવું ન થાય કે જે અજાબ તેઓને થયો તે તમને લાગે. પણ જો (ખોદાના ડરથી) રડતાં ત્યાં જાઓ [તો કશો દોશ નથી.]

**ફાયદો.** બોખારી તથા મુસલિમમાં અબુ તલહા (રદી) થી રિવાયત છે કે અમો એકવાર હજરત (સલ) ની સાથે સમૂદ કોમના મુલકમાં કે જેનું નામ હિજર છે, ગયા. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. અને ત્યાંથી જ લદી નીકળી ગયા. અને ત્યાંનું પાણી પીવાની મના કરી. અને જેણે તે પાણીથી આટો ગુંદો હતો તે ફેંકાવ્યો. આથી જણાયું કે જે કોમ પર ખોદાનો અજાબ થયો હોય ત્યાં કેયામત સુધી ખોદાની માર અને બેબરકતી રહે છે. સમુદ કોમમાં હજરત સાલેહ (અલે) પેગમ્બર હતા. જયારે તેઓએ પેગમ્બરને ન માન્યા તો તે પર ખોદાનો અજાબ આવ્યો સર્વ મરી ગયા. તેઓના ઘરો શામ અને હેજાજ

---

* વાંચો ના. ૪૪૧ ગુ. મો.

* વાંચો ના. ૨૨૭ ગુ. મો.

બેની વચ્ચે છે.

૫૫૩ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો તમારા જાન માટે ભલાઇનીજ દોઆ કર્યા કરો. કારણ કે જે તમે કહો છો તે પર ફીરશતા **આમીન** * કહે છે.

**ફાયદો.** હજરત ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે મારો પેહેલો ધણી એટલે અબુ સલમાં મરી ગયો લોક તેના ગમમાં પોતાને બદ દોઆ કરવા લાગ્યા ત્યારે આ હદીસ ફરમાવી. એટલે તે વખતે ફીરશતા મોજુદ હોય છે બદ દોઆ નો કરો. નહીં તો તેમની આમીન કહેવાથી તે કામ થશે.

૫૫૪ મુસલિમમાં જાબેર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોસિન્ના વગર * જુબહ નો કરો પણ જો તમને મુશકેલ પડે (એટલે નહીં મળે) તો સાત મહીનાનો દુન્બો જુબહ કરો.

**ફાયદો.** બકરી અને ઘેટું એક વર્ષથી ઓછાનું દુરૂસ્ત નથી. પણ સાત મહીનાના દુન્બાની કુરબાની કરવી દુરૂસ્ત છે.

૫૫૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી એક મરદ કે જેનું નામ જહજાહ છે તે બાદશાહ નહી થશે ત્યાં સુધી રાત તથા દિવસો પુરાં નહીં થશે.

**ફાયદો.** એટલે જહજાહની સલતનત વગર કેયામત થશે નહીં. કેયામતથી પેહેલાં એ નામનો બાદશાહ જરૂર થશે. પણ આ જણાયું નથી કે તે ક્યારે થશે અને ક્યાં થશે.

૫૫૬ બોખારી તથા મુસલિમમાં અબુ બકરા, જરીર, અને અબ્દુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મારી પછી તમારે કાફેર થવું નહીં કે તમારામાંનો એક બીજાની ગરદન મારે.

**ફાયદો.** હજરતે (હલ) આખર ઉમરમાં હજજતુલ વિદાઅમાં આ હદીસ ફરમાવી. એટલે આપસમાં એકે બીજાને કતલ કરવું કાફેરોની આદત છે તમારે એવું કરવું નહીં.

૫૫૭ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જહંનમ હમેશ કહેતી રહે છે કે શું કંઇ વધારે છે? તે એટલે સુધી કે ઇજ્જતવાળો પરવરદિગાર પોતાનો કદમ તેમાં મુકશે, ત્યારે તે કહેશે કે બસ બસ તારી ઇજ્જતની કસમ અને સંકોચાઇ જશે.

**ફાયદો.** એટલે લાખો કાફેર તેમાં પડ્યાં છતાં તેની ભૂખ ભાંગશે નહીં અને હમેશ વધારો માંગ્યા કરશે. જ્યારે અલ્લાહ તેમાં કુદરતનો કદમ રાખશે ત્યારે તેનું પેટ ભરાશે. અને જોશ મટશે. ખોદા જાણે તે કદમ શું છે. અને કેવો છે? હયાં અકલનો કદમ દોડાવવો મુનાસેબ નથી. જેવું રિવાયતમાં આવ્યું હોય તેવું માનવું જોઇએ અને કહેવું જોઇએ. **વલ્લાહો આલમો.**

૫૫૮ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી એક ટોળું હમેશ દીને હકક ઉપર લડતું રહેશે. * કેયામત સુધી ગાલેબ રહેશે. ફરી ઇસા (અલે) ઉતરશે ત્યારે તમારો ઇમામ (એટલે ઇમામ મહદી) કહેશે કે આઓ ઇમામ

* આમીન શબ્દની જગ્યા ગુજરાતીમાં "તથાસ્તુ" છે અને એનો અર્થ "તેમ થાઓ"નો છે. ગુ. મો.

* એટલે બકરી તથા ઘેટું એક વર્ષના ગાય બે વર્ષની અને ઉંટ પાંચ વર્ષનું કુરબાનીમાં જુબહ કરવા જોઈએ. ગુ. મો.

* આ હદીસમાં મુસલમાનના કતલ કરવાને કુફર કહેવાયું છે તો તેની મતલબ કુફરાને નેઅમત છે. એટલે ઇસ્લામની નેઅમતના અપકાર (ના શુકર) થવું નહીં. કારણ કે ઇસ્લામનો શુકર તો આ છે કે મુસલમાનોથી મોહબ્બત રાખે. અથવા એની મતલબ આ છે કે કાફેરોને જેવા થાઓ નહીં તેઓની આદત એક બીજાની કતલ કરવાની છે. અથવા એની મતલબ આ છે કે તમો ખરેખરા કાફેર નો બનો એક બીજાને કતલ કરવાનું હલાલ સમજીને. કારણ કે કતલ કરવું ગુનોહ કબીરો છે અને કબીરા ગુનાહને હલાલ જાણવાથી કાફેર થાય છે. ગુ. મો.

* આથી જણાયું કે જેહાદનો કાયદો હમેશ જારી છે. આઉપર થી ફોકહાઓએ કહ્યું છે કે જેહાદ હમેશા ફરજે કિફાયા છે. અને કાફેરો ચઢી આવે ત્યારે તો ફરજે એન છે. ગુ. મો.

બનીને અમને નમાજ પઢાવો તો તેવણુ કહેશે કે નહીં. તમો આપ આપમાં એક બીજાના સરદાર છો ખોદાએ આ ઉમ્મતને બુજુરગી આપી છે.

**ફાયદો.** આ હદીસથી જણાયું કે કેયામત સુધી ઇસલામ ગાલેબ રહેશે. જો અમારી શામતથી * હિન્દુસ્થાનમાં ઇસલામ મગલુબ (દબેલું) છે તો શું થયું ? બીજા મુલકોમાં જેમકે રૂમ તોરાન અને મગરેબમાં ઇસલામ ગાલેબ છે. અને જેહાદ જારી છે. અલ હમ્દો લિલ્લાહ.

૫૫૯ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને પિશાબ કરતાં ન અટકાવો. અને તેને છોડો. (કે તે પિશાબ પૂરી કરે)" આથી મતલબ તે ગામડિયો છે કે જેણે મસજીદમાં પિશાબ કરી હતી.

**ફાયદો.** એક ગમાર મસજીદમાં પિશાબ કરવા લાગ્યો. સહાબીએએ તેને ધમકાવ્યો ત્યારે હજરતે [સલ] આ હદીસ ફરમાવી. એટલે તેણે હવે તો નાદાનીથી પિશાબ કરી દીધી હવે કરવા દો ફરી હજરતે [સલ] તેને સમજાવ્યો કે મસજીદ ઇબાદતની જગ્યા છે. હયાં નજાસત જોઇએ નહી. ફરી તે જગ્યાને ધોવડાવી.

૫૬૦ મુસલિમમાં જૈનબ બીનતે અબુ સલમા હજરત (સલ) ની પાળક છોકરી [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો પોતાને પાક નો ઠેરવો. તમારામાં વધારે નેક કોણ છે તેને અલ્લાહજ જાણે છે.

**ફાયદો.** મસાબીહમાં જૈનબ (રદી) થી રિવાયત છે કે મારૂં નામ પ્રથમ બર્રા હતું તેનો અર્થ પવિત્ર (અથવા નેકી વાળી) હતો. હજરતે (સલ) મારૂં નામ બદલીને જૈનબ રાખ્યું અને આ હદીસ ફરમાવી એવીજ રીતે હજરતે (સલ) જે નામોમાં પોતાની સફાઇ * અથવા શિર્ક હતા જેમકે અબદુસ શમસ તેવાં ઘણાં નામો બદલ્યાં છે

૫૬૧ મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો કુરઆન લઇને સફર નો કરો. કેમકે દુશમન તેને લ્યે એથી હું નડર (બેખોફ) નથી.

**ફાયદો.** એટલે જો લશકર ઓછું હોયતો કાફેરોના મુલકમાં કુરઆન શરીફ નહીં લઈ જાઓ કે કાફેરો તેની બેઅદબી કરશે. પણ જો ઇસલામનું લશકર ઘણું હોય તો કુરઆન લઇ જવામાં કશી હરકત નથી.

૫૬૨ બોખારી તથા મુસલિમમાં અબદુર્રેહમાન બીન સમોરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું હોકુમતને નો માંગ. કારણ કે જો વગર માંગે તે તેને મળશે તો તને તે વિષે મદદ થશે. અને જો તે તને માંગ્યાથી મળશે તો તું તે હુકુમતની તરફ સોંપાશે. ×"એટલે ખોદાની તરફથી તારી મદદ થશે નહીં.

૫૬૩ બોખારીમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ ઓરત પોતાની બેન મુસલમાનની તલાકની માંગણી કરે નહીં કે જેથી તેની સાનકીમાંનું પોતે લ્યે. (એટલે જે તેણીને ધણી તરફથી મળતું હતું તે પોતે લ્યે) પણ તેને જોઇએ તો (વગર તલાકની શરતે) નિકાહ કરે. કેમકે જે તેની કિસમત માં હશે તેજ તેને મળશે.

**ફાયદો.** એટલે જે સ્ત્રી બાયડી વાળા પુરૂષની સાથે નિકાહ કરવા ચાહે તો તે આગળી બાયડીની તલાકની માંગણી નહીં કરે. કે તેનો સર્વ માલ

---

* એટલે અમારા બુરા ચલણો ને લીધે. તારીખ જોતાં માલમ પડે છે કે જયાં સુધી મુસલમાનો ઈસ્લામ ઉપર ચુસ્ત હતા ત્યાં સુધી તેઓનો વિજય થયો હાલમાં કાબુલની સલતનતમાં ઈસ્લામી કાયદાની સંભાળ સારી છે તે પ્રમાણે ખોદાએ તેને બળવંત કર્યું છે. ખોદા એને હમેશ ચઢતું રાખો. ગુ. મો.

* એવીજ રીતે જે નામમાં બુરાઈ હોય તેને પણ હજરત (સલ) બદલતા હતા. હજરત ઓમર (રદી) ની એક છોકરીનું નામ આસીયા એટલે ગુનોહ કરનારી હતું, તો હજરતે તે નામને બદલી તેણીનું નામ જમીલા એટલે સુંદર રાખ્યું. ગુ. મો

× એટલે જ્યારે તેં તારાપર ભરોસો કરીને હોકુમતની લાલચ કરી તો તું તે હોકુમતની તરફ સોંપાયલો થશે. તે એવી રીતે કે તું જાણે તારૂં કામ જાણે. વકફ ખાતાના મોતવલ્લી થવું પણ એજ કાયદામાં છે એટલે જો માંગીને મોતવલ્લી થશે તો ખરાબીમાં પડશે નહીંતો ખોદાની મદદ થશે. ગુ. મો.

તેને મળે પણ પોતાની કિસમત ઉપર રાજી રહે.

૫૬૪ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેણીઓમાંથી જે સ્ત્રી મને પૂછશે તેને હું ખબર કરીશ." એટલે આ વાતની કે આએશા (રદી) એ મને પસંદ કર્યો છે.

**ફાયદો.** જ્યારે કુરઆનમાં પસંદ કરવાની આયત ઉતરી એટલે હુકમ થયો કે પેગમ્બરની બીબીઓ યાતો અલ્લાહ અને અલ્લાહના રસુલને પસંદ કરે અને ફકીરી ફાકા ઉપર સબર કરે અથવા દુન્યાને પસંદ કરે અને જૂદી થાય. તો પ્રથમ હજરત આએશાએ (રદી) અલ્લાહ અને રસુલને અખત્યાર કર્યા અને દુન્યાને છોડી અને અરજ કરી કે ઓ હજરત અલ્લાહ અને રસુલને મારા અખત્યાર કરવાની બીજી બીબીઓને ખબર કરવી નહીં. એટલે તેઓ મારો હીરસ કરશે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આ હદીસનો કીસ્સો આગળ પણ આવી ગયો છે. ×

૫૬૫ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો મુડદાંઓને નો ગાળો ભાંડો (અને બુરૂં નો કહો) કેમકે તેઓ પોતાના કર્યાને પોંહોંચી ગયાં છે.

**ફાયદો** એટલે મુડદાંએ જે ભલાં બુરાં કામ કર્યાં હતાં તેનો સવાબ અથવા અજાબ તેમને કબરોમાં પુગ્યો છે હવે તેઓને બુરૂં કહેવું નીરલાભ છે. એટલુંજ નહીં પણ તેમની જીવતી ઓલાદને નાહકક રંજ આપવો છે.

૫૬૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારા સહાબીઓને તમો ગાળ નો આપો [તથા બુરૂં નો કહો] મારા સહાબીઓ ને ગાળ નો આપો. કસમ છે તે જાતની કે જેના હાથમાં મારો જીવ છે, જો તમારામાંના કોઇએ ઓહોદ પર્વત જેટલું સોનું ખોદાના માર્ગમાં ખરચ્યું હશે તો તેઓમાંના કોઇના એક મુદ અથવા અડધા મુદ બરાબર થશે નહીં. (એટલે દોઢ શેર કે તેના અડધા અનાજના સવાબ જેટલું પણ તમારૂં સોનું થશે નહીં.)

**ફાયદો** એટલે સહાબીઓએ તે વખતમાં માલ ખરચ કર્યો કે જ્યારે ઇસ્લામ ઘણુંજ કમ જોર હતું, અને પૂર તંગીમાં હતું. તેઓનાજ માલ ખરચ કર્યાથી તથા જેહાદ કર્યાથી તથા જાનફેશાની [કોશીશ] કર્યાથી સપ્તદ્વીપ (સાત ઇકલીમો) માં ઇસ્લામ ફેલાયું, એજ કારણથી આખા કુરઆનમાં મોહાજેરો તથા અનસારની તારીફ ભરેલી છે. તો જણાઈ આવ્યું કે તેમની ઇબાદત બરાબર કેયામત સુધી કોઈની ઇબાદત થઇ શકિત નથી. તો એવા દીનના સરદારોને બુરૂં કહેવું કેમ કરીને દુરસ્ત હોય. જે એઅદબો હજરત (સલ) ના સહાબીઓને બુરૂં કહે છે અને જાણી બુજીને તેઓના કમાલને મટાડે છે તેઓને ખોદા સમજે.

૫૬૭ મુસલિમમાં સમોરા બીન જુનદબ [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તુ તારા ગુલામનું નામ યસાર, રબાહ, નજીહ અને અફલહ નો રાખ કારણકે તું કેહશે કે ત્યાં તે (ગુલામ) છે? અને તે ત્યાં ન હશે તો કહેશે કે નથી. (જેથી તને રંજ થશે) આતો * ચારજ નામ છે એથી વધારે (પોતાના તરફથી વધારવું નહીં અને) મારા પર જૂઠ બાંધવું નહીં.

**ફાયદો.** લોકોની દસ્તુર આ છે કે ગુલામોના નામો ઘણુંખરૂં બરકતને માટે સારાં રાખે છે જેમકે નફઅ, આસાન, મતલબ, નજાત, અને એવીજ રીતે મોબારક, વફાદાર. અને જુઓ તો કદી એની મતલબ ઉલટી થાય છે તો તેથી અપસુકન લઇને ગમગીન થાય છે. જેમકે કોઇ પૂછે કે નજાત અથવા મોબરક છે? કોઇ જવાબમાં કહે કે નથી. એટલે મોબારક તથા નજાત નથી. તો [એ નામોના અર્થ જોતાં] મતલબ બદલાઇ ગઈ માટે હજરતે (સલ) મના કરી. એટલે એવા નામ રાખવાની શી જરૂર કે જેથી રંજ (અને દુઃખ) થાય. અને કેટલાક કહે છે કે આ હુકમ ઇસ્લામની શરૂમાં હતો જ્યારે લોકોનો અકીદો ઠીક થયો અને તકદીરને સમજવા લાગ્યા તો એવાં નામો રાખવાં દુરસ્ત થયાં.

૫૬૮ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું તેને વેચતો નો લે. અને તારા સદકાની તરફ વલણ નો કર અગર જો તે તને એક દિરહમમાં આપે. કારણકે પોતાના સદકાને ફેરવી લેવું એવું છે

× વાંચો ના. ૨૮૨, ૪૨૩. ગુા. મો.

*"આતો ચારજ છે" ના શબ્દથી તે છેવટ સુધી આ રિવાયત કરનારનો વાકય છે. ગુા. મો.

જેવું કોઇ પોતાની ઓકને પાછી ગળે આ હદીસ હજરતે (સલ) ઓમર (રદી) ને કહેલી જ્યારે તેવણે અલ્લાહના માર્ગમાં સવારી માટે કોઇને ઘોડો આપેલો ફરી જેની પાસે હતો તેણે તેને બરબાદ કરેલો સુકવી નાખેલો તો એવણે તેને ખરીદવાનો વિચાર કર્યો ત્યારે.

**ફાયદો.** આ હદીસથી જણાયું કે જેચીજ ખોદાના માર્ગમાં આપી હોય તેને ખરીદીને પણ ન લ્યે

૫૬૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા(રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ત્રણ મસજેદો મસજીદે હરામ (એટલે અદબવાળી મસજીદ કાબા) મસજીદે રસૂલ અને મસજેદિલ અકસા (એટલે બૈતુલ મોકદ્દસની મસજીદ) * સિવાય કજાવા (શુગદુફવગેરે) બંધાએ નહીં (એટલે) ત્રણ મસજીદ વગર સફર કરવી દુરસ્ત નથી.

**ફાયદો.** આ હદીસ પ્રમાણે એહતેયાતવાળા ઘણા ઓલમા અવલેયા અને બુજરગોની કબરો પર જવું જો તે ત્રણ મંજલ અથવા તેથી વધુ દુર હોય તો દુરસ્ત જાણતા નથી. ✻ અને કેટલાક કહે છે કે આ હદીસમાં માત્ર મસજીદોનું બયાન

* તસીરૂલ વોસુલમાં બૈતુલ મોકદ્દસની મસજીદ વિષે છે. હજરતે (સ) ફરમાવ્યું છે કે "ત્યાં તમો જાઓ અને નમાજ પઢો. ફરી જો તમો ત્યાં નહીં જાઓ તો તેલ મોકલો કે તેની કંદીલોમાં સળગાવાય" ગુ. મો.

+ ત્રણ મનજલ કે તેથી વધારેની સફર કરી કોઈ બુજરગની જીયારત કરવા જવું દુરસ્ત છે કે નહીં, એ વિષે ઓલમા મતફેર છે. કેટલાક કહે છે કે આ હદીસમાં મસજીદનું બયાન છે એટલે ત્રણ મસજીદો સિવાય બીજી કોઈ મસજીદમાં ઈબાદત કરવા સફર કરવી દુરસ્ત નથી. બીજા ઓલમા કહે છે કે બુજરગોની જીયારત કરવા પણ સફર કરીને જવું દુરસ્ત નથી અને એજ વાત ઠીક લાગે છે. વિશેષ કરીને આ વખતમાં કે કોઈ અજમેરના કેટલાક ફેરાને હજ્જ સમજે છે. કેટલાક અહમદાબાદના બુજરગોની જીયારતને હજ્જ કબુલ થવાનું કારણ સમજે છે. કોઈ કહે છે "નેસ્ત કાબા દર દકન જુજ દરગહે ગેસુ દરાજ" કોઈ કહે છે "જાએરાંસે આસતાને કે તેરે ઐ કિબલ ગાહ * હાજીયોંકુ હમસરી કરનેકા કબ મકદુર હય" કેટલાકોને હજ્જ કાવી મયસ્સર નથી. પણ બુજરગોની જીયારતમાં હમેશ જવાય. વળી આ મતનો ટેકો સહાબાના કોલથી પણ મળે છે. મોઅત્તામાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે તેવણે કહ્યું કે હું કોહેતુરની તરફ ગયો. ત્યાં કઅબુલ અહબારની મુલાકાત કરી તેમની સાથે હદીસો તથા તોરાત સંબંધી કેટલીક વાત ચીત થઈ ફરી તેમણે પાછા ફરયા ત્યારે અબુ બસરા (રદી) થી મુલાકાત થઈ. તેમણે પૂછ્યું કે તમો કયાંથી આવો છો ? મેં કહ્યું કોહેતુરથી આવું છું તેવણે કહ્યું કે જો હું પ્રથમથી તમારી મુલાકાત કરતે તો તે તરફ તમને જવા દેતે નહીં. મેં રસુલ-લ્લાહથી સાંભળ્યું છે કે અદબવાળી મસજીદ તથા મારી આ મસજીદ તથા બૈતુલ મોકદ્દસની મસજીદ સિવાય સવારી કામમાં લેવાય નહીં." એની શરહ બુખારી જીલદ ૩થી જણાય છે કે આ હદીસ તબરાની વગેરેમાં પણ છે. કોહેતુર પણ જીયારતની જગ્યા છે તેની જીયારત આ હદીસને આધારે સહાબીએ મના કરી. વળી હજરત મોહમ્મદ [સલ] ની કબર સિવાય બીજા પેગમ્બરોની કબરોની જીયારત કરવા જવું કોઈ હદીસમાં નથી તથા કોઈ સહાબીનું જવું સાબેત નથી. અને જુઓ તો તેઓ દીની કામમાં કોશીશ કરનારા હતા. જામેએ સગીરની શરહ મોટી મનાવીમાં છે કે હઝરત [સલ]ની માત્ર જીયારત કરવાની સફરને ઈમામ માલિક મના કરે છે." મુસલિમની શરહ નવવીમાં છે કે ત્રણ મસજીદો સિવાય બીજી જગ્યા બુજરગોની કબરોએ જીયારત કરવા જવાને તથા બીજી બુજુરગીવાળી જગ્યાએ સફર કરવાને અબુ મોહમ્મદ જોવેની હરામ કહે છે તથા કાજી અયાજ એ વાતને પસંદ રાખે છે." અને ગેર મોકલ્લેદો એ બાબતમાં ઈમામ માલિક વગેરેના મત ઉપર છે. પણ કોઈ મસજીદે નબવીની નૈયતથી સફર કરે અને ફરી નબી સાહેબની જીયારત કરે એને કોઇ મના કરનાર નથી. પણ હરકોઈ તેને ફજીલત તથા મોટી નેઅમત સમજે છે. અને મારો મત આ છે કે હજરત (સલ)ની કબર મુબારકની જીયારત માટે સફર કરવી ઘણી ફજીલતનું કામ છે. પણ હજરતની કબર સિવાય બીજી કોઈ કબર તરફ જીયારત માટે સફર કરવી હરામ છે. કેથે ગયા હોય અને ત્યાં કોઈ મુસલમાનની કબરની જીયારત કરવી સવાબ છે. અને નબી સાહેબ (સલ) ની કબરની જીયારત કરવી ઘણું ફજીલતનું કામ છે પણ તે હજ્જનું ફરજ કે વાજેબ કે મુસ્તહબ નથી. એ એક જૂદી મુસ્તહબ છે. ફતાવા આલમગીરીમાં છે કે હજરતની કબરની જીયારત કરવી અમારા [હનફીયોના] મશાએખોની નજદીક મુસ્તહબ છે. દુર્રે મુખ્તારમાં પણ એને મુસ્તહબ લખી છે અને વાજેબના મતને "કીલ" કહી જઈફ બતાવ્યો છે. અને દુર્રે મુખ્તારના હાશયા "શામી" માં જીયારતના મુસ્તહબ થવા ઉપર મુસલમાનોનો ઇજમા લખ્યો છે ગુ. મો.

છે એટલે ઇબાદતને માટે સર્વ મસજીદો બરાબ-ર છે. આ ત્રણે મસજીદો વગર બીજા કોઇ શેહેરની મસજીદમાં સફર કરીને જવું દુરસ્ત નથી. મસજીદો સિવાય બીજી જગ્યાઓને તબરરૂકવાળી જાણીને (સફર કરીને) જવું આ હદીસમાં મના નથી વલ્લાહો આલમ. અને હદીસ શરીફમાં છે કે હજરતે (સલ) ફરમાવ્યુ છે કે મારી મસજીદમાં એક વાર નમાજ પઢવી બીજી મસજીદોથી હજાર ગણી અફજલ છે. અને કાબામાં નમાજ પઢવી મારી મસજીદથી સો વાર અફજલ છે તો જણાઇ ગયું કે કાબામાં નમાજ પઢવી બીજી મસજીદોથી લાખ વાર અફજલ છે.

૫૭૦ મુસલિમમાં અબુ બરજા (રદી) થી રિવયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમારી સાથે તે ઊંટડી નહીં રહે કે જેના ઉપર લાનત છે.

**ફાયદો.** હજરત (સલ) સફરમાં હતા એક સ્ત્રીએ પોતાની ઊંટડી ઉપર લાનત કરી ત્યારે હજરતે આ હદીસ ફરમાવી . આ ઠપકાને માટે ફરમાવેલું કે જેથી લાનત કરવાની ટેવ છોડે. આથી જણાયું કે જાનવર ઉપર પણ લાનત કરવી દુરૂસ્ત નથી.

૫૭૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ઘરમાં કુતરૂં કે ઘંટ (અથવા ઘાટરડી) હોય તેમાં (રહમતના) ફીરશતા સાથે રહેતા નથી +

૫૭૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કિતાબવાળા [એટલે યહુદ અને નસારા] ને તમો નો સાચવો અને નો જૂઠવો પણ તમો કહો કે અમો ઇમાન લાવ્યા અલ્લાહ પર તથા તે ચીજ પર કે જે અમારા તરફ ઉતરી" એટલે કુરઆન પર અને જે અમારેથી આગળા પેગમ્બર પર ઉતરેલું તે પર.

**ફાયદો.** હજરત (સલ)ના વખતમાં યહુદીઓ તૌરાતને ઇબરાની (હેબ્રુ) ભાષામાં પઢતા હતા. એને મુસલમાનો માટે અરબીમાં તેનો તરજુમો કરતા હતા. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે એને સાચું નો જાણો કદાપી એઓએ મજમુનમાં ફેરફાર કર્યું હોય. અને જૂઠું પણ ન જાણો કદાપી તે સાચી વાત હોય * પણ મુજમલ (સામટી) રીતે એમ કહો કે અમો કુરઆન, તૌરાત, અને ઇનજીલને માનીએ છીએ અમને તમારો ભરોસો નથી. ખોદા જાણે કે તમોએ શું રાખ્યું છે અને શું બગાડયું છે.

૫૭૩ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો ઊંટડી તથા બકરીમાં કંઇ તકનું દુધ રોકી નો રાખો. ફરી જે કોઇ તેવાં જાનવરને ખરીદશે તો રહેવા દે. અને જો ચાહે તો એક સાઅ ખજુરનો બદલો દઇને પાછું ફેરવે.

**ફાયદો.** દગલ બાજોની દસ્તુર છે કે કેટલીક તકનું દૂધ ગાય બકરીમાં ભેગું કરે છે કે જેથી ખરીદનાર ધોકામાં આવીને ખરીદે. તો હજરતે(સલ) ફરમાવ્યું કે ખરીદયા પછી તેને અખત્યાર છે જોઇએ રાખે જોઇએ પાછી ફેરવે બદલો આપીને ઇમામ શાફેઇ (રહ) નો આજ મજહબ છે. અને ઇમામ આજમ (રહ) ના મજહબમાં બદલો આપવો નથી. કારણ કે જાનવરનો દાણો તથા ચારો બદલો થઈ ગયો. જેમકે પ્રથમ અધ્યાયમાં આ મજમુન બયાન થયું છે. (વાંચો ના. ૨૯)

૫૭૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સ્ત્રી પોતાના ખાવિન્દ હાજર હોવા છતાં તેના વગર હુકમે (નફલ) રોજો રાખે નહીં અને ધણીના હોવા છતાં તેના વગર હુકમે તેના ઘરમાં કોઈને આવવાનો હુકમ આપે નહીં. અને પતીની કમાઇમાંથી વગર તેના હુકમે અલ્લાહ વાસતે ખેરાત કરશે તો તેનો અડધો સવાબ તેના ખાવિન્દને થશે.

+ આથી જણાયું છે કે જાનવરોને ઘાટરડી કે ઘુઘરો બાંધવો તથા ગાડીમાં ઘાટરડી રાખવી મકરૂહ છે. પણ શરહ મશારેક વગેરેમાં છે કે જો તેમાં કંઈ લાભ હોય તો મના નથી. ગુ. મો.

* એટલે જે મજમુનનું સાચું થવું કે જૂઠું થવું કુરઆન શરીફથી સિદ્ધ થયું ન હોય તેને માટે આ હુકમ છે. પણ જેનું જુઠું થવું બયાન થયું હોય તેને જુઠુંજ જાણવું અને જેને સાચવ્યું હોય તેને સાચુંજ જાણવું. ગુ. મો.

**ફાયદા.** આ હદીસમાં ધણીના હકકો બાયડી ઉપર ફરમાવ્યા છે. ફરજ રોજામાં ખાવિન્દના હુકમ લેવાની જરૂર નથી, પણ નફલ રોજો વગર તેની મરજીએ દુરૂસ્ત નથી, કે મરદને કોઈ રીતે તકલીફ થાય નહીં. અને ખાવિન્દની કમાઇમાંથી ખોદાના માર્ગમાં આપવું ત્યારે દુરૂસ્ત છે કે તેનો ખુલ્લો હુકમ હોય. અથવા જો સાંભળે તો તેને દુઃખ થાય નહીં પણ જો તે નારાજ થતો હોય અથવા મના કરી હોય તો બાયડીને કોઇ રીતે આપવું દુરૂસ્ત નથી.

૫૭૫ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેવી રીતે ઇસા બીન મરયમ (અલે) ની હદથી વધારે તારીફ થઇ તેવી રીતે મારી તારીફ નો કરો. અને કહો કે હું * ખોદાનો બંદો છું અને તેનો રસુલ છું.

**ફાયદા.** એટલે જેવી રીતે નસારાઓ (ખ્રીસ્તિઓ) એ બેહદ ઘણી વધારીને ઇસા (અલે) ની તારીફ કરી કેટલાકોએ તેમને ખોદાના દીકરા કહ્યા અને કેટલાકોએ ખોદા કહ્યા. તો ઓ મુસલમાનો તમારે તેવી તારીફ નહીં કરવી કાફેર થઇ જશો. મારી તારીફ તો આટલી બસ થાય છે કે હું ખોદાનો બંદો તથા ખોદાનો પેગામ લાવનર છું. એટલે જ્યારે પેગમ્બર કહ્યા તો ખોદા સિવાય જેટલા કમાલાત માણસને માટે બનવા જોગ હતા તે સર્વ આવી ગયા. પેગમ્બર સર્વ જહાનથી બેહતર ખોદાના અમાનતદાર સર્વ ગુનાહોથી માસુમ થાય છે. એટલે પેગમ્બર સિવાય હવે કઇ તારીફ રહી ગઈ છે જે મને કહેશો. આ હદીસથી જણાયું કે આ જે જાહેલોમાં મશહુર છે કે નબી દરેક કામના મુખત્યાર છે જે ચાહે તે કરી શકે એ શિર્ક છે. + એમાં તો પેગમ્બર માટે ખોદાઇ સિદ્ધ થઇ. અને જે વાતની હજરતે (સલ) મના કરી હતી તેજ વાત બે અદબ જાહેલોએ કહી.

૫૭૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) હસ્સાન બીન સાબેત (રદી) ને ફરમાવ્યું કે તું જલદી નો કર કારણ કે અબુ બકર ખચીત કોરેશના નસબ (વંશાવળી) ને સર્વથી સારી રીતે જાણે છે અને મારી સગાઇ તેઓની સાથે છે. જ્યાં સુધી મારી વંશાવળીને તેઓની વંશાવળીથી જૂદી નહીં પાડે (ત્યાં સુધી નિન્દા (હજો) નો કર).

**ફાયદા.** રિવાયત છે કે કોરેશના કાફેરોએ હજરતની તથા હજરતના સહાબાની નિન્દા કરી હતી. હસ્સાન (રદી) જે મોટા શાએર (કવી) હતા તેમને આ હદીસ ફરમાવી. એટલે કોરેશ મારી સગાઇમાં છે, માટે તેઓની એવી હજો નહીં કરવી કે મારા બાપ દાદા પણ તેમાં ભેળાય અબુ બકરથી એની તપાસ કરી લે તે કોરેશના નસબને વધારે જાણનાર છે.

૫૭૭ બોખારીમાં અબદુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખુદાના અજાબથી કોઇને નો અજાબ કરો." એટલે અગ્નિથી કોઇને નો બાળો.

**ફાયદા.** અલી મુરતજાએ (રદી) જીન્દીક એટલે બે દીન લોકોને બાળી નંખાવ્યા. જ્યારે અબદુ-લ્લાહ બીન અબ્બાસે એ સાંભળ્યું તો આ હદીસ બ્યાન કરી. અને કહ્યું કે જો હું તે વખતે હોત તો બાળતે નહીં પણ તેઓને કતલ કરતે. કારણ કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ ઇસલામ છોડી બીજું દીન બદલે તેને કતલ કરો.

૫૭૮ મુસલિમમાં ઓફ બીન માલિક (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઓ ખાલિદ તું તેને નો આપ. ઓ ખાલિદ તું તેને નો આપ. શું તમો મારા બનાવેલા હાકેમોને છોડનારા છો? તમારી મિસાલ અને તેઓની મિસાલ તો આજ છે કે એક પુરૂષ ઉંટ તથા બકરીઓ ચરાવવા માટે રખાયો ફરી તેણે તેને ચરાવ્યાં ને તેને પાણી પાવાના વખતને તે જોતો રહયો ફરી તેને હોજ ઉપર લાવ્યો. ને તે તેમાં

---

* હજરતે (સલ] પોતાનું બંદા થવું પોતાની તારીફમાં દાખલ કર્યું છે. એમાં લોકોના અકીદાની સંભાળ પણ સમાયલી છે. ખ્રીસ્તીઓએ હજરત ઈસા [અલે] ઉપર શબ્દ બંદાનો વાપરવો બુરો જાણ્યો તો તેઓ ગુમરાહ થયા ગુ. મો.

\+ અલ્લાહ તઆલા કહે છે' તું કહે [ઓ મોહમ્મદ] હું મારા જાન માટે નફા તથા નુકસાનનો માલિક નથી. પણ જે ખોદાએ ચાહ્યું હોય. સુરા આરાફ ૭; ૧૮૭ ગુ. મો.

ઘુસ્યાં ફરી તેનું સાફ પાણી પીધું અને ડોહળાયલું રહેવા દીધું. તો તે સાફ સાફ તમને છે અને તે ડોહળાયળું તેઓ માટે છે. (એટલે ગનીમતોનો માલ તો લશ્કરનો છે અને સર્વ લશ્કરની ફિકર અને કંઇ કસુર થાય તો બદનામી અને પકડ એ હાકેમો ઉપર છે)" આ હજરતે (સલ) ઓફ બીન માલિકને કહેલી. ઓફ બીન માલિકે હજરત (સલ) ને હિમયર કોમના એક શખ્સે મુતાની લડાઇમાં દુશ્મનના એક શખ્સને મારવાની ખબર કરેલી તથા હજરતે ખાલિદને કહેલું કે મરાયલાનો માલ કતલ કરનારને આપો તે બાદ તે માલને જયારે ખાલિદે ઘણો જોયો તો તે માલ તેને આપવાની મના કરી તેની (પણ) ખબર કરેલી. ફરી જયારે ખાલેદ (રદી) નું ઓફની પાસે જવું થયું તો ઓફે ખાલિદને ગુસ્સે કર્યા અને તે રસુલુ-લ્લાહે સાંભળ્યું ત્યારે આ હદીસ ફરમાવી.

**ફાયદો.** આ હદીસનો વિસ્તારથી કિસ્સો આવી રીતે છે કે હિજરતને આઠમે વર્ષે જૈદ ને ત્રણ હજાર લશકરનો સરદાર કરીને શામની તરફ મોકલ્યા. અને ફરમાવ્યું કે જો જૈદ શહીદ થાય તો જાફરે તૈયાર સરદાર છે. અને જાફર (રદી) પણ શહીદ થાય તો અબદુ-લ્લાહ બીન રવાહા સરદાર છે. ફરી મુતાની જગ્યામાં ખ્રીસ્તિઓ (નસારા) થી લડાઇ થઇ. નસારાનું લશ્કર એક લાખ હતું. ત્રણે સરદાર શહીદ થયા ફરી મુસલમાનોની સલાહથી ખાલિદ બીન વલિદ (રદી) સરદાર બનયા. તે દિવસે તેમને હાથ આઠ તલવારો તુટી અને સારી રીતે લડયા, ખોદાએ ફતેહ આપી. તેજ લડાઇમાં હિમયરની કોમના એક મુસલમાને કાફિરને માર્યો. અને તે કાફિરનો અસબાબ માંગ્યો ખાલિદ (રદી) તે વેળા હાકેમ હતા તેવણે તે આપ્યો નહીં. આ હદીસના રાવી ઓફ બીન માલિકે (રદી) ખાલિદ (રદી) ને કહ્યું કે જો તમો કતલ કરનારને અસબાબ નહીં આપશો તો હું હજરત (સલ) આગળ તમારી રાવ કરીશ. ફરી જયારે મદીનામાં લશકર આવ્યું, તો ઓફે હજરત (સલ) ની આગળ ખાલિદ (રદી)ની શીકાયત કરી. હજરતે (સલ) ખાલિદ (રદી) ને કહ્યું કે કતલ કરનારને અસબાબ કેમ આપ્યો નહીં? ખલીદે (રદી] કહ્યું કે તે અસબાબ ઘણો કીમતી હતો. હજરતે (સલ) ફરમાવ્યું કે હવે તેનો અસબાબ આપ. ફરી ખાલિદ જયારે હજરત (સલ) પાસેથી નીકળ્યા તો ઓફે તેની ચાદર પકડીને કહ્યું કે જે અમે તમને કહ્યું હતું તે કરી બતાવ્યું. આથી ખલિદને ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો. જયારે હજરતે (સલ) આ વાત સાંભળી ત્યારે આ હદીસ ફરમાવી અને ખાલિદ [રદી] ની ખાતેરદારી કરીને કહ્યું કે હવે અસબાબ નો આપ. અને હાકેમોની કદરદાની કરી. આથી જણાયું કે બાદશાહને સરદારોની ખાતરદારી જરૂર છે કે જેથી લશકર ઉપર તેઓનો રોબ રહે. દરેક સીપાહી સરદાર ઉપર જુરઅત કરે નહીં.

૫૭૯ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] એક મરદને કહ્યું કે જે હજરતને કહ્યા કરતો હતો કે મને નસીહત કરો, "તું ગુસ્સો ન કર્યા કર."

**ફાયદો.** એક શખ્સે ત્રણ વાર હજરત (સલ) થી નસીહત માંગી. તે શખ્સ ઘણાં ગુસ્સાવાળો હતો. માટે હજરતે (સલ) આજ નસીહત કરી. ગુસ્સો બે તરેહનો છે સારો અને નરસો. તો જે ગુસ્સો ખોદાને માટે હોય તે બેહતર છે. અને જે પોતાના નફસને માટે હોય તે બુરો છે. હજરતે (સલ) આજ ગુસ્સાની મના કરી.

૫૮૦ બોખારીમાં અબદુ-લ્લાહ બીન મોગફફલ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારી મગરેબની નમાજનો નામ બોલવામાં અરબના જંગલીઓ તમારા ઉપર ગાલેબ થાય નહીં હજરતે ફરમાવ્યું કે જંગલી લોકો [મગરેબને] ઇશા કહે છે. અને મુસલિમમાં અબદુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે તમારી નમાજોના નામો ઉપર (જંગલીઓ વધી જાય નહીં.) તમો જાણી લ્યો કે તેનું નામ ઇશા છે. અને બીજી રિવાયતમાં આવી રીતે છે કે તમારી ઇશાની નમાજના નામ ઉપર (જંગલીઓ ગલબો કરે નહીં.) તો બેશકક તેનું નામ અલ્લાહની કીતાબમાં ઇશા છે અને તેઓ અંધારામાં ઊંટડીઓનું દૂધ દોહે છે.

**ફાયદો.** અરબના જંગલી લોક મગરેબની નમાજને ઇશા કહેતા હતા. અને ઇશાની નમાજને અતમા કહેતા હતા. એટલે અંધારામાં દૂધવાળી

નમાઝ. કેમકે તે લોક ઇશાની વખતમાં પોતાની ઉંટડીનું દૂધ દોહતા હતા. તો હજરતે (સલ) ફરમાવ્યું કે એવું કેથે ન થાય. કે નમાઝોના શરઇ નામ બદલાઈ જાય અને જંગલી લોકોના મશહુર નામ બોલાય. માટે હજરતે (સલ) મના કરી. *

૫૮૧ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ તથા અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું (એમ) નો કર. તું ભેલ સેલ ખરાબ ખજુરને ચાંદીની કીમતે વેચ કરી તે ચાંદીથી સારાં ખજુરને ખરીદ" આ હજરતે (સલ) બની અદીના ભાઇ અનસારીને કહી હતી. અને તેમને હજરતે [સલ] ખેબર ઉપર આમેલ (કલેકટર) કરીને મોકલેલા.

**ફાયદો.** હજરતે (સલ) એક શખ્સને ખેબરનો આમેલ કરીને મોકલ્યો ત્યાંથી તે સારી જાતની ખજુર હજરત (સલ) માટે લાવ્યો જેને જનીબ કહે છે. હજરતે [સલ] પૂછ્યું કે શું ખેબરનું સર્વ ખજુર આવું મજેનું થાય છે? તેણે કહ્યું કે નહીં. પણ અમો હલકું ખજુર બસેર દઇને એક શેર સારૂં ખજુર લઇએ છીએ. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે એક જાતમાં વધારે લેવું દેવું વ્યાજ છે. એવું નો કર્યા કર. પણ તેની તદબીર આ છે કે હલકી જાતના ખજુરને વેચ કરી તેની કીંમતથી સારી જાતનું ખજુર ખરીદ. એવીજ રીતે સર્વ તોલ માપની જણસો જેમકે ઘઉં, જવ નીમક અને ચણામાં કરવું જોઇએ.

૫૮૨ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે વગર પાકીએ નમાઝ કબુલ થતી નથી. અને ગનીમતની ચોરીથી સદકો કબુલ થતો નથી.

**ફાયદો.** આ હદીસથી જણાયું કે વગર વોજુ ગોસલે નમાઝ કબુલ નથી. અને હરામ માલને ખોદાના માર્ગમાં આપ્યાથી કાંઈ સવાબ નથી +

૫૮૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સનું વોજુ તુટે તે જ્યાં સુધી કરે નહીં ત્યાં સુધી તેની નમાઝ કબુલ થતી નથી.

**ફાયદો.** આગળ પાછળથી કંઇ નીકળે અથવા તકયો લગાડીને સુએ અથવા ખુન પીપ બદનમાંથી નીકળે ને વહે અથવા બેહોશી કે ગાંડા પણ આવે આથી વોજુ તુટે છે.

૫૮૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા [રદી]થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સોનાના દીનાર જેવાનો મારો મુકેલો માલ વહેંચાય નહીં. બીબીઓના ખર્ચા બાદ તથા આમેલના મહેનતાણા બાદ જે કંઇ હું છોડું તે તો સદકો છે.

**ફાયદો.** હજરત (સલ) પાસે કંઇક જમીન મદીનામાં હતી. અને કંઇક ફદક તથા ખેબરમાં હતી. તે હજરત (સલ) ની એવી આદત હતી કે તેની આમદનીમાંથી પોતાની બીબીઓને વર્ષ દિવસનો ખર્ચો આપતા હતા. અને જે બચી રહેતી તે મોહતાજ મુસલમાનોમાં ખર્ચ કર્યા કરતા હતા. તો ફરમાવ્યું કે મારા વારસોને તો એક દીનાર બરાબર પણ કંઇ મળશે નહીં. બાકી રહી આ જમીન તે બીબીયો તથા આમેલોના ખર્ચ બાદ એ પણ સદકો છે. આમેલથી મતલબ યાતો ખલીફો છે. અથવા તે જમીનનો કારીનદો છે. પેગમ્બરના માલમાં વારસો નથી તેમાં આ ડહાપણ છે કે લોકોને જણાય કે પેગમ્બરોની મહેનત અને જીવ તોડ કોશિશ તે માત્ર ખોદાને માટે હતી. તેમાં દુન્યાનો કાંઇ લગાવ નહોતો. તે એટલે સુધી કે અવલાદ તથા વારસોને પણ તેનો કાંઈ હિસ્સો મળતો

* કારણ કે જો મગરેબની નમાઝનું નામ ઈશા ચાલુ રહે તો કોઈ સાંભળનાર એમ સમજે કે મગરેબની નમાઝ તે ઈશાના વખતમાંજ દુરૂસ્ત છે. માટે પ્રથમથી તેનો બંદોબસ્ત કર્યો. શરીઅતના મામલામાં અક્કલને દખલ નથી જે પ્રમાણે હજરતથી સિદ્ધ થયું હોય તેની તાબેદારી કરવી જોઇએ. વ્યાજનું નામ નફો રાખવો તે પણ એજ પ્રમાણે છે. અને દરેક તહેવારનો આગળો દિવસ રાંદેરમાં અરફો કહેવાય છે તેની મનાઈ પણ આ હદીસથી જણાય છે. અરફો માત્ર હમી જીલહજ્જનુંજ નામ છે. ગુ. મો.

+ એટલે હદીસ શરીફમાં જો કે શબ્દ ગનીમતની ચોરીનો છે પણ બીજી હદીસને આધારે એની મતલબ આ છે કે કોઇ પણ રીતનો હરામનો માલ હોય તેના ખરચવાથી કંઈ સવાબ નથી. ગુ. મો.

નથી. * અને હજરત ફાતેમા (રદી) ને પ્રથમ એ વાતની ખબર નહોતી માટે સીદ્દીકે અકબર (રદી) થી બાપનો હિસ્સો માંગ્યો. જ્યારે જણાયું કે પેગમ્બરના માલમાં વારસો નથી, તો છાના બેઠા = મૂળ વાતતો આટલી છે બાકી ઝઘડો એ ફાયદા છે.

૫૮૫ બોખારી તથા મુસલિમમાં મિક્દાદ બીન અસવદ (રદી) થી રિવાયત છેકે હજરતે [સલ] ફરમાવ્યું કે તું તેને કતલ નો કર. જો તું તેને કતલ કરશે તો તે તારા કતલ કરવા પહેલાં તારી જગ્યામાં છે (એટલે તારા જેવો તે મુસલમાન થયો છે) અને કલેમો પઢવા પહેલાં જેવો તે હતો તેની જગ્યામાં તું થયો (એટલે તારા પર કતલ વાજેબ થઇ)" કાફેરોમાંના એક શખ્સે લડાઇમાં મિકદાદનો હાથ કાપીને ફરી તે મુસલમાન થયો તેને કતલ કરવા વિષે મિકદાદે હજરત (સલ) ને પૂછ કરી ત્યારે આ વાત તેમને કહી.

**ફાયદા.** એટલે જો તું તેને કુફરની હાલતમાં મારી નાંખતે તો દુરૂસ્ત હતું અને હવે તે મુસલમાન થયો તેનું ખૂન બચી ગયું હવે જો તું તેને મારશે તો તેને બદલે તું મરાઈ જશે.

૫૮૬ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે દીનારના ચોથા ભાગ અથવા વધારેમાંજ ચોરનો હાથ કપાય.

**ફાયદા.** દીનાર સાડા ચાર માશાનો સોનાનો થાય છે તો તેની ચોથાઈ એક માશો અને એક રતી થઇ. એટલે ચોર જ્યારે એક માશો અને એક રતી સોનાની બરાબર અથવા તેથી વધારેનો માલ ચોરે ત્યારે તેનો હાથ કપાય. પણ જો તેથી ઓછું ચોરે તો નહીં કપાય. અને ઈમામ શાફેઇ (રહ) નો એજ મજહબ છે. અને ઈમામ માલિક (રહ) ની નજદીક જ્યારે ત્રણ દિરહમ ચાંદીની બરાબર અથવા તેથી વધારે ચોરે તો તેનો હાથ કપાય. અને ઇમામ આજમ (રહ) ની નજદીક જ્યારે દસ દિરહમની બરાબર અથવા વધારે ચોરે તો હાથ કપાય એથી ઓછામાં નથી. એમની દલીલ બીજી હદીસ છે. જેમાં દસ દિરહમનો આંક બંધાયો છે.

૫૮૭ બોખારીમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો એવી રીતે નો કહો. શૈતાનની એના ઉપર મદદ નો કરો." એક માણસને શરાબ પીવાની હદ (સજા) મરાયલી તેને એક પુરૂષે કહ્યું કે ખોદા તને રૂસવા કરે ત્યારે હજરતે આ હદીસ કહી.

**ફાયદા.** એટલે જ્યારે ગુનેહગારની સજા થઇ ચુકી તો તેને બુરૂં નો કહો કારણ કે મુસલમાનની રૂસવાઇથી શૈતાન ખુશ થાય છે તો જાણે તમે શૈતાનની મદદ કરી. પણ તમો એવી રીતે કહ્યા કરો કે ખોદા તારી તોબા કબુલ કરે.

* ૫૮૮ બોખારીમાં રોબૈયેઅહ બીનતે મોઅવ્વેજ બીન અફરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એ તું નો કહે. અને જે કહેતી હતી તે કહે.

**ફાયદા.** બોખારીમાં રોબૈયેઅહની પૂરી રિવાયત અવી રીતે છે કે મારી શાદી થઇ હજરત (સલ) મારી પાસે આવ્યા નાંહલી છોકરીઓ જંગે બદરના કડાકા ડફ વગાડીને ગાતી હતી. એવામાં એક છોકરીએ કહ્યું કે અમારામાં એવા પેગમ્બર છે જે કાલની થનારી વાત જાણે છે" ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. અને મના કરી. એટલે ગેબની વાત ખોદા વગર કોઇ જાણતું નથી. મને પણ ખબર નથી. *

---

* એમાં આ પણ હિકમત છે કે વારેસ કદી જેનાથી વારસો પામનાર હોય તેના મરવાની વાટ જોએ છે. પણ પેગમ્બરોની મોત ઈચ્છવી એ તો કુફર છે. માટે અલ્લાહે પેગમ્બરોની આલને એ હુકમને લીધે બચાવી. શા. મો.

= અને જેઓ એમ કહે છે કે હજરત ફાતેમા પોતાનું હકક માંગ્યાજ કરતા હતાં તથા એમ સમજતાં હતા કે મારૂં હકક હજરત અબુ બકર (રદી) દેતા નથી. તેઓ ખરૂં જોતાં હજરત ફાતેમા (રદી) ની નિન્દા કરે છે કારણ કે હજરત અબુ બકર [રદી] તો એ બાબતમાં હજરત (સલ) ની હદીસ ઉપર અમલ કરનાર હતા. અને હજરત ફાતેમા તેને રદ કરતાં હતાં. રસુલલ્લાહની હદીસને રદ કરવી મોટું પાપ છે. શા. મો.

* આ હદીસની શરહ કરનાર જેટલા મશહુર લોકો છે અને જેટલી શરેહ પ્રખ્યાત છે તે સર્વમાં આ મતલબ લખાયલી છે. દરેક વસ્તુનો હાલ હજરત [સલ] જાણતા નહોતા અને વહીથી જે જણાયલું તે ગેબ નથી. તો રસુલુ-લ્લાહને આલેમુલ ગેબ (ગેબ જાણનાર) કહેવું દુરૂસ્ત નથી. આ વાત સર્વ વિદ્વાનોમાં મનાયલી જેથી દરેક શરહ કરનારે એ અર્થ લખ્યો છે. શા. મો.

કેટલાક વિદ્વાનોની નજદીક ખુશીના દિવસોમાં ડફની * સાથે માત્ર રાગ ગાવો અને તેની સાથે બીજા વાજાં ન હોય, અને તેનું મજમુન શરીઅત વિરૂદ્ધ ન હોય. અને ગાનાર છોકરો કે પારકી બાયડી ન હોય તો દુરસ્ત છે.

૫૮૯ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામત તો બુરાં લોકો પરજ કાએમ થશે.

**ફાયદો.** એટલે જ્યારે કેયામત આવશે ત્યારે કોઇ ઇમાનદાર રહેશે નહીં. સર્વ કાફેર થશે.

૫૯૦ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી મારી ઉમ્મત પણ આગળા લોકોના તરીકાને પકડશે નહીં વેંત વેંત અને હાથ હાથ (એટલે વગર તફાવતે જે આગળા લોકોની રસમો હતી તે મારી ઉમ્મત પણ કરશે નહીં) ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં. લોકોએ કહ્યું કે ઓ રસુલુ-લ્લાહ મજુસી અને નસારા સરખી. (રસમો કરશે) ? તો હજરતે (સલ) ફરમાવ્યું કે તો તેઓ સિવાય બીજા કોણ છે ?" એટલે તેઓ તેમનેજ ડગલે ડગલે ચાલશે.

**ફાયદો.** મજુસી (પારસી) અને નસારા (ખ્રિસ્તિઓ) ની આ આદત હતી. રેશમી કપડું પેહેરવું, ચાંદી સોનાના વાસણમાં ખાવું પીવુ. નજુમીને પૂછીને કામ કરવું. ડાઢી બોડાવવી, ગુનાહો પર અડી રહેવું. તોબા નહીં કરવી, શરીઅતના હુકમો પર ધ્યાન નહીં આપવું, શરાબ પીવો × તો અફસોસ કે આ સર્વ રસમો મુસલમાનોમાં ચાલુ થઈ. ખાસ કરીને હિન્દુસ્થાનમાં (અને વિશેષ કરીને રાંદેર જીલ્લે સુરતમાં) હજરતે (સલ) જેવું ફરમાવ્યું તેવું થયું.

૫૯૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી હેજાજની અગ્નિ કે જેથી બુસરાના ઊંટોની ગરદનો રોશન થશે (એટલે તેની રોશની એવી તેજ હશે કે અરબથી શામ (સીરયા) સુધી પોહોંચશે) તે નહીં નીકળશે ત્યાં સુધી કેયમત કાએમ થશે નહીં.

**ફાયદો.** હેજાજ અરબમાં તે જમીનનું નામ છે જેમાં મક્કા અને મદીના છે અને બુસરા એક શેહેરનું નામ છે. મદીનાની તવારીખમાં વર્ણાયલું છે કે પ્રથમ કેટલાક દિવસ સુધી મદીનામાં બરાબર ધરતીકંપ રહ્યો. લોકોએ જાણ્યું કે કેયામત આવી ફરી એક તરફથી જમીન ફાટી. તેમાંથી ઉંચા ભડકાં નીકળ્યાં. ચાલીસ દિવસ કાએમ રહી લોખંડ તથા પત્થર તે અગ્નિમાં બળતાં હતાં, ઘાસ બળતી નહોતી પણ સેંકડો કોસ સુધી તેની રોશની હતી. આ બનાવ, બની અબ્બાસીયાની સલતનતની આખરીમાં થયો. છસો વર્ષથી વધારે થયા તો હજરતે (સલ) જેવા રીતે ફરમાવ્યું હતું તેમ થયું, આ હજરત (સલ) નો મોઅજેજો છે.

૫૯૨ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી જીલ-ખલસા (નામના બુત ઉપર દૌસની ઓરતો પોતાના ઢગરાં ધોલતી ફરશે નહીં ત્યાં સુધી કેયામત કાયમ થશે નહીં.

**ફાયદો** દૌસ એક કોમનું નામ છે યમનમાં. અબુ હોરેરા (રદી) પણ તે કોમના હતા. જીલખલસા તે કોમના બુત (મુર્તિ) નું નામ હતું. તેને કાફેરો કાબએ યમાની પણ કહેતા હતા. જ્યારે તે કોમ મુસલમાન થઈ ત્યારે હજરતે (સલ) તે મુર્તિને તોડાવી. તો હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામતની નજદીક તે કોમ દીનથી ફરી જશે. તે બુતને ફરી નવો બનાવશે અને તેઓની સ્ત્રીઓ તેની આસપાસ તવાફ કરશે.

૫૯૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી સુર્ય પશ્ચિમથી નહીં નીકળશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં. ફરી

---

* પણ ડફની સાથે ઝાંજ નહોવી જોઈએ નહીં તો તે પણ દુરસ્ત નથી. ગુ. મો.

× સ્ત્રીઓને બે પડદા કરવાનો રિવાજ જે પારસી અને ખ્રીસ્તિઓમાં હતો તે મુસલમાનોમાં ન હોતો તે પણ થવા લાગ્યો. અને તેની હિમાવત કરનાર નીકળ્યા . ખ્રીસ્તિઓની બાયડીઓ ને જાહેરમાં તેઓના મીત્રો ચુંમી આપે છે કમરમાં હાથ નાંખી નાચે છે દેશ પ્રદેશ ફરવા લઈ જાય છે. બારણું બંધ કરીને એકાંતમાં બેસે છે એવા બીજા જંગલી રિવાજો પણ જો શરૂ થાય તો કંઈ નવાઈ નથી. ગુ. મો.

જ્યારે લોકો તેને (પશ્ચિમથી ઊગતો) જોશે તો તે વખતના લોકો ઇમાન લાવશે. તો આ તે વખત છે કે જે જીવ પ્રથમથી ઇમાન લાવ્યો ન હોય તેનું ઇમાન લાભ આપશે નહીં.

**ફાયદો.** એટલે વગર જોએનું ઇમાન માતબર છે. અને જ્યારે અજાબ સામે આવ્યો તો ઇમાન લાવવું શું ફાયદો? એજ માટે જો કાફેર મરતી વેળા ઇમાન લાવેતો માતબર નથી. કેમકે તે વખત પણ આખેરતનો અજાબ સામે આવે છે.

૫૯૪ બોખારી તથા મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યાં સુધી લાત અને ઉજ્જા પૂજાશે નહિં ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

**ફાયદો.** લાત અને ઉજ્જા અરબમાં બે બુત હતા હજરત [સલ] ના વખમાં તોડાયા. તો ફરમાવ્યું કે કેયામતની નજદીક ફરી લોક કાફેર થશે. અને તેને પૂજશે.

૫૯૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યાં સુધી અરબની જમીન પાછી લીલા લેહેર અને નેહેર * નહીં થશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

**ફાયદો.** અરબની જમીનમાં ન હરયાલી છે અને ન નેહેર છે. તો ફરમાવ્યું કે આખેર જમાનામાં તેમાં સબજા અને નેહેરો થશે. અને કેટલાક કહે છે કે અરબની જમીનથી મતલબ મદીના છે. એટલે આખર જમાનામાં લોકો ઇમારત અને આબાદી ઉપર ઘણા લાગશે દુન્યાની મોહબ્બત ગાલેબ થશે.

૫૯૬ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યાં સુધી તમો યહુદીઓ સાથે કતલ નહીં ચલાવશો ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં. તે એટલાં સુધી કે જે પથરની પાછળ યહુદી હશે તે કહેશે કે એ મુસલમાન આ યહુદી મારી પાછળ છે તું એને કતલ કર.

**ફાયદો.** કેયામતની નજદીક દજ્જાલ નીકળશે તેના લશકરમાં ઘણા ખરા યહુદી થશે જ્યારે ઇસા (અલે) ને હાથે દજ્જાલ મરાશે તે વેળા મુસલમાનો યહુદીઓને ચુંટી ચુંટીને કતલ કરશે.

૫૯૭ બોખારીમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી તમો અજમના, ખૂજ તથા કિરમાન * ને કતલ નહીં કરશો કે જે લાલ મોં વાળા, ચપટી નાકના, નાહની આંખના છે તેઓનાં મોં જાણે ઢાલ છે તેહપર તેહ તે પર ચામડું જમાવેલું (એટલે તેઓના મોં ગોળ છે) તેઓના જોડા વાળાના છે, ત્યાં સુધી કેયામત કાયેમ થશે નહીં.

**ફાયદો.** ખૂજીસ્થાન અને કીરમાન એ ઇરાન અને તુરાનના બે શહેર છે. ત્યાંના રહેનાર આથી મતલબ છે. અથવા તુરકીઓ મતલબ છે. તેઓની સુરતો હજરત [સલ] ના ફરમાવ્યા પ્રમાણે છે. અને સહાબા હજરત (સલ) પછી તેવીજ રીતે લડયા અને ફતેહ મેળવી.

૫૯૮ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમો એક કોમ સાથે લડશો નહીં કે જેઓનાં મોં ઢાલ સરખાં છે તેહ પર તેહ જમેલા (એટલે) મોટાં મોંના ગોળ ગોળ) ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

૫૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી તમો એક કોમ સાથે લડશો નહીં કે જેઓના જોડા વાળના છે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

**ફાયદો.** આથી મતલબ તુરકના લોક છે જેમકે આગળી હદીસમાં વર્ણાયું છે.

૬૦૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી બે ટોલા કે જેઓનો દાવો એકજ હશે તે આપસમાં લડશે નહીં ત્યાં સુધી કેયામત કાએમ થશે નહી

**ફાયદો.** આથી મતલબ હજરત અલી મુરતજા તથા હજરત મોઆવેયા [રદી] ની લડાઇ છે. બનેનું દીન ઇસલામ હતું અને એકજ કલેમો એટલે લાએલાહ-ઈલલાલલાહ મોહમ્મદ રસુલુ-

---

* "પાછી લીલા લેહેર અને નેહેર થશે": આ વાકયથી જણાય છે કે અરબસ્થાન પ્રથમ ઘાણું આબાદ હતું ફરી ખરાબ થયું. અને પાછું કેયામતની નજદીક તેવું થશે. ગુ. મો.

* શરહ મશારેકમાં આ શબ્દને "કરમાન" લખ્યો છે. ગુ. મો.

**લ્લાહુ** પઢતા હતા.

૬૦૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી રૂમના ખ્રીસ્તિઓ આમાકમાં અથવા દાબેકમાં નહીં ઉતરશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં. ફરી તેઓના તરફ (ઇસ્લામનું) લશકર કે જે તે દિવસે દુન્યાના તમામ લોકોથી અફ્જલ થશે, તે મદીનાથી નીકળશે. [આ મહદી (રદી) નું લશકર છે.] ફરી જ્યારે બંને લશકર લેન બાંધશે તો નસારા કહેશે કે જે લોકોએ અમારાં છોકરાં બાયડીને કેદ કર્યાં છે તેઓને અને અમને છોડી દો (અમો તેઓની સાથે લડીશું તમારી સાથે અમો લડતા નથી) મુસલમાનો કહેશે કે ખોદાની કસમ અમો તમને અને અમારા ભાઇઓને છોડતા નથી [એટલે તમો આ ધોકાથી મુસલમાનોમાં ફુટ નાંખવા ચાહો છો] ફરી તેઓની સાથે મુસલમાનો લડશે. ત્યારે ત્રીજો ભાગ નહાસી જશે જેઓની તોબા ખોદા કદી કબુલ કરશે નહીં. અને તેમાંનો ત્રીજો ભાગ કતલ થશે જેઓ અલ્લાહની નજદીક અફ્જલ શોહદા છે. અને તેઓ માંનો ત્રીજો ભાગ ફતેહ કરશે જેઓ કદી ફીતનામાં પડશે નહીં. ફરી કુસટનટીનીયા (ઇસ્તમબોલ) ને ફતેહ કરશે ફરી એમ થશે કે તેઓ પોતાની તલવારોને જૈતુનના ઝાડ ઉપર લટકાવી ને ગનીમતનો માલ વેહેંચતા હશે કે શૈતાન તેઓમાં પુકારશે કે દજ્જાલ તમારી પાછલ તમારા છોકરા બચ્ચાંઓમાં આવી પડયો છે. ફરી તેઓ આવશે તો જોશે કે તે ખબર ખોટી છે. ફરી જ્યારે ઇસલામનું લશકર શામમાં આવશે ત્યારે દજ્જાલ નીકળશે. ફરી તેઓ લડવાની તૈયારી કરશે કતાર (લેન) બાંધશે કે નમાજની તૈયારી થશે. તે વખત ઇસા બીન મરયમ [આસમાંનથી] ઉતરશે. * ને તેઓને ઇમામ બનીને નમાજ પઢાવશે. ફરી જ્યારે તેમને ખોદાનો દુશ્મન [દજ્જાલ) જોશે તો જેમ પાણીમાં નિમક ઓગળે છે તેમ તે ઓગળશે. જો તેને છોડી દે તો તે આપો આપ ગળીને હલાક થાય. પણ અલ્લાહ તેને ઇસા [અલે] ને હાથે કતલ કરશે. ફરી ઇસા (અલે) દજ્જાલના તાબેદારો ને તેનું ખૂન તેમના ભાલા ઉપર બતાવશે.

**ફાયદો.** અમાક અને દાબેક આ શામના મુલકમાં બે જગ્યા છે. અને કુસટનટીનીયા ઘણી મુદતથી અત્યાર સુધી મુસલમાનોના કબજામાં છે જેમકે રૂમનો મુસલમાન બાદશાહ ત્યાંજ રહે છે. આ હદીસથી જણાયું કે કેયામતની કરીબ તેમાં નસારાનો અમલ થશે. અને ફરી ઇમામ મહદી (રદી)ના વખતમાં ફતેહ થશે. જેનું વર્ણન આ હદીસમાં છે.

૬૦૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જ્યાં સુધી જમીન ઉપર અલ્લાહ અલ્લાહ કહેવાનું બંધ નહીં થશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

**ફાયદો.** આ હદીસની બે મતલબ છે. એક તો આ કે જમીન ઉપર કોય અલ્લાહ અલ્લાહ નહીં કહેશે. એટલે સર્વ કાફેર થશે. તે વખત કેયામત આવશે. બીજી મતલબ આ છે કે ગુનાહ ઉપર કોઈ ઇનકાર નહીં કરશે × ત્યારે કેયામત થશે એટલે તે વખત કોઇ આટલું પણ ગુનેગાર બદકારને નહીં કેહશે કે અરે ખોદાથી ડર ખોદાથી ડર.

---

* ઈસા (અલે) ઉતરશે એની મતલબ કાદયાન જીલ્લા ગુરદાસ પુર (પંજાબ) વાળા મીરજા ગુલામ અહમદ સાહેબ આ કરે છે કે ઈસા [અલે] ઉતરશે એટલે તેમના ગુણનો એક માણસ આવશે અને તે હું પોતે છું. આ દાવાના રદ માટે માત્ર આ હદીસજ બસ છે. કારણ કે ઈસા (અલે) ના આવવાથી મતલબ તેમના મલતા ગુણનો માણસ જો તકરારની ખાતર લેવાય તો પણ મીરજા સાહેબ એ દાવામાં ખરા નથી. કારણ કે તેમના આવવાનો વખત આ હદીસમાં બયાન થયો છે. પણ હજુ ઇસ્તમબોલ મુસલમાનોના હાથમાંથી ગયું નથી. અને ફરી ફતેહ કરવાની નોબત આવી નથી. તેમ આ હદીસથી જણાય છે કે ઈસા (અલે) શામમાં ઉતરશે પણ પંજાબ શામ નથી. ગુ. મો.

× ત્રીજી મતલબ આ છે કે કોઈ એમ કહેનાર નહીં રહેશે કે અલ્લાહ અલ્લાહ એટલે અલ્લાહજ પૂજ્ય છે એના સિવાય કોઈ પૂજ્ય નથી. અને બધા શિર્ક કરનાર થશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં ગુ. મો.

૧૦૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી ફોરાત નદી એક સોનાના પહાડને નહીં ખોલશે (એટલે તેમાં જાહેર થશે) અને લોકો તે પર લડી મરશે. દર સો માંથી નવવાણું કતલ થશે અને તેમાંનો દરેક કહેશે કે કદાપી હું જ બચી જઇશ. (સર્વ સોનું વગર કોઇને ભાગે મનેજ મળશે) ત્યાં સુધી કેયામત કાએમ થશે. નહીં.

**ફાયદા.** ફોરાત કુફા અને કરબલાની નદીનું નામ છે.

૧૦૪ બોખારીમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે જ્યાં સુધી કહતાન [કબીલા] નો એક પુરૂષ જે પોતાની લાકડીથી હાંકશે તે નહીં નીકળશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

**ફાયદા.** કહતાન અને શખ્સ હતો યમનના અસલ અરબ તેની ઓલાદ છે. તો ફરમાવ્યું કે તે કોમનો એક બાદશાહ થશે મોટી હુકુમત વાળો. જેવી રીતે બકરીઓ ચરાવનારના કાબુમાં છે કે જ્યાં ચાહે ત્યાં લઈ જાય તેવી રીતે લોક તેના કાબુમાં થશે કદાપી તે બાદશાહનું નામ જહજાહ હોય. જેમકે પ્રથમની હદીસમાં બયાન થયું છે. [નં. ૫૫૫)

૧૦૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી તમારામાં માલ વધશે નહીં ફરી તે ઉભરાય જશે તે એટલા સુધી કે માલવાળો ફીકરમાં પડશે કે એનો સદકો કોણ લેશે ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં.

**ફાયદા.** આ કેયામતની નજદીક ઇમામ મહદી (રદી) ના વખતમાં થશે. કે સર્વ માલદાર થવાના. કોઇ મોહતાજ મળશે નહીં. જે જકાતનો માલ કબુલ કરે અથવા કેયામતની નિશાનીઓ જોઇને એવી બીક ઉત્પન્ન થશે કે માલ લેવાની ફુરસત થશે નહીં.

૧૦૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી એક પુરૂષ બીજા પુરૂષની કબર ઉપર જઇ એવું કહેશે નહીં કે એની જગ્યા જો હું હતે તો ઠીક થાત, ત્યાં સુધી કેયામત કાએમ થશે નહીં

**ફાયદા.** એટલે કેયામતની નજદીક જહાનમાં એવા ફિતના અને ફિસાદ ફેલાશે કે લોકો કબરોને જોઇને મોતની આશા કરશે. આ હદીસમાં તથા એથી પહેલી હદીસોમાં કેયામતથી જે પેહેલાં થનારી ચીજો છે તેની હજરતે [સલ] ખબર આપી છે. અત્યાર સુધી (તેમાંની) કેટલીક ચીજો થઈ ચુકી છે અને કેટલીક આવતા વખતમાં થશે. આ હજરત [સલ] નો મોજેજો છે કે જેવી રીતે ફરમાવ્યું તેવી રીતે થયું અને આયન્દા થશે.

૧૦૭ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મારી હદીસો નો લખો. અને જે કોઇએ કુરઆન વગર કંઇ મારેથી સંભાળીને લખ્યું હોય તો તેને ભુસવી નાંખે. અને મારાથી હદીસ નકલ કરો (એટલે જે વાત મારાથી સાંભળો તે લોકોને શીખવો.) અને મારા તરફ જૂઠ નો લગાડો" (એટલે મારે નામે જૂઠી હદીસ નો બનાવો) **સગાની** આ કીતાબ વાળા કહે છે કે આ હદીસ નો પ્રથમ ભાગ [એટલે હદીસ લખવાની મનાઇ] તે મનસુખ છે.

**ફાયદા.** સહાબા કુરઆન અને હદીસ એક કાગળમાં લખતા હતા. હજરત [સલ] બીધા કે કુરઆન અને હદીસ ડેથે અનજાણુઓ આગળ મળી ન જાય, અથવા શુબહ ન પડે કે કુરઆનના લફ્જો કયા છે અને હદીસના કયા છે. માટે હજરતે હદીસનું લખવું મના કર્યું. જ્યારે કુરઆન લોકોમાં સારી રીતે પ્રખીયાત થયું અને મળી જવાનો અંદેશો મટી ગયો તો હદીસ લખાવાની પણ ઇજાજત આપી જેમકે અબુહોરેરા [રદી] ની હદીસ આ કીતાબમાં આવી ચુકી છે (વાંચો નં. ૨૬૦) કે હજરતે અબુ શાહ યમનીને હદીસ લખાવી આપી. આ બંદોબસ્ત જે દીને મોહમ્મદીમાં છે તે કોઇ બીજા દીનમાં નથી કે ખોદાનું કલામ જૂદું અને પેગમ્બરની હદીસ જૂદી. ફરી હદીસના દરજા પણ જૂદા જૂદા. સહી હદીસ જૂદી, હસન જૂદી, જઇફ જૂદી. અને સહાબાના કોલ જૂદા- એથી વિરૂદ્ધ યહુદ અને ન-

સારા છે કે એઓની કીતાબમાં અજબ ધાલમેલ છે? તેઓની તૌરાત અને ઇનજીલમાં ખોદાની વાત પેગમ્બરની વાત એટલુંજ નહીં પણ તેમના શીષ્યો અને રિવાયતના બયાન કરનારાઓની વાત એવી રીતે મળી ગઇ છે કે અકલ વાળો હેરાન રહે છે * જાણે એ તવારીખની કીતાબો છે, નીરમલ આસમાની વાતો નથી.

૬૦૮ બોખારી તથા મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો મારા ઉપર જૂઠ નો બાંધો (એટલે મારૂં નામ લઇને જૂઠી હદીસ નો કહો) કેમકે જે કોઇ મારા ઉપર જૂઠ બાંધશે તે દોજખમાં જશે.

૬૦૯ બોખારી તથા મુસલિમમાં ઓમર (રદી) થી રિવાયત છે કે હજરત (સલ) ફરમાવ્યું કે તમો રેશમી કપડાં નો પહેરો કેમકે જે કોઈ એને દુન્યામાં પેહેરશે તે તેને આખેરતમાં પેહેરશે નહીં.

૬૧૦ બોખારી તથા મુસલિમમાં હોજેફા બીન યમાન [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો રેશમી કપડાને અને દીબા નો પેહેરો અને સોના ચાંદીના વાસણમાં નો પીઓ અને તેના પ્યાલાઓમાં નો ખાઓ કેમકે તે તેઓને માટે દુન્યામાં છે અને તમારે માટે (ઓ મુસલમાનો) આખેરતમાં છે.

**ફાયદો.** દીબાં તે રેશમી કપડાની એક જાત છે. અને કેટલાક રેશમી બુટાવાળા કપડાને દીબા કહે છે. આ હદીસથી જણાયું કે કિનખાબ, ધાટ પોત, દરયાઇ. પાજ, ગુલબદન, રઅના જેવા મરદોને હરામ છે. અને ચાંદી સોનાના વાસણોમાં ખાવું પીવું અથવા અતરદાન પાનદાન બનાવવું હરામ છે + જો શોભીતુંજ જોઇએ તો બીજા ઉમદા કપડાં અને સારી જાતની ચીની કાંચ અને બીલ્લોરના વાસણો શું ઓછાં છે કે રેશમી કપડું અને સોના ચાંદીના વાંસણો વાપરીને ખોદા અને રસુલને નારાજ કરીએ.

૬૧૧ મુસલિમમાં મોઆવીયા બીન અબુ સુફયાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ધણું વળગીને નો માંગા કરો. ખોદાની કસમ તમારામાંનો કોઈ મારી પાસે કંઇ ચીજ માંગશે અને હું તેને નાપસંદ કરવા છતાં તેના સવાલને પૂરો કરીશ તો હું જે તેને આપીશ તેમાં તેને બરકત થશે નહીં.

**ફાયદો.** એટલે ચોટીને સવાલ કરી મારાથી કંઇ મેળવશે તે માલ બે બરકત થશે. આથી જણાયું કે સવાલ કરવો હરામ છે વિશેષ કરી ચોટીને માંગવું ધણુંજ હરામ છે.

૬૧૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અનાજના ખેપ કરનારાઓ પાસેથી આગળ વધીને નો ખરીદો. તો જે કોઇ આગળ વધી ખેપ કરનાર પાસેથી ખરીદશે, ફરી જો તે ખેપનો માલિકને બજારમાં આવશે તો તેને અખત્યાર છે" એટલે આગળો વેચાણને કબુલ રાખે અથવા કબુલ નહીં રાખે. અને પોતાના તેજ અનાજને બજારમાં વેચી દયે.

**ફાયદો.** શહેરથી ગાવ બે ગાવ આગળ વધીને અનાજની ખેપ ખરીદવી હરામ છે. કારણ કે એમાં બે નુકસાન છે એક વેપારીનું નુકસાન કે કદાપી બજારમાં વધારેથી વેચાતું હોય. બીજું શહેરવાળાઓનું હક્ક મરાયૂ છે. કેમકે જો બજારમાં ખેપ આવતે તો સર્વ લોક ખરીદતે. માટે હજરતે (સલ) એમાં વેપારીને અખત્યાર આપ્યો છે.

૬૧૩ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તું એક જોડો પેહેરીને નો ચાલ, અને એક કપડામાં ઊંકડુ નો બેસ, (એટલે કદાપી બદન ખુલી જશે) * અને ડાબા હાથથી નો ખા. અને એવી રીતે કપડું ન ઓઢ કે નમાજ કે કોઈ બીજા કામમાં હાથ બહાર નીકળી ન શકે. અને જ્યારે તું ચીત સુએ તો તારા એક પગને બીજા ઉપર

* એ વિષે મોટા મોટા ઘણા પાદરીઓનો ઈકરાર ઈજહારૂલ હક્ક અધ્યાય પહેલા તથા બીજામાં છે ગુ. મો.

+ ચાંદી સોનાના ઘડીઆળ પણ હરામના કાયદામાં છે. જેમકે શામીમાં છે. અને સોના ચાંદીના વાસણ વાપરવાનું હરામપણું સ્ત્રી પુરૂષ બંને માટે છે. ગુ. મો.

* વળી મરદના તેમ બેસવાથી શરમગાહનો આકાર કપડામાંથી બહાર જણાશે. એ બેશરમી છે. ગુ. મો.

નો મુક." એટલે જો લુંગી હશે તો ખુલી જશે.

**ફાયદો.** હજરતે (સલ) મુસલમાનોને આ-અદબ શીખવ્યાં.

* ૬૧૪ બોખારી તથા મુસલિમમાં અબદુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની મસજીદોથી ખોદાની બંદીઓને નો રોકો.

**ફાયદો.** એટલે સ્ત્રીઓ જો નમાજ માટે મસજીદમાં જાય તો રોકાણ નો કરો. હજરત આએશા (રદી) એ ફરમાવ્યું કે હમણા ઓરતો એ જે શરીઅત વિરૂદ્ધ તરેહ કહાડી છે તેને જો હજરત (સલ] જોતે તો તેમને મસજીદમાં જ-વાની રોકાણ કરતે. એજ માટે મુજતહેદોએ કહ્યું છે કે હજરત (સલ ના વખતમાં સ્ત્રીઓનું મસ-જીદમાં જવું દુરૂસ્ત હતું. અને આ જમાનામા ફેસાદ ઘણો છે જેથી હવે દુરૂસ્ત નથી. +

૬૧૫ બોખારી તથા મુસલિમમાં અબુ હો-રેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [ સલ ] ફરમાવ્યું કે તમો બચેલા [અથવા વધારે] પાણી-ને નો રોકો કે એને લીધે તમો વધારાનો ચારો રોકો.

**ફાયદો.** એટલે જો તમારો કુવો અથવા હોજ અથવા તળાવ હોય અને તેથી તમો તમા-રૂં કામ કરી ચુકયા હો તો લોકોને તેના બાકીના પાણી પીવાથી અથવા ખેતર વાડી પાવાથી નો રોકો, અને જો પાણી રોકશો તો આય કારણને લીધે તળાવ અને હોજની આસપાસ જમીન ઉપર જે ચારો છે તે જનાવરને ચરવા નહીં દો તો એ વળી વધારે બુરૂં કામ છે. એટલે પાણી રોકવાથી તમારી આ મતલબ છે કે આ યુકતી-થી ચારો બચે. ન ત્યાં આદમી અને જનાવર આવશે અને ન ચારો ચરશે. +

૬૧૬ મુસલિમમાં અબુ કતાદા હારેસ બીન રિબઈ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગદલી ખજુર અને પાકી ખજુરને મેળવીને નબીજ નો બનાઓ અને પાકી ખજુર અને સુકી દરાક્ષની ભેગી નબીજ નો બનાઓ પણ દરેકની જૂદી જૂદી નબીજ બનાઓ.

**ફાયદો.** અરબ લોકો ખજુર અને સુકી દરાક્ષ ભીજવી રાખી તેનો રસ પીયા કરતા હતા. (એને નબીજ કહે છે) તો હજરતે [સલ] ફરમા-વ્યું કે બે જાતની ચીજ મેળવીને નો ભીંજવ્યા કરો. એમાં જલદી નિશા થાય છે.

૬૧૭ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમો તુંમડી તથા લખોટેલી બરણીમાં નબીજ નો બનાઓ.

**ફાયદો.** આ શરાબના વાસણ હતાં માટે તેને વાપરવાની પ્રથમ મના કરી હતી. +

૬૧૮ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે નજર (માનત) નો કરો. કારણ કે નજર તકદીરને કં-ઇ ટાલતી નથી. અને નજરને લીધે તો માત્ર બખીલનો માલ ખરચ થાય છે.

**ફાયદો.** એટલે એવા અકીદાથી કે નજર કરવાથી તકદીર ટલી જશે નજર કરવી બે ફાય-દા છે. અને દુરૂસ્ત નથી. પણ જો એવો અકીદો ન હોય તો નજર કરવી દુરૂસ્ત છે. *

---

× જ્યારે ફેસાદને લીધે મસજીદમાં સુંનતે મો અ-કકદા જમાઅતથી નમાજ પઢવા જવું હવે સ્ત્રીઓને દુર-સ્ત નહીં થયું તો સ્ત્રીઓનું કબરોપર જીયારત મુસ્તહબ માટે જવું આવા ફિસાદના વખતમાં કેમ દુરૂસ્ત થાય. ગુ. મો.

+ હિદાયા, દુર્રે મુખતાર વગેરે ફિકહની કિતાબોમાં છે કે ઘાસનું વેચવું કે ઘાસનો સુડો કે સેડો ગણોતે આ-પવો દુરૂસ્ત નથી. શરીઅતે પાણીમાં દરેકનું હક ઠેરવ્યું છે. પણ જેમ કોઇ પાણીને માંટલામાં ભર્યા પછી વેચી શ-કે છે. તેમ જો કોઈ ઘાસ કાપીને વેચે તો દુરૂસ્ત છે. પણ કાપવા પેહેલાં કોઇને કાપવાથી રોકી શકતા નથી તેમ ચર-વાની જગ્યામાં કોઈના જાનવરને ચરવાથી રોકી શકતા ન-થી. પણ આ કાયદા પર ચાલવું અંગ્રેજી રાજ્યમાં ઘણું મુશકેલ છે. ખોદા આસાન કરે અને મસજીદોને એ પૈસો-થી બચાવે. ગુ. મો.

÷ એટલે એવું ન થાય કે તે વાસણ જોઈ પીવાનો ખ્યાલ આવે જેથી તે વાસણ વાપરવાની પણ મનાઈ ક-રી. ફરી જ્યારે લોકોની ટેવ શરાબ પીવાની સારી રીતે છુટી ગઈ ઈસ્લામી કાયદા પર જમી ગયા તો ફરી તે વાપ-રવાની મનાઈ રહી નહીં. ગુ. મો.

* એજ માટે કરેલી નજરનું પાલવું વાજેબ છે. ગુ. મો.

૬૧૯ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) મને ફરમાવ્યું કે હું આવું ત્યાં સુધી તમારી હાંડલી ને ઊતારવી નહીં તથા તમારા આટાની રોટી ઘડવી નહીં."

**ફાયદો.** મસાબીહમાં જાબેર (રદી) થી રિવાયત છે કે ખંદકની લડાઇમાં કોઇએ ત્રણ દિવસથી ખાણું ખાધું નહોતું અને હજરતે પોતાના પેટ ઉપર ભૂખથી પત્થર બાધ્યા હતા. મેં પોતાની બાયડીને કહ્યું કે હજરત (સલ) ઘણાં ભૂખ્યા છે. તો તેણે ત્રણ સેર જવનો આટો કહાડયો. અને તેને ગુંદયો અને એક બકરીનું બચ્ચું હતું તેને જુબહ કરીને હાંડલીમાં ચઢાવ્યું ફરી મેં છાની રીતે હજરત (સલ) ને કહ્યું કે આપ તથા બે ત્રણ આદમી બીજા ચાલો. તો હજરતે (સલ) સર્વને પુકારીને કહ્યું કે ઓ ખંદક ખોદનારાઓ આ પુરૂષે તમારી દાવત કરી છે ચાલો. ફરી હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે જ્યાં સુધી હું નહીં આવું હાંડલી નહીં ઉતારવી અને રોટલી નહીં ઘડવી. ફરી હજરત (સલ) મારે ઘેર પધાર્યા. અને હાંડલીમાં મોં મુબારકનો લોઆબ નાંખ્યો અને બરકતની દોઆ કરી, ફરી કહ્યું કે રોટલી ઘડો. હું ખોદાની કસમ ખાવું છું કે ત્રણ હજાર આદમીયોએ ત્રણ સેર આટાને ખાધો. અને હાંડલી તો તેવીજ રીતે ગોશથી ભરેલી જોશ ખાતી હતી અને આટો પણ તે ટલોજ હતો અને રોટલી ઘડાતી હતી. આ મોઅજેજો હજરત (સલ) નો ઘણો પ્રખ્યાત છે અને એની સનદ ઘણી માતબર છે.

૬૨૦ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે રંડાયલી બાયડીથી તેનો હુકમ લીધા વગર નિકાહ નહીં કરાય. અને કુંવારી બાયડીથી તેનો હુકમ લીધા વગર નિકાહ નહીં કરાય. લોકોએ કહ્યું કે ઓ રસુલુ–લ્લાહ તેનો હુકમ કેવી રીતે થાય ? (એટલે તે કુંવારી શરમને લીધે કેમ બોલશે) હજરતે (સલ) ફરમાવ્યું કે તેણીનું ચુપ રહેવું એજ તેણીનો હુકમ આપવો છે" *

**ફાયદો.** એટલે કુંવારીથી આવી રીતે કહેવું જોઇએ કે તારા નિકાહ અમો ફલાણા શખ્સ સાથે કરીએ છીએ. જો તે હુકમ આપે તો ઠીક છે. નહીં તો તેનું ચુપ રહેવું પણ હુકમ આપવો છે. ઇમામ આજમ (રહ) ની નજદીક ના બાલેગ છોકરીનો વાલી મુખત્યાર છે. જ્યાં ચાહે ત્યાં તેણીના નિકાહ કરે. ફરી તે રંડાયલી હોય કે કુંવારી હોય. અને જુવાન સ્ત્રી પોતે મુખત્યાર છે. ચાહે તે વીધવા હોય કે કુંવારી હોય. એને ઇમામ શાફેઇ (રહ) ની નજદીક વીધવા પોતે મુખત્યાર છે ફરી તે નાઢલી હોય અથવા જુવાન હોય. અને કુંવારીનો વાલી મુખત્યાર છે ફરી તે નાઢલી હોય અથવા જુવાન હોય.

૬૨૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ફોઇના નિકાહ ભતરીજી ઉપર નહીં કરાય અને ભાણજીના નિકાહ ખાલા ઉપર નહીં કરાય. +

**ફાયદો.** એટલે જેના નિકાહમાં એક બાયડી હોય તો તેની જીન્દગીમાં તે બાયડીની ફોઇથી કે ખાલાથી નિકાહ દુરૂસ્ત નથી. આ હદીસથી મુજતહેદોએ કાયદો કહાડયો છે કે જો બે સ્ત્રીઓ એવી હોય કે જો તેમાંથી કોઇ પુરૂષ હોય (એવું ધારીએ) તો તે બેમાં નિકાહ દુરૂસ્ત થાય નહીં તો તેવીને (નિકાહમાં) ભેગી કરવી દુરૂસ્ત નથી.

૬૨૨ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે સ્ત્રીના નિકાહ તેની ફોઇ કે તેની ખાલા ઉપર નહીં કરાય.

૬૨૩ બોખારી તથા મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે વેસાલનો રોજો નો રાખો. જો તમારામાંથી કોઈ વેસાલનો રોજો રાખવા ચાહતો હોય તો તે સેહરીના વખત સુધી રોજાને મેળવે.

**ફાયદો.** એટલે જો રોજાવાળો સાંજના નહીં ખાય અને સેહરી ખાએ તો બેશક દુરૂસ્ત છે, અને જો ચાહે કે બે કે ત્રણ દિવસ બરાબર રોજો રાખે અને રાત્રે કંઇ નહીં ખાય એ

* આ હદીસ હનફી મજહબની દલીલ છે કુંવારી હોય તોએ તેના વાલીને જબર દસ્તી વગર હુકમ લીધે નિકાહ કરવા દુરૂસ્ત નથી. ગુ. મો.

+ કેમકે એથી સગાઈમાં જુદાઈ પડે છે. ગુ. મો.

દુરૂસ્ત નથી,

૬૨૪ બોખારી તથા મુસલિમમાં અસમા બીનતે અબુ બકર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે સંભાળી નો રાખ કે અલ્લાહ પણ તારાથી સંભાળી રાખશે. જેટલી શકિત હોય તેમ આપ્યા કર. ગાંઠ નો મારી રાખ કે ખોદા પણ તારાથી ગાંઠ મારી રાખશે. ગણીને [માલ] નો રાખ કે ખોદા પણ તને ગણીને આપશે.

**ફાયદો.** એટલે બખીલ નો બન અને માલ ને જમે નો રાખ. ખોદાના માર્ગમાં આપ્યા કર ખોદા પણ તને આપ્યો જશે, અને જો તું રોકી રાખશે તો ખોદા પણ રોકી રાખશે. *

૬૨૫ મુસલિમમાં જોબેર બીન મુતએમ (રદી) થી રિવાયત છે કે હજરતે[સલ] ફરમાવ્યું કે કુફરની કસમ તથા કરારનો ઇસ્લામમાં કશો ઇતબાર નથી, અને જે કસમ અને કરાર નેક કામ નો કુફરમાં હોય તેને તો ઇસ્લામે વધારે મજબુતી કરી છે

**ફાયદો.** અરબના કાફેરોની દસ્તુર હતી કે એક કોમ બીજી કોમથી આપસમાં કસમ ખાતી અને એક બીજાની હકક નાહકકમાં મદદ કર્યા કરતી તો, હજરતે (સલ) ફરમાવ્યું કે ઇસ્લામમાં કુફરના કસમ તથા કરારનો કશો ઇતબાર નથી પણ જુલમ ખમનારની મદદ કરવી, સત્ય કામની પુષ્ટી આપવી; તેની તો ઇસ્લામમાં વધારે તાકીદ છે.

૬૨૬ મુસલિમમાં અબદુલ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ઇસ્લામમાં શેગાર દુરૂસ્ત નથી.

**ફાયદો.** શેગાર આ છે કે એક શખ્સ પોતાની બેહેન(કે દીકરી) ના નિકાહ બીજાથી એવી શરત પર કરે કે તું તારી બહેન (કે દીકરી) ના નિકાહ મારી સાથે વગર મહરે કરી દે જાણે અદલા બદલી કરતા, અને આ તદબીરથી મહર [પલ્લું] બચાવતા હતા. તો તે દીને ઇસ્લામમાં હરામ થયું. †

૬૨૭ બોખારી તથા મુસલિમમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે(સલ) ફરમાવ્યું કે બે સાઅ ખજુરને એક સાઅને બદલે અને બે સાઅ ઘઉંને એક સાઅને બદલે, અને એક દિરહમને બે દિરહમને બદલે નો વેચ.

**ફાયદો.** સાઅ (હિન્દુસ્તાનના) ત્રણ શેરનો થાય છે એટલે એક જાતીમાં વધારે લેવું દેવું દુરૂસ્ત નથી, કેમકે વ્યાજ છે.

૬૨૮ મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયુત છે કે હજરતે(સલ) ફરમાવ્યું કે વગર કેરાઅત પઢે નમાઝ થતી નથી.

**ફાયદો.** આ હદીસથી જણાયું કે નમાજમાં કુરઆન પઢવું ફરજ છે.

૬૨૯ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખાણું હાજર હોવા છતાં (ઉમદા) નમાજ નથી. અને જાય જરૂર પેશાબની જરૂરત છતાં તે (ઉમદા) થતી નથી,

**ફાયદો.** એટલે જયારે ખાણું તૈયાર હોય તો પ્રથમ ખાણું ખાય ફરી નમાજ પઢે કે જેથી નમાજમાં ખાણાની તરફ દિલ લાગેલું નહીં રહે. અને એવીજ તરેહ જયારે જાય જરૂર અને પેશાબ ઘણાં લાગ્યાં હોય તો તેથી ફારેગ થઇને નમાજ પઢે કે જેથી નમાજમાં વસવસો નહીં રહે.

૬૩૦ બોખારી તથા મુસલિમમાં ઓબાદા બીન સામેત (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ **અલહમ્દોની** સુરા નહીં પઢે તેની નમાજ નથી.

**ફાયદો.** ઈમામ શાફેઇ (રહ) ના મજહબમાં વગર અલહમ્દો પઢે નમાજ થતી નથી. આ હદીસ તેમની દલીલ છે. અને ઇમામ આજમ (રહ) ની નજદીક વગર અલહમ્દો પઢે નમાજ કામેલ

---

દુર્રે મુખતારમાં છે કે બાપ ઉપર જેમ ઇમાન શિખવવું બચ્ચાંઓને ફરજ છે તેમ સખાવત કરવા શિખવવું પણ ફરજ છે. રાંદેરમાં દસ્તુર છે કે લોકો પોતાના બચ્ચાંઓને હાથે ફકીરોને પૈ પૈસો અપાવે છે. એ ચાલ નીકળવાનું કદાપી શરૂમાં એજ કારણ હશે. પણ હવે તો લોકો એવું સમજીને અપાવે છે કે બચ્ચાંને માથેથી બલા ટલે. પણ જો એની સાથે એવી નેયત પણ રાખે કે બચ્ચાંને ખેરાત કરવાની આદત રહેશે તો ખેરાત શિખવવાનો સવાબ પણ મળશે. ગુા' મો.

† કેમકે એમાં ઓરતોનું મહરનું હકક મરાય છે માટે એ કામ હરામ થયું. પણ ઇજાબ કબુલ થવાને લીધે નિકાહ દુરૂસ્ત થવાના અને તે સ્ત્રીના કબીલાની સ્ત્રીની જે મહર અપાઈ હોય તેટલી આપવી પડવાની ગુા. મો.

થતી નથી.

૬૩૧ બોખારી તથા મુસલિમમાં અલી (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહની નાફરમાનીમાં કોઇની તાબેદારી નથી. તાબેદારી તો સારા કામમાંજ છે.

**ફાયદો.** એટલે બાદશાહ અથવા મા બાપ અથવા ઉસ્તાદની તાબેદારી નેક કામમાં કરે અને શરીઅત વિરૂદ્ધ કામમાં તાબેદારી કરવી નજ જોઇએ. *

૬૩૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અપસુકન લેવું નથી. પણ સારા સગણુ (નેક ફાળ) લેવું છે.

**ફાયદો.** અરબની દસ્તુર હતી કે પક્ષીઓ તથા [કેટલાક] જાનવરોની અવાજથી અપસુકન લેતા હતા તો તેથી હજરતે [સલ] મના કરી કે આ ચોકખો વેહેમ તથા ખ્યાલ છે. ખોદાના હુકમ વગર કંઇ થતું નથી અને નેક ફાલ તેને કહે છે કે ખોદાના ભરોસા પર કોઇથી શબ્દ સાંભળીને સારી ધારણા કરવી. જેમકે બીમાર સાલેમનો શબ્દ સાંભળીને એવી ધારણા કરે કે હું ખોદાના ફજલો કરમથી આજે સમો થયો અને આ જે ફાલનામા એહલમોમાં પ્રખ્યાત છે તેમાં ફાલ જોવી કદી દુરૂસ્ત નથી, × એમાં તો કુફરનો ડર છે. ગેબની વાત ખોદા સિવાય કોઇને જણાયલી નથી.

૬૩૩ બોખારી તથા મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એક ની બીમારી બીજાને લાગતી નથી. અને અપસુકન લેવું નથી. અને દેવ ભુત નુકસાની કરવાના માલિક નથી.

**ફાયદો.** અરબના કાફેરોનો અકીદો હતો કે બીમારીને શકિત છે કે જે આપો આપ બીજા માણસને લાગી જાય છે તો ફરમાવ્યું કે આ ગલત વાત છે. અને આવો ગુમાન હતો કે જંગલમાં દેવ ભુત તરેહ તરેહની શિકલો બદલે છે. અને લોકોને માર્ગથી ભટકાવે છે અને નુકસાની પુગાવવાના માલિક છે. તો હજરતે [સલ] ફરમાવ્યું કે એ વાત પણ ગલત છે. ખોદાની ઇચ્છા વગર કોઈ કંઇ કરી શકતું નથી તમો સઘળી જહાનના માલિક ખોદાને કેમ ભુલો છો ? અને અહીં તહીં જીવ ભટકાવો છો? બીજી હદીસમાં આવેલું છે કે જયારે જંગલમાં દેવ ભુત તમને નજરે પડે તો અજાન કહ્યા કરો. કંઇ નુકસાની થશે નહીં.

૬૩૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હઝરતે (સલ) ફરમાવ્યું કે ફરઅ તથા અતીરા દુરૂસ્ત નથી. [ફરઅ એટલે ઊંટડીના પેહેલા બચ્ચાને બુતોને માટે જુબહ કરવું. અને અતીરા એટલે રજબના મહિનામાં દસમી તારીખ સુધી કુરબાની કરવી તો એ દુરૂસ્ત નથી. +

**ફાયદો.** અરબના કાફેરોની દસ્તુર હતી જયારે ઊંટડીને પેહેલું બચ્ચું થતું તો તેને જુબહ કરીને તેનું ખૂન બુતો ઉપર છણકતા. અને રજબ મહિનાના માનમાં પ્રથમના દસ દિવસમાં કુરબાની કરતા તો હજરતે [સલ] બંનેને હરામ કર્યા.

૬૩૫ બોખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જો તેં તેણીના ઉપર [બદકારી નો] દોશ સાચો મુકયો છે, તોએ તે માલ તારે માટે નથી. એ તો તેણીની શરમગાહથી જે લાભ લીધો તેના બદલામાં છે. અને જો

÷ કેટલાક લોકો કહે છે કે પીર કામેલ જો કોઈ કામ શરીઅત વિરૂધ્ધ કહે તો દુરૂસ્ત છે અને એ વિષે દિવાને હાફેજની એક શેઅરનો આધાર લે છે એ તેઓની ભુલ છે. આ હદીસની સામે દીવાને હાફેજની શેઅર ટકી શકે નહીં, અને એમ ધારવું કે તે શરીઅત વિરૂદ્ધ કામ કોઈ રીતથી દુરૂસ્ત હશે ત્યારેતો પીર સાહેબે કહ્યું એ શૈતાની વસવસો છે. કારણકે પીર સાહેબના ઈલહામમાં ખલતી થવાનો એહતેમાલ છે. પણ અલ્લાહે અને અલ્લાહના રસુલે જે હરામ કર્યું તે તો યકીની છે. માટે શરીઅત વિરૂદ્ધ કામ કોઈનું કહેલું મનાઈ નહીં શા. મો.

* મુલ્લા અલી કારી (રહ) એ કુરઆન શરીફથી પણ ફાલ જોવાને શરહ એનુલ ઈલમ તથા શરહ ફીકહ અકબરમાં હરામ કહ્યું છે. ગુ. મો.

+ ફરઅ અને અતીરા એ રસમો કાફેરોની છે. શરૂ ઈસ્લામમાં સહાબા અલ્લાહને નામે ફરઅ અને અતીરા કરતા હતા તો હજરતે તેઓને મના કર્યો. ગુ. મો.

તેં તેના વિષે (દોશ નું જૂઠું કહ્યું છે તો તો તેને (એટલે માલને) તેણીથી પાછો લેવો ઘટાર્થ નથી.” આ હદીસ હજરતે (સલ) તે અનસારીને કહી હતી કે જેણે પોતાની બાયડીથી લેઆન કર્યો હતો એટલે વગર ગવાહે પોતાની બાયડીને જીનાનું તોહમત મુકયું હતું અને ફરી જૂઠાપર લાનત કરી છોડી હતી ફરી હજરત (સલ) ને કહ્યું કે એ રસુલુ-લ્લાહ મારો માલ બાયડીથી અપાવો.

૬૩૬ બોખારી તથા મુસલિમમાં અબુ બકર, * ઓમર, અલી અને આએશા + (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે અમો (એટલે પેગમ્બર લોકો) વારસો છોડતા નથી. (અમારા માલનો કોઇ વારેસ નથી) અમો જે પાછળ છોડી જઇએ છીએ તે સદકો છે.

**ફાયદો.** બોખારીમાં હજરત આએશા (રદી) થી રિવાયત છે કે હજરત ફાતેમા (રદી) એ મદીનામાં તથા ખેબરમાં જે જમીન હતી તેમાંથી પોતાના બાપનો વારસો માંગ્યો હજરત અબુબકર સિદ્દીક (રદી) પાસે કોઇને મોકલ્યો ત્યારે હજરત સિદ્દીકે [રદી] કહ્યું કે હજરતે [સલ] ફરમાવ્યું છે કે અમારા માલમાં વારસો નથી. અમો જે છોડીએ છીએ તે ખોદાના માર્ગમાં સદકો છે. અને બેશક મોહમદ [સલ] ની આલ એટલે બીબીઓ અને ઓલાદને એ માલમાંથી ખાવા જોગું મળશે. અને સિદ્દીકે [રદી] કહ્યું કે એ માલમાંથી જે હજરત કરતા હતા તેજ હું પણ કરીશ. મારા તરફથી એમાં કંઇ વધારે ઓછું થશે નહીં. આ હદીસનું મજમુન આ કીતાબમાં અનેક વાર વર્ણાયું છે. મતલબનો સાર આજ છે કે પ્રથમ હજરત ફાતેમા (રદી)ના જાણમાં નહોતું કે પેગમ્બરોના માલમાં વારસો નથી. માટે માંગણી કરી હતી જયારે જણાયું તો છાનાં રહ્યા. અને આ હદીસને માત્ર સિદ્દીકેજ (રદી) રિવાયત કરી નથી. કે કોઇ બદ એતેકાદી તાનો કરે. પણ અલી મુરતજા (રદી) પણ એના રાવી છે. †

+ શરહ મશારેકસાં છે કે હજરત અબુ બકર [રદ] નું નામ પ્રથમ અબદુલ કાબા હતું. તો હજરતે (એ નામને બદલી ને) તેમનું નામ અબદુલ્લાહ રાખ્યું. અબ્દના એક અર્થ બંદગી કરનારનો છે અને બીજો અર્થ ગુલામનો છે. ગુલામનો અર્થ લઈ ખોદા સિવાય બીજી કોઈ તરફ લગાડી નામ રાખવામાં કંઈ શિર્ક નથી છતાં હજરત [સલ] એને પસંદ કરતા નહોતા. આથી તમો સમજી શકશો કે અબદુન નબી અબદુર-રસુલ નામ રાખવાં દુરસ્ત નથી. હજરત અબુ બકર તેમના મા બાપ તેમની ઓલાદ તથા તેમની ઓલાદની ઓલાદ સર્વે સહાબા છે અને હજરતના સંગથી ભાગ્યશાળી થયા છે. આ માન ખાસ એમનેજ માટે છે. બીજા કોઈ સહાબીને નથી. ગુ. મો.

આ હદીસ હોજેફા બીન યમાન, જોબેર બીન અવ્વામ, અબુ દરદા, અબુ હોરેરા, અબ્બાસ, ઉસમાન, અબ્દુ-રંહમાન બીન ઓફ, સઅદ બીન વક્કાસ, થી પણ રિવાયત થઈ છે. જે માણુસે હજરત (સલ) ની જુબાન મુબારકથી હદીસ સાંભળી હોય તેને તો ખાતરી પૂર્વક તેનો ઈલમ થાય છે અને જેમ કુરઆન ઉપર અમલ કરવું ફરજ છે તેમ તેને હદીસ ઉપર અમલ કરવું ફરજ છે. ગુ. મો.

× બોખારીમાં માલિક બીન ઓસ (રદી) થી રિવાયત છે કે ખચીત ઓમરે (રદી) કેટલાક સહાબાની રૂબરૂ કે જેમાં અલી, અબ્બાસ, ઊસમાન, અબદુર રહમાન બીન ઓફ, જોબેર બીન અવ્વામ અને સઅદ બીન વક્કાસ હતા કહ્યું કે હું તમને તે ખોદાની કસમ આપું છું કે જેના હુકમથી આસમાન જમીન કાએમ છે. શું તમો જાણો છો કે રસુલલ્લાહે કહ્યું છે કે અમારો વારસો થતો નથી જે કંઇ અમો મુકી જઇએ તે સદકો છે ? તેઓએ કહ્યું કે ઓ અલ્લાહ હા, એમજ છે. ફરી અલી તથા અબ્બાસની તરફ જોઇને કહ્યું કે તમને ખોદાની કસમ આપું છું. શું તમો જાણો છો કે રસુલ-લ્લાહે આ કહ્યું છે ? તેઓએ કહ્યું કે ઓ અલ્લાહ હા, એમજ છે. શીઆઓની કિતાબમાં પણ એને મળતી રિવાયત મળી આવે છે મોહમ્મદ બીન યાકુબ રાજીએ કાફીમાં અબુલ બખતરીથી અને તેણે અબુ અબદુલ્લાહ જાફર બીન મોહમ્મદ સાદેક (અલે) થી રિવાયત કરી છે કે તેમણે કહ્યું તે ખચીત ઓલમા નબીયોના વારેસ છે. અને આ એટલા માટે કે નબીયો વારસો છોડતા નથી. અને એક પ્રતમાં છે કે તેઓ દિરહમ કે દીનારનો વારસો મેળવતા નથી. અને તેઓએતો કેટલીક હદીસો નોજ વારસો મુકયો છે જેણે તેમાંથી કંઈ લીધું તેણે મોટો ભાગ મેળવ્યો.” આ “હદીસો નોજ વારસો મુકયો છે” એની અરબી માં “ઈન્નમા” નો શબ્દ છે એ હસરનો લાભ આપે છે એટલે ઈલમ સિવાય બીજી કોઈ ચીજનો વારસો મુકયો નથી. એ વિષેનો વધુ ખુલાસો તોહફએ ઈસ્નાઅશરીયામાં છે. ગુ. મો.

મતલબ કે ઇમાનદારને એટલું બસ કરે છે અને બદગુમાનીની તો પેગમ્બર પાસે પણ દવા નથી.

૬૩૭ બોખારીમાં અબદુ-લ્લાહ બીન હેશામ(રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેના કબજામાં મારી જાન છે તેની કસમ કે જ્યાંસુધી હું તારા જાન કરતાં વધારે તારી આગળ પ્યારો નહીં થાવું ત્યાંસુધી તું પાકા ઇમાનવાળો થશે નહીં." આ હજરતે (સલ) ઉમર (રદી) ને કહેલું. ફરી હજરત ઉમરે (રદી) કહ્યું કે ખોદાની કસમ હમણાતો આપ મારા જીવ કરતાં પણ મને વધારે પ્યારા છો, ત્યારે હજરતે [સલ] ફરમાવ્યું કે હવે તારૂં ઇમાન પાકું થયું. એ ઉમર!

**ફાયદો.** અબદુ-લ્લાહ બીન હેશામ (રદી) થી રિવાયત છે કે અમો હજરત (સલ) ની સાથે હતા. અને આપે હજરત ઉમર (રદી) નો હાથ પકડેલો હતો. હજરત ઉમરે કહ્યું કે એ રસુલુલ્લાહ મારા જાન વગર દરેક ચીજથી હું આપને વધારે ચાહું છું ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. આથી જણાયું કે જ્યાં સુધી હજરત (સલ) ને પોતાની બાયડી, બચ્ચાં, માબાપ પીર, શેઠ, સરદારથી એટલુંજ નહીં પણ પોતાની જાનથી પણ વધારે નહીં ચાહશે તો તેનું ઇમાન પાકું નથી, કાચું છે. અને હજરત (સલ) ની મોહબ્બતનો પત્તો (નિશાની) આ છે કે તેમની સુંનત ઉપર ચાલે એને બિદઅતથી દુશમનાઈ રાખે. અને શરીઅતે મોહમ્મદી વિરૂદ્ધ કોઇનુ કહેવું નહીં માને. અને જે કોઇ શાદી ગમીમાં જાત જમાઅતના ડરથી શરીઅત વિરૂદ્ધ રસમો કરે, અથવા નોકરી ચાકરીમાં સરદારની ખાતરને શરિઅત વિરૂદ્ધ શ્રેષ્ઠ રાખે તેનું ઇમાન પાકું નથી. તે હજરત [સલ] ની મોહબ્બતમાં કાચો છે ઇલાહી તું પોતાના કરમથી અમને પોતાના હબીબની મોહબ્બતમાં પાકા કર. આમીન યા રબ્બલ આલમીન.

૬૩૮ બોખારીમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યુ કે અલ્લાહની કસમ તેમાંથી એટલે અબ્બાસને છોડાવવાના બદલામાંથી એક દિરહમ છોડવો નહીં.

**ફાયદો.** જ્યારે જંગે બદરમાં ઇસ્લામની ફતેહ થઇ, તો સિત્તેર કાફેર મરાયા અને સિત્તેર કેદ થયા. તેઓમાં હજરત (સલ) ના કાકા અબ્બાસ પણ હતા. હુકમ થયો કે કેદીઓ જો પોતાનો બદલો માલ આપે તો છુટે. અનસારીઓએ હજરત (સલ) ને અરજ કરી કે જો હુકમ હોય તો અબ્બાસને વગર માલ લીધે છોડીએ. તેઓની મતલબ આ હતી કે આ વાતથી હજરત (સલ) ખુશ થશે. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે સર્વ માલ તો શું? પણ એક દિરહમ પણ છોડીશ નહીં. આથી જણાયું કે હકક વાતમાં સગાં અને પારકાં સર્વ બરાબર છે. જાત ભાઇની રિઆયત કરવી નહીં જોઇએ.

૬૩૯ મુસલિમમાં બોરેદા બીન હેસેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદા કરેને તને નહીં મળે. મસજીદ તો જે માટે બનેલી છે તે માટેજ બનેલી છે." આ હજરતે (સલ) તે શખ્સને કહ્યું કે જે મસજીદમાં ઢુંઢ કરતો હતો. તેણે એવા રીતે કહ્યું કે કોઇ મને બતાવે કે લાલ ઊંટ કયાં છે?

**ફાયદો.** એટલે મસજીદો ઇબાદતને માટે છે તેમાં કંઇ ચીજ ઢુંઢવી અથવા દુન્યાની તેમાં વાત કરવી દુરૂસ્ત નથી. કારણ કે હજરતે (સલ) તે તલાશ કરનારને બદ દોઆ કરી. મસજીદમાં સવાલ કરવો દુરૂસ્ત નથી. એટલુંજ નહીં પણ (તેને) મસજીદમાં આપવું પણ દુરૂસ્ત નથી.

૬૪૦ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે હિજરત (એટલે વતન છોડવું) મકકા ફતેહ થયા પછી રહી નથી.

**ફાયદો.** જ્યાં સુધી મકકા ફતેહ થયું નહોતું તો મકકામાં રહેનારાઓને એટલુંજ નહીં પણ મકકાના આસપાસ વાળાઓને પણ વતન છોડવું અને મદીનામાં હજરતની પાસે કાફેરો સાથે લડવા આવવું ફરજ હતું. જ્યારે મકકા ફતેહ થયું તો તે ખાસ હિજરતનો હુકમ રહ્યો નથી. પણ કાફેરોના મુલકથી હિજરત કરવી કેયામત સુધી બાકી છે. જેમ કે બીજી હદીસમાં છે કે "હિજરત અને તોબા કેયામત સુધી બાકી છે.

૬૪૧ મુસલિમમાં અબુ કતાદા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ] ફરમાવ્યું કે તમારા ઉપર હલાકી નથી. મારા નાહના પ્યાલાને ખોલી લાઓ" આ હજરતે લેલતુત તારીસ ના બપોરે કહેલી.

**ફાયદો.** જંગે તબુકથી જ્યારે હજરત પાછા ફરયા તો ગરમીની મોસમ હતી અને પાણી કેથે નહોતું. જ્યારે બપોર થયો તો સહાબા એ અરજ કરી કે અમો તરસને લીધે હલાક થઈએછીએ ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે તમો હલાક થશો નહીં. ફરી દન્નવામાં બંધાએલું પ્યાલું મંગાવીને વોજુના વાસણમાંથી થોડું પાણી નાખ્યું. ફરી તેને પોતાના મોંથી લગાડયું ફરી પીધું અથવા કંઇ તેમાં ફુંકયું (તે લોઆબ નાખ્યો) જેથી પાણીમાં એટલી બરકત થઇ કે સઘળા લશ્કરે પીધું. ત્રીસ હજારનું લશ્કર હતું અથવા સિત્તેર હજારનું. આ હજરત (સલ) નો મોએજેજો છે.

૬૪૨ મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કુરબાનીમાંથી ત્રણ દિવસથી વધારે કોઇ ખાએ નહીં." આ હદીસ મનસુખ છે. અબુ સઇદ ખુદરીએ રિવાયત કરેલી હદીસથી મન સુખ છે. અને તેને મેં પાંચમાં અધ્યાયમાં બયાન કરી છે. (વાંચો નં. ૧૦૨૩.)

૬૪૩ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારાથી દરેકની આગળ તેના બાપથી દીકરાથી અને તમામ લોકોથી જ્યાં સુધી હું વધારે પ્યારો નહીં થાવું ત્યાં સુધી તે પૂરો ઇમાનદાર હોતા નથી. *

**ફાયદો.** એટલે જ્યારે સર્વથી મને વધારે ચાહે અને સર્વની ખુશી ઉપર મારી ખુશીને આગળ રાખે ત્યારે પૂરો ઇમાનદાર થશે. આ હદીસથી જણાયું કે જેણે પોતાના જીવની ખાહેશ અને હવસ સર્વ મટાવ્યા અને શરીઅતે મોહમ્મદીની તાજીમની સાથે તાબેદારી કરી અને જાહેર બાતેનથી હજરત (સલ) પર ફીદા થયો તે પૂરો ઇમાનદાર છે. અને તેનુંજ નામ વલી છે. અને તેજ કામેલ ફકીર છે. અને સાચો મુસલમાન છે. અને જેને એ વાત મળી ન હોય તે રંગાયલી કોલીસરખો છે. (એટલે તે બેહરૂપી મક્કાર છે) ફરી તે મોલવી હોય કે ફકીર હોય. ઇલાહી તું પોતાના કરમથી અમને સાચા મુસલમાન કર. આમીન.

૬૪૪ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી કોઇ બંદો જે પોતાને માટે પસંદ કરે છે તે પોતાના ભાઇ માટે નહીં પસંદ કરશે ત્યાં સુધી તે પૂરો ઇમાનદાર થશે નહીં.

**ફાયદો.** આ હદીસમાં ઇસલામનું હક બયાન થયું છે એટલે જેવી રીતે પોતાના જાનને બલા અને મોસીબતથી બચાવે છે તેમજ બીજાને પણ બચાવે. અને જે ખુબી અને ભલાઇ પોતાને માટે ચાહે છે તેવીજ બીજા મુસલમાન માટે ચાહે. જેના દિલમાં કીનો કપટ નહીં હોય અને સાફ દિલ હોય તેનાથી આ હદીસ ઉપર અમલ થશે.

૬૪૫ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ (પોતાના માલને) એકના વેચાણ ઉપર વેચે નહીં.

**ફાયદો.** એટલે એક શખ્સ પોતાની ચીજ વેચતો હોય અને કીમતી કરી ગઇ હોય તો તેવી ચીજને બુરી બતાવી પોતાની ચીજ નો વેચો * એમાં બીજાનો લાભ નાશ થાય છે. પણ જો તેની

* આ હદીસ ખરા મુમેનને પેહેચાનવાની ખરી કસોટી છે. અને હજરતની મોહબ્બતનો ખોટો દાવો કરી આશકે રસુલ બનનાર અને શરીઅતના હુકમ ઉપર નહીં ચાલનાર એટલુંજ નહીં પણ લોકોને શરીઅતના હુકમો ઉપર નહીં ચાલવાને ઉતેજન આપનારની જડ મુળ કાપે છે. ગુ. મો.

* આ મિસાલતો એકના વેચાણપર વેચવાની નથી પણ એક ચીજનો ભાવ થતો હોય તેમાં પોતાની ચીજનો ભાવ કરવો છે. પણ આ હદીસને લાગતી મિસાલ આ છે કે કોઇ શખ્સે એક ચીજ ખેયારે શરતથી (નંગડ) ખરીદી હોય તેને કહેકે આ ચીજ પાછી દે. હું તેના જેવી ચીજ તેથી સસ્તી દઉં. અથવા તેથી ઉમદા તેટલી કીમતમાં આપું તો એ મના છે. ગુ. મો

ચીજને લેનારો નહીં પસંદ કરે તો તે વેળા બીજાને વેચવું દુરૂસ્ત છે.

૬૪૬ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે શહેરવાળો ગામ વાળાઓને માલ વેચી નહીં દે. લોકોને છોડી દો (કે તેઓ આપસમાં લેદે કરે) અલ્લાહ એકને બીજાથી રોજક આપે છે.

**ફાયદો.** એટલે જો કોઇ બહારથી શેહેરમાં દાખલા તરીકે અનાજ વેચવા લાવે અને બજારભાવ વેચવાનો ઇરાદો કરે અને શેહેરનો રહેનાર તેને કહે કે તું હમણા ના વેચ મારી પાસે રાખી જા હું તને મોઘું વેચી દઇશ. એને હજરતે મના કર્યું કેમકે એમાં લોકોનું નુકસાન છે. જો દુકાળ હોય તો આ કામ કોઇની નજદીક દુરૂસ્ત નથી પણ જો સુકાળ હોય અને કોઇને નુકસાની નહીં હોય તો આ કામ કેટલાકની નજદીક દુરૂસ્ત છે.

૬૪૭ બોખારીમાં અબુ સઇદ [રદી] થી અને મુસલિમમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે પુરૂષ અલ્લાહ પર અને આખેરત (પાછલા દિવસ) પર ઇમાન લાવે છે તે અનસારીઓ સાથે દુશમનાઈ રાખશે નહીં.

**ફાયદો.** અનસાર મદીનાના લોક છે જેઓએ હજરતને પોતાના શહેરમાં રાખ્યા અને હજરત પર પોતાનો જાન માલ ફિદા કર્યાં. અને ઇસલામને મદદ કરી માટે તેઓની મોહબ્બત હજરતે ઇમાનમાં દાખલ કરી.

૬૪૮ બોખારીમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગળામાં દવા લગાડયા વગર ઘરમાં કોઇ બચેલો રહે નહીં. (એટલે સર્વના ગળામાં લગાડાય) અને હું જોઉં પણ અબ્બાસને નહીં લગાડાય. કારણકે તે તમારી સાથે હાજર નહોતો.

**ફાયદો.** હજરત [સલ] ને બીમારીમાં બેહોશી થઇ. હજરતની બીબીઓએ હજરતના ગળા ઉપર વગર ઇજાજતે * દવા ચોપડી હતી. જ્યારે હજરત હોશમાં આવ્યા તો દવા કડવી લાગી ત્યારે આ હદીસ ફરમાવી. હજરતે એટલા માટે બદલો લીધો કે કેથે મારી તકલીફને લીધે ખોદા તેઓ ઉપર અજાબ કરે નહીં. નહીં તો હજરતનો આ કરમ હતો કે કાફેરોથી પણ બદલો લેતા નહોતા.

૬૪૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઈ બંધ પાણીમાં પેશાબ કરે નહીં. ફરી તે તેનાથી ગોસલ કરશે.

**ફાયદો.** એટલે જે પાણી બંધ હોય વેહતું ન હોય જેમકે (નાહનો) હોજ તેમાં પેશાબ કરવો દુરૂસ્ત નથી. કેમકે તે નજસ થશે. તેનાથી ગોસલને લાએક રહેશે નહીં.

૬૫૦ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઈ વિચાર કર્યા નહીં કરે ને ફરી સુર્ય નીકળતાં નમાજ પઢે. અને ન સુર્યના ડુબતાં.

**ફાયદો.** એટલે સુબહ અને અસરની નમાજ અફજલ વખતમાં પઢવી જોઇએ એમ નથી કે વિચાર કર્યા કરે કે હમણા પઢું છું. હમણા પઢું છું ફરી વાર લગાડીને મકરૂહ વખતમાં અથવા સુર્યના નીકળવાના કે ડુબવાના વખતમાં નમાજ પઢે.

૬૫૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ રમજાનથી આગળ એક કે બે રોજા રાખે નહીં. પણ જે મરદ કે કોઇ રોજો રાખ્યા કરતો હોય તો (પોતાની આદત પ્રમાણે) તે રોજાને રાખે.

**ફાયદો.** એટલે જેવી રીતે કોઇ શખ્સને સુન્નતની તોરપર પીરનો કે જુમેરાતનો રોજો રાખવાની આદત હોય, અને તે દિવસ રમજાનની સાથે આવી પડે તો તેને રોજો રાખવો દુરૂસ્ત છે. પણ ફકત રમજાનના આવવા માટે એક બે રોજા રાખવા દુરૂસ્ત નથી.

૬૫૨ બોખારી તથા મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ તેના ઉપર તકલીફ આવી પડવાને લીધે મોતની આરજુ (આશા) કરે નહીં.

---

* એટલુંજ નહીં પણ હજરતે (સલ) ઈશારાથી ના પણ કહેલું પણ બીબીઓ સમજયા કે દવા બીમારને સારી લાગતી નથી એ સ્વભાવીક વાત છે. ગુ. મો.

**ફાયદો** આ હદીસની આટલી મતલબ બીજી રહી ગઈ છે કે હજરતે ફરમાવ્યું કે "જો (મોતની) આરજુ કરવાની જરૂર પડે તો આવી રીતે કહે "એ અલ્લાહ જ્યાં સુધી જીન્દગી મારા હકમાં બેહતર હોય ત્યાં સુધી જીવતો રાખ. અને જ્યારે મારા હકમાં મોત બેહતર હોય તો મોત આપ." દુન્યાના રંજ અને તકલીફને લીધે મોતની આશા કરવી એટલા માટે મના કરી કે આ બે સબરી તથા નાઉમેદીની નિશાની છે. પણ જો જમાનાના ફિસાદથી દીનમાં ખલલ પડતો હોય તો મોતની આરજુ કરવી દુરૂસ્ત છે.

૬૫૩ બોખારી તથા મુસલિમમાં ઉસમાન (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે પુરૂષ વોજુ કરશે અને વોજુને સારી રીતે બનાવશે (એટલે) ત્રણ ત્રણ વાર સારી રીતે સર્વા જગ્યા પાણી પહોંચવશે) અને ફરી કોઇ નમાજ પઢશે તો તે નમાજ તથા તેને લાગતી નમાજની વચ્ચેના ગુનાહો માફ્ જ થશે.

**ફાયદો.** આ તહીય્યતુલ વોજુની નમાજની બશારત છે.

૬૫૪ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કાફેર અને તેનો કતલ કરનાર (મુસલમાન) જહંનમમાં કદી ભેગા થશે નહી.

**ફાયદો** એટલે જે મુસલમાને કાફેરને જેહાદમાં માર્યો તે હમેશ દોજખમાં રહેવાથી બચ્યો.

૬૫૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે દીકરો બાપને કામ આવતો નથી. પણ તે પોતાના બાપને કોઇનો ગુલામ જુએ તો તેને ખરીદીને ફરી તેને આજાદ કરે. *

**ફાયદો.** ઇમામ આજમ (રહ) ની નજદીક એવીજ રીતે જ્યારે જીરહમ મહરેમનો કોઇ માલેક થાય ખરીદીને અથવા ગનીમતથી હિસ્સો લઇને તો તે સગાઇવાળો આજાદ થાય છે.

૬૫૬ બોખારી તથા મુસલિમમાં અબુ બુરદા બીન નેયાર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે અલ્લાહની હદો સિવાય (બીજી કોઇ બાબત)માં દસ કોરડાથી વધારે મારે નહીં.

**ફાયદો.** જે સજા ખોદાએ નીમી હોય તે હદ છે જેમકે કુંવારા વ્યભિચારી (જાની) પર સો કોરડા. અને કોઈ કસુર ઉપર મસ્લેહત ધારીને હાકેમ મારે તે તાજીર છે. તો ફરમાવ્યું કે દસ કોરડાથી વધારે તાજીર કરવી દુરૂસ્ત નથી. ઇમામ અહમદ [રહ]નો આજ મજહબ છે પણ ઇમામ આજમ તથા ઈમામ શફેઇ [રહ] ની નજદીક ઓગણચાલીસ કોરડા સુધી તાજીરમાં મારવું દુરૂસ્ત છે કારણ કે તાજીર તો ડરાવવા માટે ઠેરવાઇ છે. તો હજરતના જમાનામાં ઈમાન અને શરમ વધારે હતી તો તે વખતમાં દસ કોરડા બસ થતા હતા અને આ વખતમાં શરમ ઓછી છે તો વધારે તાજીર મુનાસેબ છે.

૬૫૭ બોખારી તથા મુસ્લિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે એક સ્ત્રીને તેની ફોઇની સાથે તથા એક સ્ત્રીને તેની ખાલા સાથે (નિકાહમાં) ભેગી કરાય નહીં.

૬૫૮ બોખારીમાં અબુ બકર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જકાતના ડરથી છુટાં [જાનવરો] ભેગાં કરાય નહીં. અને ભેગાં (જાનવરો)ને છુટાં કરાય નહીં.

**ફાયદો.** એટલે જેમકે ચાલીસ બકરીથી તે એકસો વીસ સુધીમાં જકાત એક બકરી છે. તો દાખલા તરીકે બે શખ્સોની ચાલીસ ચાલીસ બકરીઓ જૂદી છે તો જકાત આપવા ને વખતે આ હીલો કરે કે તે સર્વ એંસી બકરીઓને મેળવીને એક શખ્સની બતાવે કે જેથી જકાતમાં એક બકરી આપવી પડે. અને જો જૂદી જૂદી

---

* એક અર્થ આ છે દિકરો બાપ (ના એહસાન) નો બદલો આપી શકતો નથી પણ આકે જો તેને ગુલામ જુએ તો તેને ખરીદીને આજાદ કરે" હનફી મજહબ પ્રમાણે આ હદીસ ઉપર ઊંડાણ વિચાર કરતાં જણાય છે કે બાપનું હકક અદા કરવું મહાલ છે. કારણ કે હકક અદા કરવું તો આજ છે કે તેને ખરીદીને આજાદ કરે. પણ દીકરાનું બાપને ખરીદ કરતાંજ બાપ આજાદ થાય છે અને આજાદ થયલાને આજાદ કરવું મહાલ છે. તો સિદ્ધ થયું કે બાપનું હક્ક અદા કરવું અશકય છે. અને જ્યારે માનું હકક બાપથી વધારે છે તો તેનું અદા કરવું જરૂર અશકય થશે. ગુ. મા.

રહે તો બે બકરીઓ આપવી પડે. અથવા એક શખ્સની ચાલીસ બકરીઓ છે તેને એક બકરી આપવી પડે છે તો તેણે જકાત આપતી વેળા વીસ વીસ બકરીઓ બે જગ્યા કરી * જેથી જકાત આપવી નહીં પડે. કારણ કે ચાલીસ બકરીથી ઓછામાં જકાત નથી. તો હજરતે ફરમાવ્યું કે જકાત આપનારો જકાતના ડરથી એવો હીલો કરે નહીં. અને જકાત લેનારો આમેલ પણ એવી રીતે વધારે લેવાનો હીલો કરે નહીં. * આથી જણાયું કે જકાત બચાવવા હીલો કરવો દુરસ્ત નથી. (જેમકે કેટલાક સુરતના મુસલમાન જકાતના માલને એક વાસણમાં મુકીને તેને અનાજથી સંતાડી ફરી ફકીરને આપે છે અને ફકીરને ખબર નથી કે એમાં શું છે. બીજા આદમીને ઇશારો કરે છે કે તે વધારે કીમત આપીને તે ફકીરથી તે વાસણ અને અનાજ ખરીદે. આ લોકો ખોદાને દમ આપે છે "બાજી બાજી બારીક બાબા હમ બાજી" એવા નાદુરસ્ત હીલા યહુદી લોકો કરતા હતા જેઓ પર ખોદાએ ગજબ અને અજાબ કર્યો.

૬૫૯ મુસલિમમાં આએશા [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે ઘર વાળાઓની નજદીક ખજુર હોય તે ભૂખ્યા રહેશે નહીં.

**ફાયદો.** જેવાં કે મદીનાના લોક જેઓનો ખોરાક ખજુર છે તેઓને માટે આ ફરમાવ્યું છે.

૬૬૦ બોખારી તથા મુસલિમમાં બરાબ બીન આજેબ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) અનસારની બાબતમાં ફરમાવ્યું કે એમની સાથે મુનાફેકોજ દુશમની નાખશે જે એમની મોહબ્બત કરશે તેની સાથે અલ્લાહ મોહબ્બત કરશે. અને જે એમની સાથે દુશમની કરશે તેની સાથે અલ્લાહ દુશમની કરશે.

**ફાયદો.** મદીનાવાળાઓએ હજરત (સલ)-ની મદદ કરી માટે તેમને અનસાર કહે છે. એટલે રસુલના મદદગાર. એજ માટે તેમની મોહબ્બત મુસલમાનો ઉપર ફરજ થઇ. +

૬૬૧ બોખારી તથા મુસલિમમાં અબુ બકર (રદી) થી રિવાયત છેકે હજરતે (સલ) ફરમાવ્યું કે આ વર્ષ પછી કોઇ કાફેર મુશરેક હજજ નહીં કરે અને નાંગો માણસ કાબાની ચોતરફ નહીં ફરે. (તવાફ નહીં કરે).

**ફાયદો.** હિજરીને નવમે વર્ષે હજરતે સિદ્દીકે અકબર (રદી) ને હાજીઓના સરદાર કરીને મક્કામાં હજ માટે મોકલ્યા. અને આ હદીસ ફરમાવી કે સર્વને આ હુકમ પોહોંચવી દો, કે બીજે વર્ષ કોઇ કાફેર હજમાં નહીં આવે અને કાફેરોની દસ્તુર હતી કે તેઓ તવાફ નાંગા કરતા હતા તેઓ એમ સમજતા હતા કે કપડાંમાં અમોએ ગુનોહ કર્યો છે તેની સાથે શું તવાફ કરીએ? શરીઅતમાં નાંગા થવું હરામ છે વિશેષ કરીને કાબાની મસજીદમાં.

૬૬૨ બોખારી તથા મુસલિમમાં અબુ બકર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ગુસ્સાના હાલતમાં કોઇ આદમી બેમાં ફેસલો કરે નહીં

**ફાયદો.** એટલે જ્યારે હાકેમ અને કાજી ગુસ્સામાં હોય તે વખત ફેસલો કરે નહીં. કારણ કે મુકદ્દમો ફેસલો કરવા માટે અકલ અને હોશ જાઇએ કે જેથી સાચ જૂઠને ઓળખે [અને ગુસ્સામાં અકલ દબી જાય છે.] એવીજ રીતે જ્યારે ઘણો ભૂખ્યો હોય અથવા તેનું પેટ ઘણું ભરેલું હોય અથવા કોઈ વાતનો રંજ કે ફિકર હોય અથવા ઘણો ઉજાગરો થયો હોય તો કાજી અને હાકેમને ફેસલો કરવો દુરસ્ત નથી. કારણ કે આ હાલતોમાં ગુસ્સાની જેમ હોશ (બરાબર) રહેતો નથી.

૬૬૩ મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઈ કોઈના જાનવરને વગર તેના હુકમે દોહે નહીં. શું તમારામાંનો કોઇ આ વાત પસંદ કરે છે કે કોઇ તેની કોઠડીમાં આવે અને તેના ભંડારને તોડીને તેનો અનાજ લઇ

---

* તે એવી રીતે કે ત્રણ આદમીના ભાગમાં એકસો વીસ બકરી હોય તો તે પર એક બકરી વાજેબ થાય છે. હવે આમેલ તે દરેકની જૂદી જૂદી ચાલીસ બકરી ગણી ત્રણ બકરી લે નહીં. શા. મો.

+ આમાં આ વાતનો ઈશારો છે કે દીનની તથા રસુલુલ્લાહની શરીઅતની મદદ કરનારની મોહબ્બત ઈમાનની નિશાની છે. અને તેઓની મદદ કરવી દીનની ખાતર જરૂર છે. શા. મો.

જાય ? તેઓના જાનવરોના થાનતો તેઓના ખાવાના દૂધને હેફાજત કરે છે. (એટલે સંભાળવાને માટે થાન કોઠડીની જેમ છે.) માટે કોઇ કોઇના જાનવરને વગર તેના હુકમે દોહે નહીં.

૬૬૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ મુસલમાન મરદ કે જે આ વાતની શાક્ષી આપતો હોય કે અલ્લાહ સિવાય કોઇ પૂજ્ય નથી અને હું અલ્લાહ નો રસુલ છું તેનું ખૂન કરવું હલાલ નથી પણ ત્રણ કારણ સર દુરસ્ત છે (૧) નિકાહ વાળો (કે વાળી) જીના કરે. [૨] જાનને બદલે જાન. (૩) પોતાના દીનને છોડનાર મુસલમાનની જમાઅતથી જૂદો પડનાર (મુરતદ્દ)

**ફાયદો.** એટલે મુસલમાનનું કતલ ત્રણ પ્રકારે થાય છે. એક તો નિકાહવાળો જાની. બીજું ખૂનને બદલે ખૂન. ત્રીજું મુરતદ્દ જેણે દીને ઇસ્લામને છોડયું.

૬૬૫ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંથી કોઇને હલાલ નથી કે મકકામાં (કતલ કરવા) હથિયાર ઉપાડે.

**ફાયદો.** અબ્દુ-લ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરત ઘણા ગમખાર અને બહુજ રહમવાળા અને કરમવાળા હતા. મકકાના કાફેરોથી હજરતે મોટી મોટી તકલીફો ઉઠાવી છતાં જ્યારે હજરતે મકકા ફતેહ કર્યું તો તે કાફેરોને પૂછ્યું કે હવે તમો અમારે વિષે કેવી ધારણા કરો છો ? અને અમને શું કહો છો ? તે લોકોએ કહ્યું કે અમો સારી ધારણા કરીએ છીએ. તથા સારૂં કહીએ છીએ. તમે સરદાર, ભાઇ, કરમવાળા કરીમના છોકરા, હવે તમારો કાબુ છે જે ચાહે તે કરો. ત્યારે હજરતે ફરમાવ્યું કે જે મારા ભાઈ યુસોફે પોતાના ભાઇઓને કહ્યું હતું તેજ હું પણ કહું છું કે "આજે તમારા ઉપર કંઇ ઠપકો કે શીકાયત નથી" ફરી તેઓનું ખૂન માફ કર્યું અને સહાબાને આ હદીસ ફરમાવી.

૬૬૬ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે સ્ત્રી કે અલ્લાહ અને પાછળા દિવસ ઉપર ઇમાન રાખતી હોય તેને હલાલ નથી કે તેની સાથે મહરમ નહીં હોય છતાં એક રાત દિવસની મનજલની સફર કરે. અને એક રિવાયતમાં છે કે મહરમના સાથ વગર સફર દુરૂસ્ત નથી.

**ફાયદો.** ઓરતનો મહરમ તે મરદ છે કે જેની સાથે સ્ત્રીના નિકાહ દુરૂસ્ત નહોય. જેમ ભાઈ કાકો, ભત્રીજો, ભાણુજો, છોકરો નવાસો, પોત્ર (વગેરે) સ્ત્રીને પોતાના ધણી × તથા મહરમ વગર સફર કરવી દુરૂસ્ત નથી. કારણ કે એમાં મોટા મોટા ફિસાદ છે.

૬૬૭ મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે મુસલમાન સ્ત્રી ÷ કે જે અલ્લાહ અને પાછલા દિવસ ઉપર ઇમાન રાખતી હોય તેને હલાલ નથી કે તે ત્રણ દિવસથી વધુ શોક (સોગ) પાલે. પણ પોતના ખાવિન્દ ઉપર ચાર મહીના ને દસ દિવસ નો શોક કરે.

**ફાયદો.** એટલે કોઇ સગાના ગમ અને માતમમાં ત્રણ દિવસથી વધુ શોક કરવો સ્ત્રીને હલાલ નથી. પણ ખાવિન્દના માતમમાં ચાર મહીના ને દસ દિવસ સોગ કરવો ફરજ છે. એથી વધારે કે ઓછો કરે નહીં. અને આ હદીસથી જણાયું કે વર્ષ દિવસ સુધી ખાવિન્દના ગમમાં ચટાઇ (સાદડી) ઉપર બેસવું જેવો કે હિન્દુસ્તાનમાં રીવાજ છે અથવા મેહરમમાં ઇમામના ગમમાં શોક કરવો અને જીનતને છોડવી તે દુરૂસ્ત નથી પણ હરામ છે

૬૬૮ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબી વકકાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ મરદને હલાલ નથી કે ત્રણ દિવસથી વધારે પોતાના ભાઇ મુસલમાનની મોલાકાત છોડે. (અબોલા રાખે).

**ફાયદો.** એટલે જો દુન્યાના મામલામાં કોઇ મુસલમાનથી રંજ થાય તે ત્રણ રોજ સુધી મો

---

× ધણીનું બયાન આ હદીસમાં નથી બીજી હદીસમાં છે. ગુ. મો.

÷ સ્ત્રી કહેવાથી પુરૂષ નીકળી ગયા કે એઓને શોક કરવો દુરૂસ્ત નથી. એ ખાસ ઓરતોનેજ માટે છે. તો જે મરદો શોક કરે તે ઓરતો જેવા થયા. તથા બિદઅત કામ અને કાફેરોની રસમ ઉપર ચાલનાર થયા. ગુ. મો.

લાકાત છોડવી દુરસ્ત છે. ત્રણ દિવસથી વધુ રંજ રાખવો અને મોલાકાત સલામ કલામ છોડવાં હલાલ નથી. અને જો દીનના સબબથી રંજ થયો હોય તો ત્રણ દિવસથી વધારે પણ છોડવી દુરસ્ત છે. જેમકે જેહાદમાં નહીં જનારાઓ સાથે પચાસ દિવસ સુધી હજરત નહીં બોલ્યા હતા. અને એવીજ તરેહ બાપનું દિકરાથી નહીં બોલવું અને ખાવિન્દનું બાયડીથી નહીં બોલવું અદબ દેવાને માટે ત્રણ દિવસથી વધારે પણ દુરસ્ત છે.

૬૬૯ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ પોતાના ભાઈ મુસલમાનની મંગણી ઉપર માંગણી કરે નહીં.

**ફાયદો.** એટલે જયારે કોઇ જગ્યા એક મુસલમાનની શાદીની વાત થઇ ગઇ હોય તો ફરી ત્યાં પોતાનો પેગામ કરવો હલાલ નથી. કેમકે એમાં બીજા મુસલમાનનું હકક નાશ થાય છે. પણ જો હજુ સુધી વાત કરી ન હોય તો પેગામ કરવામાં દોષ નથી.

૬૭૦ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કોઇ શખ્સ જો બુરાઇ કરતે તો જહનમના જે ઠીકાણામાં દાખલ થતે તે દેખાડવા સિવાય જંનતમાં દાખલ થશે નહીં, કે જેથી તે વધારે શુકર કરે. અને કોઇ શખ્સ જો નેકી કરતે તો જંનતના ઠીકાણામાં દાખલ થતે તે દેખાડવા સિવાય જહનમમાં દાખલ થશે નહીં કે જેથી તેને અફસોસ થાય.

**ફાયદો.** એટલે જંનતીને દોખજ દેખડાવશે કે જો તું બુરાઈ કરતે તો જહનમની ફલાણી જગ્યામાં રહેતે તો તે વધારે શુકર કરશે કે ખોદાએ મને પોતાના કરમથી આવી બલાથી બચાવ્યો અને દોજખીને જંનત બતાવશે કે જો તું નેકી કરતે તો ફલાણા ઠીકાણામાં રહેતે તો તેને અફસોસ પર અફસોસ થશે.

૬૭૧ મુસલિમમાં જાબેર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ખોદાની રહમત સિવાય તમારામાંથી કોઇને તેનો અમલ જંનતમાં દાખલ કરશે નહીં. અને જહનમથી તેને બચાવશે નહીં. અને ન મારો અમલ * કોઇને જંનતમાં લઇ જશે અને દોખજથી બચાવશે)

**ફાયદો.** આ હદીસની આ મતલબ નથી કે નેક કામ કંઇ કામ આવશે નહીં. જેમકે કેટલાક બેદીનો કહે છે કારણ કે કુરઆનમાં છે કે અલ્લાહ નેકોના સવાબ તથા મેહનતને જાએ કરશે નહીં. પણ એની આ મતલબ છે કે આદમી પોતાના નેક કામ ઉપર ઘુમટ કરે નહીં કારણ કે નેક કામ ચોખ્ખી નેયતથી ખોદાની તોફીક આપ્યા વગર થતું નથી તો નેક કામમાં મૂળ પણ ખોદાની રહમત ઠરી. એટલે જંનતમાં જવાનો તથા દોજખથી બચાવાનો મૂળ સબબ ખોદાની રહમત છે અને નેક અમલ (સારાં કામ) તેની નિશાની છે.

૬૭૨ મુસલિમમાં અનસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે બંદો એવો હોય કે તેના જુલમથી પડોશી અમનમાં ન હોય તે જંનતમાં દાખલ થશે નહીં.

**ફાયદો.** હમસાયા (પડોશી)ને તકલીફ આપવી એવી હરામ છે કે તે જંનતથી મહરૂમ રાખે છે.

૬૭૩ બોખારી તથા મુસલિમમાં જોબેર બીન મુતઅમ (રદી) થી રિવાયત છે કે સગાઇ તોડનાર જંનતમાં જશે નહીં." એટલે જે સગાંઓથી એહસાન તથા સુલુક નહીં કરશે તે જંનતમાં દાખલ થશે નહીં.

૬૭૪ બોખારીમાં હોજેફા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે ચુગલીખોર જંનતમાં દાખલ થશે નહીં.

**ફાયદો.** એટલે જે ફિસાદ કરાવવા માટે અહીંની વાત તહીં કરે તે જંનતથી મહરૂમ છે કારણ કે તેણે શેતાનની ખો અખત્યાર કરી.

૬૭૫ મુસલિમમાં અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે શખ્સના દિલમાં રજ જેટલી મોટાઇ હશે તે જંનતમાં જશે નહીં. તો એક પુરૂષે કહ્યું કે દરેક મરદ પસંદ કરે છે કે તેના કપડાં સારાં હોય તેના જોડા સારા હોય (તો તે જંનતમાં

---

* એનો એક અર્થ આ છે કે અને ન હું મારા અમલને લીધે જંનતમાં જવાનો. પણ અલ્લાહની રહમતથીજ હું પણ જંનતમાં જઇશ. આ હદીસમાં અલ્લાહના ફજલ તથા કરમનું બયાન છે તથા તેની બે પરવાઇનું વર્ણન છે. ગુ. મો.

કેમ જશે. ?) હજરતે ફરમાવ્યું કે ખચીત ખોદા જમીલ છે. (એટલે સારી સિફત વાળો છે) અને જમાલ (એટલે સુથરાઇ) ને પસંદ કરે છે (એટલે સારો પોશાક ખોદાને પસંદ છે મોટાઇ નથી) મોટાઈ [અને ગોરૂર] તો હકકને બા તેલ કરવું (વાજબી વાતનો નકાર કરવો) તથા લોકો ને હલકા અને જલીલ જાણવા છે.

૬૭૬ બોખારીમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મદીનામાં મસીહ દજ્જાલનો ડર અવશે નહીં. તે દિવસે તેના (મદીનાના) સાત દરવાજા થશે દરેક દરવાજા ઉપર બે ફીરશતા (ચોકીદાર) થશે.

**ફાયદો.** એટલે મદીના સિવાય તમામ જહાનમાં દજ્જાલનો ડર થશે આ હજરત (સલ) ની બરકતથી મદીનાને બુજુરગી થઇ.

૬૭૭ મુસલિમમાં ઉમ્મે મોબશ્શેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઈ ઝાડની નીચે બેઅત કરે તે દોજખમાં જશે નહીં.

**ફાયદો.** હિજરીને છઠ્ઠે સાલ હોદેબીઆની લડાઇમાં બાવળના ઝાડ નીચે ચઉદ કે પંદર સો સહાબીએ હજરત (સલ)થી બેઅત કરી, અને એકરાર કર્યો કે અમો મરી પીટશું પણ હજરતનો સાથ છોડીશું નહીં. તેઓથી ખોદા રાજી થયો. કુરઆનમાં તેનું વર્ણન કર્યું છે. તો તેઓને માટે હજરતે ફરમાવ્યું કે તેઓમાં કોઇ દોજખી નથી, તે સર્વ જંનતી છે.

૬૭૮ મુસલિમમાં ઉમ્મે મોબશ્શેર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ ઝાડવાળાઓ કે જેઓએ એને નીચે બેઅત કરી છે. તેઓમાંનો કોઇ જહનમમાં દાખેલ થશે નહીં. ઈનશાઅલ્લાહ. ત્યારે હફસા (રદી) એ કહ્યું કે કેમ નહીં દાખેલ થશે. તો હજરતે તેણીને ઝણુકી આપી. તો ફરી હફસા (રદી) એ કહ્યું કે (અલ્લાહ તો કહે છે કે) "તમારામાંનો દરેક તેમાં દાખલ થનારજ છે" ત્યારે નબી (સલ)એ કહ્યું કે અલ્લાહે તો કહ્યું છે કે 'ફેર. અમો પરહેજગારોને બચાવીશું અને જાલેમો (કાફેરો) ને ઘુંટણોની મલ તેમાં નાખીશું.

**ફાયદો.** હજરત હફસા (રદી) ને આ શંકા થઇ કે હજરત ફરમાવે છે કે તે લોકોમાંથી કોઇ દોજખ તરફ જશે નહીં અને ખોદા કુરઆન માં ફરમાવે છે કે તમારામાંનો દરેક દોજખમાં જવાનો. તો (તેનો જવાબ) હજરતે ફરમાવ્યો કે બેશક દોજખપર સર્વનું જવું થશે, પણ પરહેજગાર લોક બચી જશે. અને કાફેર તેમાં પડશે તો દોજખમાં જવું સિદ્ધ થયું નહીં. *

૬૭૯ મુસલિમમાં અબદુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે સ્ત્રીનો ધણી મરી ગયો હોય અથવા સફર ગયો હોય તેની પાસે કોઇ પુરૂષ એક કે બે પુરૂષ સાથે રાખ્યા સિવાય આજ દિન પછી જાય નહીં.

**ફાયદો.** એટલે જે સ્ત્રીનો પતિ ગાએબ થયો હોય તેની પાસે કોઇ પુરૂષ એકલો જાય નહીં પણ જો બે ત્રણ પુરૂષ સાથે હોય તો કંઇ દોષ નથી. પુરૂષ અને સ્ત્રીના એકલા થવામાં મોટા મોટા ફસાદ છે. માટે હજરતે એકાંતમાં બેસવાની મનાઇ કરી.

૬૮૦ બોખારી તથા મુસલિમમાં ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ મોખન્નસોમાંથી તમારી પાસે કોઇ આવે નહીં.

**ફાયદો.** હજરત ઉમ્મે સલમા (રદી) થી રિવાયત છે કે અમારા ઘરમાં એક મોખન્નસ આવ્યા કરતો હતો હજરતે તેને જોઇને આ હદીસ ફરમાવી આથી જણાયું કે સ્ત્રીઓને મોખન્નસોથી પ-

* એક અર્થ એ હદીસનો આ છે કે તે ઝાડની નીચે બેઅત કરનાર દોજખમાં દાખલ થશે નહીં એટલે અઝાબ ને માટે નહીં દાખલ થશે. અને કુરઆન માં છે કે દરેક દાખલ થશે એટલે અઝાબ માટે નહીં પણ ત્યાંથી ગુજરવાને માટે દાખલ થશે. અને ત્યાં દાખલ થવામાં હિકમત આ છે કે જ્યારે તેઓ કાફેરોના અઝાબને જુએ તો જંનતની નેઅમતોની લજ્જત વધુ મળે તથા કાફેરોને ગમવધે ગુ. મો.

+ હિજડા, ખસ્સી, ના મરદ પણ એજ કાયદામાં છે. એ લોકોને ઓરતોમાં આવવાની મનાઈ થવાનું કારણ આ છે કે તેઓ પુરૂષો આગળ ઓરતોના અવસાફ (ગુણો) બયાન કરશે જેથી ફિતના ઉત્પન્ન થશે. અથવા આ માટે મના કરી કે કદાપી બનાવટની રૂએ ખુનસો બની તે દાખલ થતો હોય. ગુ. મો.

ડદો કરવો જરૂર છે. મોખન્નસ તેને કહે છે જે જન ખો, (જનાનો મરદ) બાયલો હોય.

૬૮૧ બોખારીમાં અબુ ઓમામા (રદી) થી રિવાયત છે કે આ ખેતીનો અસબાબ જે ઘરમાં દાખલ થશે તેમાં જીલ્લત અને ખારી દાખલ થવાનીજ" જ્યારે ખેતીનો અસબાબ હજરતે જોયો ત્યારે આ હદીસ ફરમાવી.

**ફાયદો.** એટલે જે કોમ જેહાદ છોડી અને ખેતીમાં લાગી તે બેશકક જલીલ અને ખુવાર થઈ. કેમકે હાકેમ તેને મહસુલ માટે પકડે છે મારે છે અને હજાર તરેહથી જલીલ કરે છે આ હદીસમાં ઇશારો છે કે મુસલમાનો જેહાદને છોડે નહીં. અને દુન્યા કમાવવામાં ગુંથાય નહીં. નહીં તો જલીલ ખુવાર થશે અને કાફેરો ગાલેબ થશે. જેમકે આ વખતમાં તેમજ થયું.*

૬૮૨ બોખારી તથા મુસલિમમાં ઓસામા બીન જૈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન કાફેરનો વારેસ થાય નહીં અને ન કાફેર મુસલમાનનો.

**ફાયદો.** એટલે કાફેર અને મુસલમાનમાં વારસો નથી. જો એકનો બાપ કાફેર હોય તો મુસલમાન છોકરો તેનો હિસ્સો લ્યે નહી. અને મુસલમાન બાપનો કાફેર દીકરો, હિસ્સો લ્યે નહીં. ચારે મજહબના ઇમામોનો એજ મત છે. *

૬૮૩ બોખારીમાં જરીર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે લોકો ઉપર રહમ નહીં કરે તેના ઉપર અલ્લાહ રહમ કરતો નથી.

**ફાયદો.** એટલે જે, લોકોને જબાનથી કે હાથથી સતાવે તે જાલેમ ઉપર ખોદાની રહમત થતી નથી. (ના. ૧૬૬)

૬૮૪ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાં કોઇને જ્યાં સુધી નમાજ રોકી રાખશે તેના ઘર તરફ જવાથી, નમાજ વગર (બીજુ) કંઇ રોકશે નહીં ત્યાં સુધી તે નમાજમાં રહે છે.

**ફાયદો.** એટલે મસજીદમાં જેટલીવાર જમાઅતની વાટ જોવામાં જાય છે તે (સર્વ) નમાજમાં દાખેલ છે. નમાજની બરાબર, ઇનતેજારી કરવાનો પણ સવાબ મળશે. પણ તે એવી શરતથી કે નમાજની ઇનતેજારી વગર બીજું કંઇ કામ માટે મસજીદમાં થોભ્યો ન હોય.

૬૮૫ બોખારીમાં અબદુલ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી કોઇ આદમીએ નાહક ખૂન નહીં કર્યું હોય ત્યાં સુધી તે દીનના માર્ગમાં કોશાએશ તથા અમનમાં છે.

**ફાયદો.** આથી જણાયું કે શિર્ક બાદ ના હકક ખૂન કરવું મહા પાપ છે જેને લીધે દીનમાં તંગી આવી જાય છે. મુસલમાને બીજા ગુનાહ કરતાં એનો વધારે ખ્યાલ રાખવાનો છે. કેયામતમાં અલ્લાહ પ્રથમ ખૂનના મામલાનો ચુકાદો કરશે. અને કુરઆનમાં ખૂનીને દોજખનો વાયદો છે.

૬૮૬ બોખારીમાં સહલ બીન સઅદ(રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જ્યાં સુધી લોકો રોજાને જલ્દી ખોલ્યા કરશે ત્યાં સુધી ખેરમાં રહેશે.

**ફાયદો.** સુર્યના ડુબતાંજ પ્રથમ વખતમાં રોજો ખોલવો મુસતહબ છે અને ખેરનું કારણ છે કે તે હજરતની સુંનત છે. અને કેટલાક નાવાકેફ, શીયાઓની સોહબતથી વાર લગાડે છે તે મકરૂહ છે.

૬૮૭ મુસલિમમાં સઅદ બીન અબી વકકાસ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કેયામત કાએમ થશે ત્યાં સુધી હમેશા ડોલ વળા લોકો † [એટલે અનસાર અથવા સઘળા અરબ) હકના ઉપર ગાલેબ થશે.

---

* એક હદીસમાં છે કે "તમો રિજકને જમીનના ભીતરથી ઢુંઢયા કરો" આ હદીસથી ખેતીની ખુબી નીકળે છે. અને ના. ૬૮૧ વાળી હદીસમાં તેજ ખેતી કરવામાં જીલ્લત બતાવી છે, તો તે જેહાદ જેવા જરૂરી કામને મુકી ખેતીમાં લાગે તેને માટે છે. ગુ. મો.

* પણ અફસોસ કે આ એકે મતે મનાયલો કાયદો ઇંગ્રેજ સરકારે બાતેલ કર્યો છે. ગુ. મો.

† જે શબ્દનો તરજુમો ડોલ વાળા કર્યો છે તે "અહલે ગર્બ" છે અને ગર્બના અર્થ ડોલ પશ્ચિમ અને બહાદુરી થાય છે. જેથી અહલે ગર્બનો તરજુમો કોઈએ ડોલવાળા તો કોઈએ પશ્ચિમવાળા તો કોઈએ બહાદુરી વાળા કર્યો છે. ગુ. મો.

**ફાયદો.** કેટલાક કહે છે કે આથી મતલબ શામના લોકો અથવા મગરેબના લોકો અથવા જેહાદ કરનાર છે. અરબના લોકોને ડોલવાળા એટલા માટે ફરમાવ્યા કે તેઓના મુલકમાં નદી નથી ખેતરને તે લોકો ડોલ અને ચરસાથી સિંચે છે.

૬૮૮ બોખારી તથા મુસલિમમાં મોગીરા-બીન શોઅબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી એક ટોળું હમેશા ગાલેબ રહેશે તે એટલે સુધી કે કેયામત આવશે અને તેઓ ગાલેબજ હશે.

**ફાયદો.** આ લોકોથી મતલબ જેહાદ કરનારા લોક છે. અને ઇમામ અહમદ બીન હન્બલે [રહ] કહ્યું કે એની મતલબ ઓલમાએ હદીસ છે કારણ કે સર્વ ઓલમાએ—દીનને હદીસની ગરજ પડે છે. ઇલમે તફસીર ફિકહ અને તારીખ વાળા સર્વ હદીસના મોહતાજ છે. અને બિદઅતી લોકોપર હદીસવાળા ગાલેબ રહે છે. તે લોકો જે નવી બિદઅતો કાઢે છે તેને હદીસવાળા પેગમ્બરની હદીસથી મટાડે છે.

૬૮૯ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી-રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે એ અબુ હોરેરા (રદી) તને લોકો પૂછ્યા કરે છે કે, આતો અલ્લાહે (ઉત્પન્ન કર્યું) તો ખોદાનેકોણેઉત્પન્ન કર્યો.

**ફાયદો.** અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે શૈતાન દિલમાં ખ્યાલ નાખે છે કે જમીન આસમાન કોણે બનાવ્યાં? તું કહે છે કે ખોદાએ. તો શૈતાન પૂછે છે કે ખોદાને કોણે બનાવ્યો. તો તે વખત તુ **કુલ હોવ-લ્લાહો અહદ** પઢાકર. એટલે શૈતાન કુરઆનથી દફા થશે અને બીજી અબુ હોરેરા (રદી) ની રિવાયતે છે કે કેટલાક ગામડિયા લોકો મસજીદમાં આવ્યા અને મને પૂછ્યું કે વારૂં ખોદાને કોણે ઉત્પન્ન કર્યો? હું ત્યાંથી ઉઠયો અને મેં કહ્યું કે હજરતે સાચું ફરમાવ્યું હતું કે આવા સવાલ કરનારા બેવકુફો પણ થાય છે. દરેક ઇનસાન સાફ તબીયતવાળાની પેદાએશી વાત છે કે તે જાણે છે કે દરેક ચીજનો પેદા કરનાર ખોદા છે. તેના પહેલાં કોઇ ચીજ નથી કે તેને બનાવે અને હજારો અકલી દલીલોથી પણ આજ સાબેત છે * એવો સવાલ તેજ કરશે જેની મૂળ પેદાએશમાં ખલલ છે અને અકલમાં નુકસાન છે. અને આ અજબ હેમાકતનો સવાલ છે કે જ્યારે તેને ખોદા કહ્યો તો ફરી તેના ઉત્પન્ન કરનારને પૂછે. અજબ નાદાની છે. કેમકે જો ખોદાને ઉત્પન્ન કરનાર કોઇ હોય તો તે ખોદા શેનો રહ્યો? તે પણ બીજી મખલુકના જેવોજ મખલુક થયો જ્યારે એવા વાહીયાત ખીયાલ કોઇને આવે તો **અઊઝો બિલ્લાહે મિનશશૈતાની ર્રજીમ** પઢે.

૬૯૦ બોખારીમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ સરદારી અને ખેલાફતનું હકક કોરેશમાં બે શખ્શ રહેશે ત્યાં સુધી એઓમાંજ હમેશા રહેશે, (ના.૪૦૭)

**ફાયદો.** એટલે કુરેશ વગર કોઇ કોમને ઇસ્લામની સરદારીનું હકક નથી. અથવા આ મતલબ છે કે કેયામત સુધી કુરેશની હોકુમત કાએમ રહેશે અગર જો કોઇ એક દેશમાં હોય.

૬૯૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે કોઇ બંદો કોઇ બંદાની એબ છુપાવશે તો કેયામતને દિવસે અલ્લાહ જરૂર તેની એબ છુપાવશે.

**ફાયદો.** અને બીજી મતલબ હદીસની આ છે કે જે કોઇ બીજાના બદનને કપડાંથી ઢાંકશે એટલે નાંગા માણસને કપડું પેહરાવશે તો અલ્લાહ તેના પાપોને કેયામતમાં છુપાવશે.

૬૯૨ મુસલિમમાં સલમાન (રદી) થી રિવાયત છે કે હજરતે ફરમાવ્યું કે તમારામાંનો કોઇ ત્રણ ઢેલાં (ખડું) થી ઓછે ઇસ્તીનજો કરે નહીં.

**ફાયદો.** જાજરૂ પછી ત્રણ ઢેલાં લેવાં સુંનત છે. ઇમામ શાફેઇનો આજ મજહબ છે. અને ઇમામ આજમ [રહ] ની નજદીક જો એક ઢેલાથી પણ સફાઇ હાસલ થાય તો બસ થાય છે. અને ત્રણ ઢેલાં લેવાં એ મુસ્તહબ છે ફરજ નથી.

૬૯૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાન પોતાના ભાઇ મુસલમાન-

* ભાષાંતર કરનારની ચોપડી "ફિલસુફીની કસોટી" ના પેહેલો અધ્યાય એજ વિષય ઉપર છે તેમાં અકલી દાખલાઓથીજ અલ્લાહની હસ્તિના દાખલા અપાયા છે. એ ચોપડિ ઇંગ્રેજીમાં પણ છપાઇ છે. તેનું નામ "ટચ સ્ટોન ઓફ ફિલૉસૉફર્સ" ગા૦ મો.

ના ભાવ કર્યા પછી ભાવ કરે નહીં.

**ફ યદા.** એટલે જો વસ્તુનો ભાવ ઠ-રી ગયો અને માલિક રાજી થઇ ચુકયો તો નખી જો આદમી કીમત વધારે આપીને તેને ખરીદે નહીં. કેમકે એમાં બીજા મુસલમાન ભાઇનો હકક નાશ થાય છે.

૬૯૪ બોખારીમાં અબુ સઈદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મોઅ-જ્જેન (બાંગી) નો અવાજ જયાં સુધી પોહોંચે છે ત્યાં સુધી જે જીન્ન, ઈનસાન, અને બીજી કંઇ ચીજ સાંભળશે તે અજાન દેનાર માટે કે-યામતને દિવશે સાક્ષી આપશે

**ફાયદો.** એટલે સર્વ સાંભળનારા જીન્ન ઇન સાન ફિરશતા, જાનવર ઝાડ, પહાડ, અને જમીન તેના ઇમાનની તથા આ વાતની કે તે લોકોને નમાજ માટે બુલાવ્યા કરતો હતો, સાક્ષી આપશે. એજ માટે મુસ્તહબ છે કે ઘણી જોરથી અજાન કહે.

૬૯૫ બોખારી તથા મુસલિમમાં અબુ હો-રેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફર-માવ્યું કે તમારામાંનો કોઇ પોતાના ભાઈ (મુ-સલમાન)ની તરફ હથિયારથી ઈશારો કરે નહીં. કા-રણ કે કોઈ જાણતું નથી કે શાયદ શૈતાન તેના હાથમાંથી ખેંચી લ્યે ને ફરી તે દોજખના ખાડામાં પડે.

**ફાયદો.** એટલે હથિયારથી ઇશારો કરવામાં આ ડર છે કે હાથથી છુટી જાય, અને મુસ-લમાન મરી જાય તો કાતેલ દોખમાં જાય. આથી જણાયું કે હથિયારથી ઇશારો કરવો હરા-મ છે. *

૬૯૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમા-રામાંનો કોઇ ઉભો રહીને પાણી પીએ નહીં. ફરી જો કોઇ ભુલ્યો હોય તો તેને જોઇએ કે ઉલટી કરી નાખે (કેઅ કરે)

**ફાયદો.** ઉભાં રહીને પીવું કેટલાકોની નજ દીક હરામ છે અને કેટલાકોની નજદીક મકરૂહ છે કારણ કે ઉભાં રહીને સારી રીતે આરામથી પીવાતું નથી. અને એક રિવાયતમાં છે કે એ થી કાળજાનું દરદ ઉત્પન્ન થાય છે. અને તિબ્બમાં પણ મનાઈ છે. કેમકે બીમારી ઉત્પન્ન કરે છે એ માટે કદાપી ઉલટી કરવાનું ફરમાવ્યું હોય. અ-બદુલ્લાહ બીન ઓમર (રદી) જો ઉભાં રહીને ભુલથી પાણી પીતા તો ઉલટી કરતા. પણ ઘણાં ઓલમાની નજદીક કેઅ કરવી વાજેબ નથી.

૬૯૭ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી ઉમ્મતમાંથી જે કોઇ મદીનાના દુકાળ અને સ-ખ્તી ઉપર સબર કરશે તેનો હું કેયામતને દિવ-વસે શફાઅત કરનારો અથવા શાક્ષી આપનારો થઇશ.

**ફાયદો.** આ મદીનાની ફજીલત છે. તથા ત્યાં રેહનારાઓને બશારત છે. અને આ ઈશારો છે કે ત્યાં જો તકલીફ પણ થાય તોએ લોકો ત્યાંનું રહેવું નહીં છોડે.

૬૯૮ મુસલિમમાં અબુ સઇદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે બે દિવસ, બકરઇદના દિવસમાં અને રમજાનની ઇદના દિવસમાં રોજો રાખવો દુરસ્ત નથી.

**ફાયદો.** બંને ઇદોમાં રોજો રાખવો સર્વ મુજતહેદોની નજદીક હરામ છે.

૬૯૯ બોખારી તથા મુસલિમમાં અબુ હો-રેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ એક કપડામાં નમા જ પઢે નહીં. એવી રીતે કે તેના ખભા ઉપર કંઇ કપડું ન હોય.

**ફાયદો.** ખભા ખુલ્લા રાખીને નમાજ પઢવી મકરૂહ છે. કેમકે એમાં બે તાજીમી છે જો લાંબું કપડું હોય તો અડધાની લુંગી બાંધે અને અડ-ધાથી ખભો ઢાંકે. અને જો ટુંકું કપડું હોય તો લાચારી છે માત્ર લુંગી બાંધીને નમાજ પઢે આ થી જણાયું કે જેની પાસે બીજું કપડું પણ હોય તેને માત્ર ઈજાર પેહેરી ખભો ખુલ્લો રાખીને નમાજ પઢવી મકરૂહ છે.

૭૦૦ બોખારી તથા મુસલિમમાં અબદુ-લ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ બ-ની કોરૈજા સિવાય કેથે જોહેરની નમાજ પઢે

---

* અખલાકની કિતાબોમાં છે કે કોઈ માણસ ને છરી કે ચાકુ આપવાં હોય તો ફલ હાથમાં રાખી હાથો તે માણસના તરફ કરવો. ગ્રા. મો.

નહીં. અને એક રિવાયતમાં છે કે અસરની ન માજ પઢે નહી" કાફેરોના ટોલાંથી પાછા ફરતી વેળા હજરતે આ ફરમાવેલી.

**ફાયદો.** બની કોરેજા યહુદી લોક હતા. મદીનાની પાસે બે ત્રણ કોસ ઉપર તેઓની વસતી તથા નાહલી ગઢી હતી. હજરત (સલ) માં તથા તેઓમાં સુલહ હતી, હિજરી ને પાંચમે વર્ષે ઓહોદની લડાઇ પછી જેવારે કોરેશના કાફેરો અરબોની ઘણી કોમોને મદીના ઉપર ચઢાવી લાવ્યા તો બની કોરેજાના યહુદીઓએ પણ હજરત (સલ) થી કરાર તોડયો. અને કાફેરોની ભેળા થયા. આ લડાઇને જંગે ખનદક તથા જંગે અહ્જાબ કહે છે. કાફેરોનું લશકર દસ હજાર હતું અને હજરત (સલ) નું લશકર ત્રણ હજાર હતું. કાફેરોએ કેટલાક દિવસ સુધી મદીનાનો ઘેરો ઘાલ્યો અલ્લાહ તઆલાએ ઘણોજ સરદ પવન ચલાવ્યો જેથી કાફર ઠેરી શકયા નહીં. અને આશા છોડીને પાછા ફર્યા. ત્યારે હજરત (સલ) ને હુકમ થયો કે બની કોરેજાથી લડો. ત્યારે હજરતે (સલ) સહાબાને આ હદીસ ફરમાવી. બોખારી તથા મુસલિમમાં આ હદીસનો બાકી કિસ્સો આવી રીતી છે કે સહાબા હજરતના હુકમથી ચાલ્યા અસરનો વખત માર્ગમાં જવા લાગ્યો. કેટલાકોએ માર્ગમાં નમાજ પઢી અને કહ્યું કે હજરતની આ ગરજ નથી કે નમાજનો વખત જતો રહે છતાં કોઇ પણ બની કોરેજા સિવાય માર્ગમાં નમાજ પઢે નહીં. પણ હજરતની વાતની મતલબ જલદી જવાની છે. અને કેટલાકોએ માર્ગમાં નમાજ નહી પઢી અને કહ્યું કે અમો તો બની કોરેજામાં જઇને નમાજ પઢીશું. નમાજનો વખત જતો રહે તોએ. હજરતે (સલ) અમને ત્યાં નમાજનું કહ્યું છે" ફરી આ બાબતની એટલે કેટલાકોના નમાજ પઢવાની અને કેટલાકોના નમાજ નહીં પઢવાની છકર હજરતની રોબરૂ થઇ. હજરત [સલ] કોઇથી નાખુશ થયા નહીં. એટલે બંનેને સારૂં સમજ્યા જેવી રીતે હજરતના સહાબા આ હદીસની બે મતલબ સમજ્યા કેટલાકોએ જાહેર હદીસ ઉપર (એટલે ખુલ્લા શબ્દો ઉપર) અમલ કર્યો. અને કેટલાકોએ કેયાસ કર્યો (અને તે હદીસની જૂદી મતલબ લીધી) તે બીજ રીતે મુજતહેદ લોકો કેટલીક જગ્યા કુરઆન તથા હદીસમાં કઇ તરેહની મતલબ સમજે છે. અને સર્વ હક્ક પર છે. એજ માટે સુંનતજમાઅતવાળા ચારે ઇમામોના મજહબને હક્ક જાણે છે. અને આ જે કેટલાક નાવાકેફ કહે છે કે એક મોહમ્મદી દીનમાં કેમ ઇખતેલાફ કર્યો. અને ચાર મજહબ થયા ? આ સહી હદીસથી જણાયું કે તે લોકો નાદાન છે. એવા ઇખતેલાફમાં કશી હરકત નથી. હજરતની રોબરૂ એવો ઇખતેલાફ હજરતના સહાબામાં થયો અને હજરતે તેને ઠીક જાણયો.

૭૦૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે જુમઆના દિવસથી એક દિવસ આગળ અથવા પાછળ રોજો રાખવા સિવાય જુમઆને દિવસે તમારાંમાનો કોઇ રોજો રાખે નહીં.

**ફાયદો** એટલે માત્ર જુમઆને દિવસે રોજો રાખે નહીં. જુમેરાત અને જુમઆ [ગુરૂ અને શુક્ર] નો રોજો રાખે. જોઇએ જુમઆ અને સનીચરનો રાખે. એટલે બેને મેળવીને રાખે કે જેથી યહુદીઓ સાથે મુશાબેહત થાય નહીં કેમકે તેઓ એકજ દિવસ માત્ર સનીવારનો રોજો રાખે છે.

૭૦૨ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઈ જનાબતની હાજત વાળો થઇને ઠરેલા પાણીમાં ગોસલ કરે નહીં

**ફાયદો.** એટલે જો હોજ નાહલો હશે, તો નાપાકીના ગોસલથી તે નાપાક થશે. હનફી મજહબમાં દહ દર દહ એટલે ચારે તરફથી દસ દસ હાથનો હોજ દરયા સમાન છે કે નાપાકી પડવાથી જ્યાં સુધી રંગ બો અને મજા બદલે નહીં ત્યાં સુધી નાપાક થતો નથી. અને શાફેઈ મજહબમાં બે કુલ્લા દરયા સામન છે. રંગ બો, અને મજાહ નહીં બદલે ત્યાં સુધી. બે કુલ્લા મોટા માટલાંને કહે છે. જેમાં બગદાદી પાનસો રતલ પાણી સમાય

૭૦૩ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઇમાન વાળો પુરૂષ ઇમાનવાળી સ્ત્રીથી દુશમની રાખે નહીં જો તેની એક ટેવથી નારાજ થશે તો બીજી થી ખુશ થશે.

**ફાયદો.** એટલે એવી સ્ત્રી કે જેની સર્વ ટેવ (ખો) સારી હોય એવી તો કયાં મળે ? તો આવી રીતે જોઇએ કે બાયડીની કોઇ ખો બુરી લાગે તો બીજી કોઇ આદત તેમાં સારી પણ હશે, તે આદતથી પોતાના દિલને શાન્તી આપીને ખુશ કરે. ધણી ધણિયાણીની દુસ્મની અને અણબનાવથી ઘણાં ફિસાદ છે. માટે હજરતે (સલ) મિલાપ રાખવાની આજ્ઞા કરી.

૭૦૪ બોખારીમાં અબુ બકરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે લોકોમાં તેઓની બાયડી હાકેમ હોય તેઓનું ભલું થશે નહીં.

**ફાયદો.** જ્યારે નવશેરવાનનો પોત્ર શેરોયા મરી ગયો તો બુરાન નામની તેની બેન ઇરાનની બાદશાહ થઈ, ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે રાજ અને હોકુમત માટે અકલ અને તદબીર જોઇએ, સ્ત્રી અલ્પ બુદ્ધિથી બંધો બસ્ત થવો મુશ્કેલ છે. તો રઇયત બરબાદ થવા લાગશે. એજ માટે શરીઅતમાં ઓરતોનું ઇમામ તથા કાજી થવું દુરસ્ત નથી. અને આ હદીસની આ પણ મતલબ થઇ શકે છે કે જે મરદ ઓરતોના કાબુમાં થયો તે ખરાબ થયો.

૭૦૫ મુસલિમમાં મોતીઅ બીન અસવદ (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ દિવસ પછી કોઈ કોરેશ કેદ અને ખુવારીથી કતલ થશે નહીં." આ હદીસ હજરતે ફતેહ મક્કાને દિવસે ફરમાવી હતી.

**ફાયદો.** ઇબ્ને ખતલ એક કાફેર હતો હજરત (સલ) ને તેણે ઘણું દુઃખ આપ્યું હતું. ફતેહ મકકાના દિવસે કોઇએ હજરત [સલ] ને કહ્યું કે ફલાણો શખ્સ કાબાના પડદામાં સંતાયો છે. હજરતે (સલ) ફરમાવ્યું કે તેને પકડીને લાવો. લોકો તેને મુસકા ટાઇટ કરીને પકડી લાવ્યા. ત્યારે હજરતે આ હદીસ ફરમાવી. એટલે સર્વ કોરેશ મુસલમાન થશે ઇસ્લામ પછી કોઈ મુરતદ થશે નહીં કે આવી રીતે કેદ થઇને મરાય, અને (આ હદીસની) આ મતલબ નથી કે ગણાં કોરેશી જુલમથી મરાશે નહીં. કારણ કે કોઇ કોરેશી જુલમમાં શહીદ થયા છે. જેમકે કરબલાનો કિસ્સો મશહુર છે અને ફજલ બીન રૂજબહાન ઇસ્ફહાનીએ પોતાની શરહમાં ઇમામ હાફેજ ઇસમાઇલની કિતાબુસ સેયરથી આવી રીતે નકલ કરી છે કે આ હદીસ હજરતે જંગે બદર પછી જ્યારે નદર બીન હારેસ કતલ થયો ત્યારે ફરમાવી. ખોદા સારી રીતે જાણે છે.

૭૦૬ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે કોઇ કોમ અલ્લાહની યાદ માટે બેસે છે. તો ફીરશતા તેઓને ઘેરી લેજ છે. અને ખોદાની રહમત તેઓને ઢાંકેજ છે. અને તેઓ ઉપર શાંતી (ચેન) ઉતરેજ છે. અને જેઓ અલ્લાહની પાસે છે તેઓમાં તે તેને સંભારે છે (યાદ કરે છે.) એટલે ફીરસ્તાઓમાં.

**ફાયદો.** એટલે અલ્લાહની યાદની એટલી મોટી બુજુરગી છે કે જીકર કરનારને ચારે તરફથી ફિરશતા ઘેરી લે છે. કે જેથી જીકરની બરકતમાં ભેગા થાય છે. અને અલ્લાહની અગણીત રહમત તેઓપર ઉતરે છે. અને દિલમાં લજ્જત અને ચેન મળે છે. અને અરશ પર અલ્લાહ તેઓની યાદ કરે છે. અલ્લાહની યાદ કરનારાઓની શું મજાની કિસમત છે. અને શું ઉમદા ખોદાની કદરદાની છે ! કુરઆન હદીસ પઢતાં ખોદાનું નામ લેવું લોકોને વઅજ નસીહત કરવી દોરૂદ કલેમો પડવો આ સર્વ અલ્લાહની જીકરમાં દાખલ છે.

૭૦૭ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ [ગુલામને] કહે નહીં કે તારા રબ્બને ખાણું ખવરાવ, તારા રબ્બને વોજુ કરાવ તારા રબ્બને પાણી પા. અને તમારામાંનો કોઇ (ગુલામ પોતાના શેઠને) કહે નહીં કે મારો રબ્બ પણ એમ કહેવું જોઇએ કે મારો સૈયદ અને મારો મવલા (મિયાં).

**ફાયદો.** અરબની બોલીમાં ગુલામના માલિકને રબ્બ પણ કહે છે તો હજરતે [સલ] તેને મના કર્યું કારણ કે એમાં શિર્કની બો નીકળે છે. ખોદા સિવાય કોઇને રબ્બ કહેવો મુનાસેબ નથી.

૭૦૮ બોખારીમાં અબુ હોરેરા [રદી] થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ કદી એમ કહે નહીં કે ઓ અલ્લાહ

જો તું ચાહે તો મને બખ્શ, ઓ અલ્લાહ જો તું ચાહે તો મારાપર રહમ કર. પણ તેને જોઇએ કે પાકા કસ્દથી માંગણી કરે. કારણ કે કોઇ તેનાપર જબરદસ્તી કરનાર નથી (કે દોઆ કબુલ નથાય) *

**ફાયદો.** એટલે ખોદા માલિક મુખત્યાર છે કોઇ તેને રોકનાર નથી. ફરી એમ કહેવું કે જો તું ચાહે તો મારી દોઆ કબુલ કર એથી બેપરવાઇ સમજાય છે. ઢચુપચુ તથા શક્ક સમજાય છે. તો એવી શરત કે બંધન કરવી નહીં જોઇએ. એટલુંજ નહીં પણ ખોદાપર ભરોસો કરીને યકીન કરે કે મારી દોઆ જરૂર કબુલ થશે. શક્ક યા ઢચુપચુ કરે નહીં. કારણ કે અલ્લાહની આગળ કંઇ મુશકેલ નથી. તેને રોકનાર કોણ છે. ?

૭૦૯ બોખારીમાં અબદુલ્લાહ બીન મસઉદ (રદી) થી રિવાયત છે કે હજરત(સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ કહે નહીં કે હું યુનોસ બીન મત્તા (અલે) થી બેહતર છું" અને એક રિવાયતમાં છે કે "કોઇને લાએક નથી કે તે યુનોસ બીન મત્તા (અલે) થી બેહતર બને.

**ફાયદો.** સર્વ પેગમ્બરો સઘળા જહાનથી અફજલ છે તેઓથી અફજલ કોઇ થઇ શકતું નથી.

૭૧૦ બોખારી તથા મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરત [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ કદી એમ કહે નહીં કે મારો જીવ ખબીસ થયો (એટલે પલીદ અને નાપાક થયો) પણ એમ કહેવું જોઇએ કે મારો જીવ [દીનના કામમાં] કાહેલ (સુસ્તી) થયો.

**ફાયદો.** એટલે ખબીસ અને પલીદ એ કાફેરોનો લકબ છે. મુસલમાન પોતાને માટે કહે નહીં. સુસ્ત અને કાહેલ કહેવામાં કંઇ દોશ નથી. હજરત (સલ) ની આદત હતી કે બુરા બોલને પ્રથમ બદલતા હતા.

૭૧૧ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ (પોતાના ગુલામ તથા લોંડીને) કહે નહીં કે મારો બંદો મારી બંદી. તમો સઘળા ખોદાના બંદા છો અને તમારી સર્વ સ્ત્રીઓ અલ્લાહની બંદી છે. પણ આમ કહેવું જોઇએ કે મારો ગુલામ અને મારી લોંડી. અને મારો જુવાન મરદ અને [મારી જુવાન ઓરત.

**ફાયદો.** એટલે સાચી બંદગીને લાએક ખોદા સિવાય બીજો કોઇ નથી માટે મના કરી. કેમકે એમાં શિર્કની વાસ આવે છે અને આ માટે કે ગોલામોના માલિક ગરૂર તથા ઘોમંડથી બચે. આ હદીસથી જણાયું કે * અબ્દુન્નબી, બન્દેઅલી બન્દે હસન નામ રાખવાં દુરસ્ત નથી.

૭૧૨ મુસલિમમાં અબુ હોરેરા (રદ) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો કોઇ કહે નહીં, ઓ કમબખ્તી જમાનાની કારણ કે જમાનાનો ફેરવનાર તો ખોદાજ છે.

**ફાયદો.** જમાનાને બુરૂં કહેવું એ માટે મના કર્યું કે જમાનો ખોદાની કુદરતના કબજામાં છે તેનો ફેરવનાર ખોદા છે. તો જમાનાને બુરૂં કહેવું તે જાણે ખોદા સાથે બે અદબી કરી. તેની તકદીરને બુરી કહી. અને જો જમાનાને ખૂદ માલિક અને મુખત્યાર જાણીને બુરૂં કહે છે તો ચોખ્ખી રીતે કાફેર અને મુશરેક થયો. આથી જણાયું કે જમાના અને ફલકને બુરૂં કહેવું જેવી કે શાએરોની ટેવ છે એ શરઅમાં કદી દુરસ્ત નથી ×

૭૧૩ મુસલિમમાં જાબેર [રદી]થી રિવાયત છે કે તમારામાંનો કોઇ પોતાના ભાઇને જુમઆ

* અને એવી પણ કોઈની જબર દસ્તી નથી કે દોઆ તેને કબુલ કરવીજ પડે. ગુ. મો.

* એટલે ખોદા સિવાય બીજા કોઈ તરફ અબ્દનો શબ્દ લગાડી નામ રાખવું દુરસ્ત નથી. એજ માટે હજરત (સલ) અબ્દુશ શમ્શ, અદુલ કાબા વગેરેને બદલતા હતા. મને અફસોસ લાગે છે તે શખ્સ પર કે આશેકે રસુલનો ડોલ ઘાલવા પોતાનું એક નામ હોવા છતાં અબ્દુલ મુસ્તફા નામ રાખ્યું. પણ આશેકે રસુલ તો તેજ કે હજરતના ફરમાનને માથે ચઢાવી તે અબ્દુલ મુસ્તફા નામ પોતાનું હોય તો બદલે. અને બીજાઓનાં એવાં નામ બદલવાની કોશીશ કરે. આ હદીસથી તમો સમજ્યા હશો કે અબ્દના શબ્દને ખોદા સિવાય બજા કોઈ સાથે લગાડવો દુરસ્ત નથી અને ગુલામનો શબ્દ લગાડવો દુરસ્ત છે. તો સિદ્ધ થયું કે અબ્દે રસુલ નામ રાખવું હરામ અને ગુલામ મોહમ્મદ રાખવું દુરસ્ત છે ગુ. મો.

× એવીજ રીતે શાએરો જે કલા કરે છે. ઓ ફલક તું એમ કર અને તેમ કર એ કહેવું પણ દુરસ્ત નથી. દુન્યાના કારોબારને આકાશ (ફલક) તરફ નિસબત કરવી એ પારસીઓ તથા ફલાસેફાઓનો મત છે. ગુ. મો.

ને દિવસે કદી ઉઠાવે નહીં. ફરી પાછલથી તેના બેસવાની જગ્યાએ જઈ બેશે. પણ આવી રીતે કહે કે ખુલીને બેશો.

**ફાયદો.** મસજીદમાં નમાજ માટે જે જયાં આવીને બેઠો તેને ઉઠાવવું પોતાના બેસવા માટે દુરૂસ્ત નથી પણ આવી રીતે કહેવું દુરૂસ્ત છે કે સાહેબો જરા કોશાદા થઇને બેસો કે સર્વની જગ્યા થાય.

૭૧૪ બોખારી તથા મુસલિમમાં અબ્દુ-લ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઈ, કોઈ પુરૂષને તેની જગ્યાથી કદી ઉઠાવે નહીં ફરી તે ત્યાં બેશે.

**ફાયદો.** આગળી હદીસ ખાસ મસજીદના બયાનમાં હતી અને આ હદીસ આમ છે. મસજીદ હોય અથવા કોઈ બીજી જગ્યા હોય. આથી જણાયું કે જે શખ્સ મદરસા અથવા ખાનકાહમાં રહેતો હોય અથવા કોઇ શખ્સ કોઇ જગ્યા બજારમાં બેસતો હોય તો તેજ આગળો શખ્સ ત્યાંનો હકકદાર છે અગર જો તે એક દિવસ કેથે ગયો પણ હોય.

૬૧૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ (અંગુરને) કદી કર્મ કહે નહીં કારણ કે કર્મ તો ઇમાનદારનું દિલજ છે.

**ફાયદો.** કર્મના અર્થ સખાવત છે, અરબના લોકો દ્રાક્ષને કર્મ કહેતા હતા. કેમકે તેનાથી બનેલી શરાબને પીવાથી આદમીના મિજાજમાં સખાવત આવે છે. તો હજરતે (સલ) મના કરી કે જે ચીજથી હરામ અને નાપાક બને તેને, આ ઉમદા શબ્દ કર્મનો બોલવો, હરગીજ લાએક નથી પણ ઇમાનદારના દિલને માટે કર્મનો શબ્દ બોલવો મુનાસેબ છે કે જેમાં ઇમાનનું નુર તથા સખાવત રહે છે ફરી હજરતે (સલ) ફરમાવ્યુ કે દ્રાક્ષ વાડીઓને હદાએફુલ આનાબ કહ્યા કરો. આથી જણાયું કે બુરી ચીજનું નામ સારૂં રાખે નહી.

૭૧૬ બોખારી તથા મુસલિમમાં સઅદ બીન અબી વક્કાસ [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇ મદીનાવાળાઓની સાથે મકર અને ધોકો કરશે તે નિમકના પાણીમાં ઓગળવાની જેમ ઓગળી જશે.

૭૧૭ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એહરામવાળો કુડતાને, પાઘડીને, કનટોપને, ઇજારને, અને તે કપડાંને કે જેમાં જાફરાન કે વર્સ (નામની ઘાસ) લાગયાં હોય તેને તથા મોજાંને પહેરે નહીં. પણ જો કોઇને જોડા નહીં મળે તો મોજાને કાપે. તે એટલાં સુધી કે પગની પીટને નીચે થાય. (ફરી તેને પેહેરે.)

**ફાયદો.** આ હદીસ ઉપર સર્વ ઇમામોનો અમલ છે કે એહરામ વાળાને આ ચીજો દુરૂસ્ત નથી.

૭૧૮ મુસલિમમાં ઓમારા બીન રોવેબા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જે કોઇએ સુર્ય ઉગવા તથા ડુબવા પેહેલાં નમાજ પઢી તે દોજખમાં જશે નહીં.

**ફાયદો.** ફજર આરામનો વખત છે, અને અસર દુન્યાના કારબારનો વખત છે. માટે આ વખતોની નમાજનો આટલો અજર અને સવાબ છે.

* ૬૧૯ બોખારી તથા મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે ઇમાન વાળો એક સુરાખમાંથી બે વાર ડંખ ખાતો નથી.

**ફાયદો.** એટલે ઇમાનદાર દીનના કામમાં એક વાર ધોકો અને ફરેબ ખાય છે બીજી વાર ફરેબમાં આવતો નથી. જેમકે ગફલતથી એક વાર ગુનાહ તેનાથી થયો અને ફરી પસતાઇને તેણે તોબા કરી તો ફરી બીજી વાર તે ગુનાહની પાસે જતો નથી. આ કામેલ ઇમાન વાળાઓની તારીફ છે. રિવાયત છે કે અબુ ગિર્રા શાએર જંગે બદરમાં પકડાયો હજરત (સલ) થી તેણે આજેજી કરી અને વાયદો કર્યો કે હવે હું બીજી વાર કાફેરોની મદદ નહીં કરીશ. હજરતે (સલ) તેને છોડી દીધો. બીજી વાર તે કાફેરોની સાથે જંગે ઓહોદમાં આવ્યો અને પકડાઇ ગયો ફરી આજેજી કરવા લાગ્યો કે આ કસુરને માફ કરો હવે કદી કાફેરોને સાથ આવીશ નહીં. ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. એટલે હવે અમો બીજી વાર ફરેબમાં આવતા નથી. ફરી તે કતલ થયો.

૭૨૦ બોખારી તેથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન ઓમર [રદી] થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તમારામાંનો કોઇ પિશાબ કરતાં પોતાનો જકર સીધે હાથે પકડે નહીં, અને જમણા હાથથી ઢેંલાં નુંછે નહી. અને વાસણમાં શ્વાસ (દમ) મુકે નહીં." એટલે પાણી પીવાને વખતે કદાપી નાક અથવા મોંથી કંઇ ટપકી પડે અને સુગ આવે. અને જમણો હાથ ખાવા પીવાને માટે છે. જાય જરૂર અને પિશાબની જગ્યા તેનું અડકવું મુનાસેબ નથી.

૭૨૧ બોખારીમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું તમારામાંનો કોઇ પોતાની દીવારમાં લાકડી ગાડવાથી પોતાના પડોસીને મના કરે નહીં.

**ફાયદો.** પડોસી દીવારમાં કડીઓ રાખવા ચાહે તો તેને રોકે નહીં, આ પડોસીનું હકક છે.

૭૨૨ બોખારી તથા મુસલિમમાં અબ્દુલ્લાહ બીન મસઊદ (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે બિલાલની અજાન સેહરી કરવાથી કોઇને રોકાણ કરે નહીં. કેમકે તે રાતમાં અજાન કહે છે. અથવા [રાવીએ] કહ્યું કે તે નિદા કરે છે કે જેથી તમારો તહજ્જોદ પઢનાર આરામ કરે. અને તમારા સુતેલાને જગાડે. ફજરનો વખત આ નથી કે આવી રીતે ઇશારો કર્યા. (એટલે જે લાંબી ઊંચી રોશની પ્રથમ થાય છે તેનું નામ સુબ્હ નથી. હજરતે [સલ] ફરમાવ્યું) જ્યાં સુધી આવી રીતે ઇશારો નહીં કરે અને હજરતે (સલ) પોતાની કલેમાની આંગળીઓને ડાબે જમણે ફેલાવી." એટલે સુબ્હ તે છે કે જેની રોશની ચોડી હોય.

**ફાયદો.** એટલે સુબ્હ બે તરેહની છે એક સુબ્હ કાજેબ જેની લાંબી રોશની થાયછે તે વખત સુધી રોજદારને ખાવું પીવું હરામ નથી અને ફજરની નમાજ તે વેળા દુરૂસ્ત નથી. બીજી સુબ્હ સાદિક જેની રોશની ચોડી ફેલાયલી થાય છે. તે વખત રોજદારને ખાવું પીવું હરામ છે.

૭૨૩ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મુસલમાનોમાંથી જેના ત્રણ બચ્ચાં મર્યાં હશે તેને દોજખની આંચ લાગશે નહીં પણ કસમ સાચી કરવા જેટલી.

**ફાયદો.** એટલે ખોદાએ કુરઆનમાં કસમની રૂએ ફરમાવ્યું છે કે ખચીત સર્વનો દોજખ ઉપર ગુજર થશે તો માત્ર આટલું જરૂર થવાનું કે દોજખના પૂલ પર ચાલવું પડશે બીજો કંઈઅજાબ નથી. બીજી હદીસમાં છે કે બે અથવા એક છોકરૂં પણ મર્યું હશે તો દોજખથી બચશે. કારણ કે બાળકના મોતથી માબાપને ઘણો દાગ હોય છે અને ફરી તેઓએ આવી મુસીબત ઉપર સબર કર્યો અને ખોદાની તકદીર ઉપર રાજી રહ્યા તો ખોદાએ એને બદલે તેઓને બચાવ્યા.

૭૨૪ મુસલિમમાં જાબેર (રદી) થી રિવાયત છે કે હજરતે [સલ] ફરમાવ્યું કે તમારામાંનો દરેક અલ્લાહ સાથે સારી ધારણા રાખતો હોય એવી હાલતમાં મરે.

**ફાયદો.** ઇમાનના બે પર છે. આશા અને ડર. તંદુરસ્તી અને જીન્દગીની હાલતમાં ખોદાનો ખોફ વધુ રાખે કે જેથી ગુનાહોથી બચે. અને મરતી વેળા ખોફનો ખ્યાલ નહીં કરે. કેમકે તે વખત ગુનાહ કરવાનો નથી પણ તે વખત અલ્લાહને રહીમ, કરીમ ગફ્ફાર, અને સત્તાર જાણીને બખ્શીશની આશા દિલમાં રાખે કે જેથી ખુશી અને શોખની સાથે અલ્લાહની તરફ જાય અને મરવાથી જીવ બચાવે નહીં. અને જે મુસલમાન તે વેળા હાજર હોય તે પણ અલ્લાહની રહીમી કરીમીની સિફત બ્યાન કરે કે જેથી મરનારનો હોસલો વધે અને ખોદાની સાથે સારો ગુમાન મજબુત થાય.

૭૨૫ મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યુ કે સિદ્દીકને યોગ્ય નથી કે તે ઘણી લાનત કર્યા કરે.

**ફાયદો.** અબુ બકર સિદ્દીકે (રદી) એક વાર પોતાના ગોલામને લાનત કરી ત્યારે હજરતે (સલ) આ હદીસ ફરમાવી. સિદ્દીક તે કામેલ વલીને કહે છે કે જેના દીલમાં એવું નુર પ્રકાશ થાય કે વગર દલીલ ઢુંડે અને વગર મોજેજો દેખે ઈમાન લાવે જેમ કે મશહુર છે કે અબુ બકર સિદ્દીકે હજરત (સલ) થી કંઇ મોઅજેજો માંગ્યો નહીં અને ન કોઇ દલીલ તલાશ કરી માત્ર પોતાના દિલના નુર

થી હજરત (સલ) ને પેગમ્બર જાણીને ઈમાન લાવ્યા, પેગમ્બરીની પદવી બાદ વિલાયતના દરજામાં સિદ્દીકીની બરાબર કોઇ મરતબો નથી.

૭૨૬ બોખારી તથા મુસલિમમાં ઉકબા બીન આમિર (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આ પરહેજગારોને લાએક નથી" આ હજરતે આગળ પહેરેલા રેશમી ફર્રૂજને ઉતારતી વેળા ફરમાવેલું.

**ફાયદો** ફર્રૂજ તે કબાને કહે છે જેનો પાછળનો દામન ચાક હોય. સવારીને માટે આ સારો હોય છે. તો તેવો રેશમી કબા કોઇએ હજરત (સલ) ઉપર મોકલેલો. તે વખત સુધી રેશમી કપડું પેહેરવું હરામ ન હોતું, હજરતે (સલ) તેને પેહેરીને નમાજ પઢી. નમાજ પછી તેને બુરો ગણી ઉતાર્યો, ફરી આ હદીસ ફરમાવી. આ હદીસથી જણાયું કે મુત્તકી અને પરહેજગાર દુન્યાની જીનત અને સણગાર કરતા નથી, અગર જો તે હલાલ અને મોબાહ પણ હોય.

૭૨૭ બોખારીમાં અબદુલ્લાહ બીન અબ્બાસ (રદી)થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે આખરી તવાફ કર્યા સિવાય કોઇ હજ્જ કરીને પાછા ફરે નહીં.

**ફાયદો** એટલે જ્યારે હજ્જના સર્વ કામ કરી રહે તો આખરમાં કાબાનો બીજો તવાફ કરીને પોતાને ઘેર આવે. એનું નામ તવાફે સદર છે. ઇમામ આજમ [રહ]ની નજદીક એ વાજેબ છે. અને ઇમામ શાફેઇ (રહ)ની નજદીક સુનત છે.

૭૨૮ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે તેને તે લાભકારક નથી. કારણ કે તેણે એક દિવસ પણ કહ્યું નથી કે એ મારા પરવરદિગાર તું મારા ગુનાહ કેયામતને દિવસે બખશ." જ્યારે હજરત આએશા (રદી) એ કહ્યું કે એ રસુલુલ્લાહ ઇબને જુદઆન જાહેલીયતના વખતમાં સગાંઓથી સુલુક કરતો મિસકીનોને ખવરાવતો તો શું આ તેને લાભ આપશે? ત્યારે હજરતે (સલ) આ ફરમાવ્યું.

**ફાયદો** એટલે તે શખ્સ કાફેર હતો કેયામતનું ઇમાન રાખતો ન હોતો. માટે તેણે કદી કેયામતની માફી માંગી નહીં. અને કાફેરના નેક કામ આ ખેરતમાં કંઇ કામ આવશે નહીં, નેજાતે માટે ઈમાન શરત છે.

૭૨૯ મુસલિમમાં અબદુલ્લાહ બીન ઓમર (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે મારી આ અંગુઠીના લખાણ જેવું લખાણ કોઇ ખોદાવે નહી.

**ફાયદો** હિજરીને છઠે વર્ષે હજરતે (સલ) વિચાર્યું કે બાદશાહોને પત્રો લખે અને તેઓને ઇસલામના ધર્મ તરફ નોતરે. લોકોએ અરજ કરી કે બાદશાહ વગર મોહોરના પત્રનો ભરોસો કરતા નથી, ત્યારે હજરતે મોહોર ખોદાવી. ચાંદીના નંગ ઉપર તેમાં ત્રણ લીટી હતી, એક લીટીમાં મોહમ્મદ બીજીમાં રસુલ ત્રીજીમાં અલ્લાહ, હજરત (સલ) પછી તે અંગુઠી અબુબકર સિદ્દીક (રદી) પાસે રહી. એમના પછી ઓમર ફારૂક (રદી) પાસે રહી. એમના પછી હજરત ઉસમાન (રદી) પાસે રહી, ફરી તેમના હાથમાંથી કુવામાં પડી ગઇ અને જડી નહીં. તો હજરતે (સલ) મનાઇ કરી કે કોઇ પોતાના સિક્કામાં મોહમ્મદ રસુલુલ્લાહ ખોદાવે નહીં કે જેથી શક પડે નહીં કે આ હજરતની મોહોર છે, અથવા બીજા કોઇની,

૭૩૦ મુસલિમમાં આએશા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે એહરામવાળો નિકાહ કરે નહીં. જાને ન તેના તરફથી કોઇ નિકાહ પઢે. અને ન તે પોતે મંગાણી કરે.

**ફાયદો** ઇમામ શાફેઇ માલિક અને અહમદ (રહ)નો આજ મજહબ છે કે એહરામ વાળાના નિકાહ દુરસ્ત નથી. ત્યાં સુધી કે હજ્જથી ફારેગ થાય નહી, અને ઇમામ આજમ (રહ)ની નજદીક દુરૂસ્ત છે. પણ સોહબત કરે નહીં. એમની નજદીક આ હદીસના આ અર્થ છે કે નિકાહ નહીં કરે એટલે સોહબત નહીં કરે * કારણ કે હજરતે (સલ) પોતાના નિકાહ હજરત મેમુના (રદી)થી એહરામમાં કર્યા હતા.

૭૩૧ બોખારી તથા મુસલિમમાં અબુ હોરેરા (રદી) થી રિવાયત છે કે હજરતે (સલ) ફરમાવ્યું કે જેના જાનવર માંદા હોય તે તંદરૂસ્ત

* પણ આ અર્થ આ હદીસ સાથે બંધ બેસતા નથી. કારણ કે આ હદીસના બીજા શબ્દો "અને ન તેના તરફથી કોઈ નિકાહ પઢે અને ન તે પોતે મંગાણી કરે" એને ના પાડે છે. ગુ. મો.

જાનવરોમાં (પાણી પાવા ઘાટ ઉપર) લાવે નહીં.

**ફાયદો** હજરતે (સલ) એટલા માટે મના નહીં કર્યા કે તનદુરૂસ્ત જાનવરોને બીમારી લાગી જવાની, જેમકે આમ લોકોનો અકીદો છે. કેમકે હજરતે પોતે ફરમાવ્યું છે કે કોઇની બીમારી કોઇને લાગતી નથી. જેમકે આજ અધ્યાયમાં હદીસ આવી ગઇ છે. પણ હજરતે (સલ) આટલા માટે મનાઈ કરી કે જો તંદુરૂસ્ત જાનવર કદાપી બીમાર જાનવરના મળવાથી ખોદાની તકદીરથી બીમાર થશે, તો સાધારણ લોકોનો બુરો અકીદો બીમારી લાગવાનો વધુ મજબુત થશે. તો નાહક્ક શિર્કમાં સપડાશે. અને ખોદાને ભુલશે.

# જાહેર ખબર.

**ફરાએઝ**—દુન્યામાં એવું તો કોણ હશે કે જેને તેનું કોઇ સગું મરી ગયા પછી અથવા તો મરનારે પોતાની પાછળ છોડેલા પોતાના વ્હાલા વારસોને ઇસલામી સુન્નત જમાઅત અને **હનફી મજહબ મુજબ** વારસો મેળવવાની અથવા વહેંચી આપવાની જરૂર પડતી નહીં હોય. એ માટે વકીલોની સલાહ મશવેરો લેવાના ફાંફાં અને ખર્ચાથી જો બચાવનાર કોઈ સાધન છે તો આ "**ફરાએઝ**" નામની ગુજરાતીમાં પ્રગટ થયલી ચોપડી છે. જે જેમ આમ લોકોને ફાયદાકારક છે તેમજ આલેમોને માટે પણ ઘણી ફાયદાકારક છે કારણ કે "**સિરાજી**" વિગેરે કિતાબોના અઘરામાં અઘરા મુનાસિખાઓ એમાં રીતો સાથે હલ (નિરાકરણ) કીધેલા છે તેમજ વકીલો વિગેરેને પણ ઉપયોગી છે કારણ કે Mohamadan Law પ્રમાણે વારસો વહેંચવાની ઘણીખરી અગવડો આ ચોપડી સંપુર્ણ રીતે દુર કરી આપશે. આજ સુધી ગુજરાતી કે ઉર્દુ ભાષામાં એવી ચોપડી પ્રગટ થઇ નથી. કિંમત આ. ૮.

**તકવીયતુલ ઈમાનઃ**—અંધારા અને અજવાળાને જેમ એક બીજા સાથે દુશમનાઇ છે કે એક ઠેકાણે બંને એકઠાં થઇ શકતાં નથી તેમ ઇસલામ અને ઇમાનને, શિર્ક અને બિદઅતની સાથે દુશમની છે. અને એ બંને શેતાન અલૈહિલ લઅનહના મોટા પણ છુપા ઘા માત્ર મુસલમાનો વાસ્તે છે, કેમકે તે ઇસલામનો અને ઇમાનનો દુશમન છે. માટે દરેક મુસલમાનને એ દુશમનના મજકુર ઘા અને છુપા હુમલાઓથી પોતાના દીનને બચાવવો ફરઝ છે. એ બાબતમાં આ ચોપડી હાલ ૩૫ અનુપમ બેનઝીર, ગુજરાતી ભાષામાં ૫, આનાની કિંમતે મળશે.

**ઠે૦ અબદુરરહેમાન બી૦**
જનાબ મોલાના મૌલવી ગુલામ મોહંમદ સાહેબ
**રાંદેર. જિલ્લો સુરત.**

## મશારેકુલ–અનવારના ઉર્દુ ભાષાંતર કરનારના કેટલાક ફાયદાઓની લીસ્ટ.

પૃ૪

૧૩ બિદઅતના અર્થ તથા કદ્દલીકનું વર્ણન,

૨૨ આસાનીથી કરજ માંગવાની તથા થોડું ક કરજ માફ કરવાની બુજુરગી.

,, જોડું આપવાની બુજુરગી તથા સિદ્દીકે અકબર (રદી)ને બશારત.

૨૩ મસજીદ બનાવવાની બેશારત.

પૃ૪

,, આપઘાત કરનારની સજાનું વર્ણન.

૨૪ થોડો પણ માલ ખેરાત કરવાની બુજુરગી,

,, મસજીદમાં હાજર થઇને નમાજ ગુજારવાની બુજુરગી.

,, રાતમાં જાગવાની દોઆ તથા તહજ્જોદની નમાજની ફજીલત.

